# સૈતાનનો સાથી.

૬૫૫૫૯

(અંગ્રેજી ઉપરથી)

પ્રકાશક

"સુવિચાર દર્શક મંડળી."

વિઠ્ઠલવાડી, મુંબઇ.

મુંબઈ

પારસી પ્રિંટિંગ પ્રેસ.

સંવત્ ૧૯૫૩. સન ૧૮૯૭.

કીમત ૧ા રૂપીયો.

# અનુક્રમણિકા.

# બે બોલ.

અંગ્રેજીમાં જી. ડબલ્યુ. એમ. રેનૉલ્ડસની રચેલી વાર્તાઓ સુપ્રસિદ્ધ છે. તેમાંની આ ફૉસ્ટ (Faust) નામની વાર્તાનું ભાષાંતર છે. આ વાર્તામાં માણસ લોભને વશ થઇ ઉન્મતતાથી પોતાનો અમર આત્મા સેતાનને વેચી દે છે, તેનું આબેહુબ વર્ણન છે. પણ તે પછી તેનું અંતઃકરણ તેને હમેશ ડંખ્યા કરે છે, એક કીડા રૂપે કોતરી ખાય છે. પોતાની જરા જેટલી મતલબ પાર પાડવા માટે પોતાને મળેલી સતાનો તે કેટલો અને કેવો ગેરઉપયોગ કરી પાપના પોટલા બાંધે છે, તે એણે કરેલાં કામો ઉપરથી સ્પષ્ટ જણાય છે. પોપ એલેકઝાંડર બોરજીઆ, અને તેનું કુટુંબ ઝેર આપવા માટે ઇતિહાસમાં પ્રસિદ્ધ છે. પણ એ કુટુંબનું દરેક માણસ કેવાં ભયંકર મોતે મૂવું તે જોઇ અસર થયા વગર રહેતી નથી. તેમજ ઓટોને તેના સદ્‌ગુણોથી સેતાન જીતી શકતો નથી, તેને સેતાને દેખાડેલી લાલચોથી તે લલચાયો નહિ. આ વાર્તા વિષે વધારે ન લખતાં એટલુંજ લખવું બસ થશે.

જાહેર ખબરો.

## વાંચવા લાયક પુસ્તકો.

# મહાકાળીની મૂર્તિ

અને

# તેના ભોગ.

### એક નવિન, રસિક, અને બોધદાયક વાર્તા.

આ વાર્તામાં સદ્‌બોધ સાથે નીતિ, રીતિ અને પ્રીતિના સારા પરિણામો, અને કુસંપ, અનીતિ અને અન્યાયના દુષ્પરિણામો દર્શાવેલાં છે. એક વખત પુરી કર્યા વગર હાથમાંથી છોડવી ગમતી નથી, એટલુંજ નહિ પણ બીજી વખત વાંચવા મન લલચાય છે. સોનેરી નામવાળા કપડાંના પુઠાંથી બાંધેલી છે.

કીમત ૨ રૂપીઆ.

પોસ્ટેજ વે. પે. રૂ ૦।~

---

# નાટય કથારસ.

### ભાગ ૧ લો.

મહાન નાટક ગુરૂ શેક્ષપીઅરના નાટકની દશ વાર્તાઓનું ભાષાંતર. સારા કાગળ, ઉત્તમ સફાઇ સાથે સોનેરી નામવાળું કપડાનું પુઠું. કીમત ૧૨ આના. પોસ્ટેજ વે. પે. રૂ ૦)≈.

જાહેર ખબરો.

# નાટય કથારસ.

## ભાગ ૨ જો.

એની અંદર બાકીની બીજી દશ વાર્તાઓ આવેલી છે. કીમત ૧૨ આના. પો. વે. પે. રૂ ૦)=

---

# બાદશાહ અને બીરબલ.

## પુસ્તક ૧ લું.

### ૬૬ વાર્તાઓ.

આ પુસ્તક નાનાથી મોટા, સ્ત્રી અને પુરૂષ દરેકને એક સરખી રીતે વાંચવા લાયક છે. એની અંદરથી સમયસૂચકતા, હાજરજવાબી વગેરે ઘણી બાબતો શીખવાને મળે છે. ઉંચા કાગળ ઉપર છપાવી, સોનેરી નામવાળા કપડાના મજબૂત પુઠાંથી બાંધેલ છે.

**કીમત રૂ ૧) પો. વે. પે. રૂ ૦)=**

---

# બાદશાહ અને બીરબલ.

## પુસ્તક ૨ જું.

### ૫૪ વાર્તાઓ.

પહેલા પુસ્તકના જેવું છે.

**કીમત રૂ ૦।।।** પો. વે. પે. રૂ ૦)=

જાહેર ખબર.

ધારા નગરીના પ્રખ્યાત વિદ્વાન

# ભોજ અને કાલિદાસ.

૪૦ વાર્તાઓ.

બુદ્ધિવર્ધક વાર્તાઓ.

જુદા જુદા જુદા પ્રસંગો ઉપર કાલિદાસ પંડિતની સાથે મહારાજા ભોજને થયલી વાતચીતો, શ્લોકો વગેરે.

કીમત ૧ રૂપીઓ.

પોસ્ટેજ વે. પે. રૂ ૦)=

---

ધારા નગરનો

# જગદેવ પરમાર

અને

# વીરમતી ચાવડી.

૭ ચિત્ર સહિત.

વીરરસ ભરપુર વાર્તા.

કીમત ૬ આના.

પોસ્ટેજ વે. પે. રૂ ૦)=

જાહેર ખબરો.

# કલિયુગના કૌતકો.

( કલિવિડમ્બન શતક. )

કલિકાલમાં સાચા જુઠા કરી લોકો એક બીજાને કેવી રીતે ઠગે છે તે વિષે જાણવાલાયક વર્ણન એમાં છે.

**કીમત ૨ આના. પો. ૦)ાા આનો.**

---

# વૈરાગ્ય શતક.

અપ્પય દીક્ષિતના રચેલા આ શ્લોકોનું ભાષાંતર ભારત માર્તંડ વેદાંત ભટ્ટાચાર્ય પ્રસિદ્ધ પંડિત શ્રી ગટ્ટુલાલજીનું કરેલું છે. મુમુક્ષુજનોએ એક વખત તે અવશ્ય વાંચવું જોઈએ.

**કીમત ૩ ાા પો. ૦)ાા આનો.**

---

# ગૂજરાતી વહેમ.

ગૂજરાતી પ્રજામાં ચાલતા વહેમોનો સંગ્રહ.

**કીમત ૧ આનો.**

---

# હરિશ્ચંદ્ર આખ્યાન.

**કીમત ૩ આના.**

જાહેર ખબરો.

# ગૂજરાતી શબ્દાર્થસિંધુ.

**કર્ત્તા વિઠ્ઠલ રાજારામ દલાલ.**

નર્મકોષ કરતાં વધારે શબ્દોનો સંગ્રહ. ઝીણા ટાઇપમાં, સુંદર બાઈંડીંગ મજબૂત પુંઠા છતાં કીમત માત્ર રૂ ૩) પો. વે. પે. રૂ ૦।–

---

# સંસ્કૃત ગૂજરાતી શબ્દકોષઃ

**પ્રકાશક-એચ. જી. મર્ચન્ટ.**

ઉંચા કાગળ ઉપર નિર્ણય સાગર પ્રેસમાં છપાવી, સોનેરી નામવાલા નકશીના પુંઠાથી બાંધેલો છે.

**કીમત ૪ રૂપીઆ.**

પોસ્ટેજ વે. પે. રૂ ૦।–

ઉપલાં બધાં પુસ્તકો, સુવિચાર દર્શક મંડળી, વિઠ્ઠલવાડી, મુંબઈ, તથા બીજા જાણીતા બુકસેલરોને ત્યાંથી મળશે.

# સૈતાનનો સાથી.

## પ્રવેશિકા.

સન ૧૪૯૩ નો આગસ્ટ બેસી ચૂક્યો છે. એલ્બ નદીના કિનારા ઉપર આવેલા વીટેનબર્ગના કિલ્લાના મિનારા ઉપર ઉગતા સૂર્યના કિરણો પ્રકાશ પાડી રહ્યા છે.

કિલ્લાથી થોડે દૂર રોઝેન્થેલના ઉમરાવની મીલકત આવેલી છે. તે ઉમરાવ પૈસાદાર છે.

વીટેનબર્ગના કિલ્લાનું કેદખાનું ભયંકર છે. સૌથી મોટા અપરાધીઓને છેક ભોંયરાઓમાં પૂરવામાં આવે છે. ભોંયરામાં હજી સૂર્યનો પ્રકાશ પડયો નથી. કંગાળ કેદીઓ ભોંયરા ઉપરની ફાટ તરફ નજર નાખી સૂર્યોદય થવાની રાહ જોય છે.

એક ભોંયરામાં વિદ્યાર્થીના પોશાકવાળો એક કેદી સૂર્યોદય થવાની અતિ આતુરતાથી રાહ જુએ છે. છ મહિના થયા તે આ કેદખાનામાં કેદ છે. આ છ માસ તેના ફોકટના ગયા છે. પણ આશા અને ઉમેદ તેને હજી છોડી ગઇ નથી. પોતાને ન્યાયાસન આગળ ઉભો કરવામાં આવશે તે દિવસની તે આતુરતાથી રાહ જુએ છે.

પણ આ યુવાન કેદીએ શો અપરાધ કર્યો હતો?

એક જુવાન, કુળવાન, ઉમરાવ ખાનદાનની સ્ત્રીને તે ચહાતો હતો.

અરે થેરેસા! તારી મૂર્તિ આ યુવાન કેદીની નજર આગળથી એક પળ પણ વેગળી ગઈ નથી!

રોઝેન્થેલના ઉમરાવની એક પૂરી પુત્રી થેરેસાને તે ચહાતો હતો. પોતે એક ગરીબ વિદ્યાર્થી હતો-ગરીબ માબા-

પને પેટ જન્મ્યો હતો–છતાં તે ઉમરાવજાદીને ખરા પ્રેમથી ચહાતો હતો.

પેલા મગરૂર ઉમરાવ બાપની નજરમાં આ અપરાધ મોટો જણાયો હતો. તે તેની ઉપર ઘણોજ ગુસ્સે થયો હતો. ખોટો અપરાધ મૂકી તેણે તેને કેદ કરાવ્યો હતો.

કેદીના મનમાં તે ઉમરાવ ઉપર પણ ઘણો ક્રોધ હતો. પોતાના મનમાં તેની ઉપર વેર લેવાના હજારો બિચારો કરતો. જે દિવસ ઉગવાની તે આતુરતાથી રાહ જોતો હતો, જે વખતે તે વેર લેવાનો વિચાર કરતો હતો તે વખતે પોતાના કેદખાનાનો દરવાજો ઉઘડતો તેણે સાંભળ્યો. દરવાજો ઉઘાડી દારોગો હાથમાં ફાનસ લઇને અંદર દાખલ થયો. પેલા કેદીના સુંદર પણ કરમાઇ ગયલા ચહેરા ઉપર ફાનસનું અજવાળું પડયું.

તેને જોઇ પોતાના ઘાસના બીછાના ઉપરથી ઉભો થતાં તે કેદી બોલ્યો, "કેમ શું છે? આ વખત કાંઈ મને ખાવાનું આપવા આવવાનો નથી! પણ મને લાગે છે કે, તું મને છૂટો કરવા આવ્યો છે! બોલ, હું છૂટો થયો?" તેના ચહેરા ઉપર આનંદનો દેખાવ ફરી વળ્યો.

દારોગો બોલ્યો, "ફ્રોરસ્ટ, આ ઠેકાણું કાંઈ શુભ સમાચાર આપવાનું નથી. આજે તો–"

ફ્રોરસ્ટ બોલી ઉઠયો, "આજે–મારો છૂટકો!"

દારોગાએ કહ્યું, "તને છૂટો કરવાની મને સતા નથી. પણ એક કલાક પછી તને ન્યાયાસન આગળ ઉભો કરવામાં આવશે તે વખતે તારે તૈયાર થઇ રહેવું, એવી ખબર તને આપવા હું આવ્યો છું."

જુવાન વિદ્યાર્થી બોલ્યો, "એ પણ સારી વધાઈજ છે. મારી ઉપર અપરાધ ખોટો છે તે હું પુરવાર કરી આપીશ. મને તુરત છૂટો કરવામાં આવશે."

દારોગો બોલ્યો, "તારો વિચાર ભૂલ ભરેલો છે. તારો શો અપરાધ છે તે તને ખબર છે?"

તે જુવાને જવાબ આપ્યો, "રોઝેન્થેલના ઉમરાવે મારી

ઉપર પોતાની પુત્રીને જોર જુલમથી ઉચકી જવાનો આરોપ મેલ્યો છે. પણ મારો તેની ઉપર પૂર્ણ પ્યાર છે તેથી હું તેને જોર જુલમથી કદી પણ ઉચકી જાઉં નહિ."

દારોગાએ કહ્યું, "પણ તું જાણતો નથી કે, તેનો વિવાહ તો નામદાર શાહેનશાહ મેક્ષીમીલીઅનના ભત્રીજા આર્ચ ડયુક લીઓપોલ્ડ સાથે થયો છે?"

ફ્રેસ્ટે જવાબ આપ્યો, "હા, તે હું જાણુંછું. પણ થેરેસા અને હું એક બીજાને ચાહીએ છીએ. તેણે પોતાના થનાર રાજકુમાર પતિને જોયો નથી તેથી તેને તે ચહાતી પણ નથી."

દારોગા બોલ્યો, "તારો વાંક તેં તારે મોઢેજ કબૂલ કર્યો છે."

ફ્રેસ્ટે પૂછ્યું, "કયો વાંક? શું એક માણસ બીજાને ચહાય તે વાંક ગણાય?"

દારોગાએ કહ્યું, "એક રાજકુમાર સાથે વિવાહ થયલી કન્યાને બીજો ચહાય તો તેને મોતની સજા થાય છે."

ફ્રેસ્ટ બોલ્યો, "નહિ, નહિ, મોત તો કદી નહિ!"

દારોગાએ કહ્યું, "તારો શત્રુ મોટો છે. જે દિવસે તને કેદ કરવામાં આવ્યો તેજ દિવસથી તારે માટે મોતની શિક્ષા નેમાઇ ચૂકી છે."

ફ્રેસ્ટે પૂછ્યું, "પણ તારા જાણવામાં એ વાત કેમ આવી?"

દારોગાએ જવાબ આપ્યો, "હું પોતે અહીં કેદી છું. પણ દારોગા તરીકે મારી જીંદગી સૂધી રહેવાનું મેં કબૂલ કર્યું તેથી મારી જીંદગી બચી છે."

ફ્રેસ્ટે પૂછ્યું, "તેં શો અપરાધ કર્યો હતો?"

દારોગાએ જવાબ આપ્યો, "તે પૂછવા સાથે તને કામ નથી. પણ મને મોતની શિક્ષા થઇ ચૂકી હતી."

ફ્રેસ્ટે પૂછ્યું, "પણ દારોગો થવા સિવાય બીજી રીતે તને છૂટવાનો ઈલાજ ન હતો?"

દારોગો બોલ્યો, "કાંઈ પણ નહિ. પણ સબૂર! હવે મને યાદ આવ્યું! એક બીજી બાબત પણ હતી. તેનાથી આ કંગાળ જીંદગી છોડીને બલવાન અને પૈસાદાર થવાય એવું હતું."

ફોસ્ટે પૂછયું, "પણ તે અતિ ભયંકર હશે?"

ભયથી આસપાસ જોતો તે માણસ બોલ્યો, "મને એ વિષે ન પૂછ."

ફોસ્ટે કહ્યું, "ભલા દારોગા, તેં મારી જિજ્ઞાસા ઉશ્કેરી છે તેથી હવે તે વિષે મારી પાસે બધો ખુલાસો કર."

આસપાસ જોતો દારોગા બોલ્યો, "નહિ, નહિ, એ વાતનો ખુલાસો હું કરી શકતો નથી. આ તેજ ભોંયરૂં છે!"

કાલાવાલા કરતાં ફોસ્ટ બોલ્યો, "મને તે કહે. આ પૈસા લે. મારી પાસે આ બધું છે તે હું તને આપી દઉછું."

તેના હાથમાંથી પૈસાની કોથળી લેતાં દારોગા બોલ્યો, "તારો ઉપકાર થયો. તારી જ્યારે સાંભળવાની મરજી છે ત્યારે સાંભળ. એવી દંતકથા ચાલે છે કે, દોઢસો વરસ પહેલાં એક વિદ્વાન થઈ ગયો હતો. તે ઘણીક ગુપ્ત વિદ્યાઓ જાણતો હતો. તેને આ ભોંયરામાં કેદ કર્યો હતો. તેને મોતની શિક્ષા થઈ ચૂકી હતી. પણ પોતાની વિદ્યાની મદદથી તે અહીંથી નાશી જવા પામ્યો. મંત્રના જોરથી તેણે પાતાળમાંથી સેતાનને બોલાવ્યો અને તેને પોતાનો અમર આત્મા વેચી દઈ, તેના બદલામાં સતા, પૈસો, અને લાંબી જીંદગી મેળવી તે પોતાના મંત્રના લેખ આ ભીંત ઉપર લખી ગયો છે અને તેને કાઢી નાખવાને કરેલી કોશેશ બધી વ્યર્થ ગઇ છે!"

આમ કહી તેણે ભીંત તરફ પોતાનું ફાનસ ઊંચું કર્યું અને તે લેખ જોઈ બોલ્યો, "અરે ઈશ્વર! હજી પણ તે લેખ એવીજ હાલતમાં છે!"

ફોસ્ટે આતુરતાથી પોતાની આંખો તે તરફ ફેરવી.

દારોગા બોલ્યો, "અરે, એ ના વાંચતો! નહિ તો સેતાન અહીં આવીને ઉભો રહેશે." દારોગો ત્યાંથી દૂર ખસી ગયો એટલે પેલા મંત્ર લેખ ઉપર અંધારૂં થઈ ગયું. પછી તે બોલ્યો, "ફોસ્ટ, હવે હું જાઉં છું. અરધા કલાકમાં તને અમલદાર લેવાને આવશે." આમ કહી દરવાજો બંધ કરીને દારોગા ચાલતો થયો. ફોસ્ટ પાછો અંધારામાં એકલો રહ્યો.

થોડીવાર વિચારમાં પડી રહીને ફોસ્ટ બોલ્યો, "તે મા

ણસ મને આ ભયંકર વાત ન કહેતો હતો તે વાજબી હતું. ઈશ્વર મને એ લાલચથી દૂર રાખો! અરે થેરેસા, વહાલી થેરેસા, તારે માટે મને હવે વિચાર થાય છે! અરે! મારા બધા વિચારો બદલાઇ જાય છે! અરે, મને કેવા વિચારો આવે છે! થેરેસા, તારી સાથે લગ્ન કરવાની, તારો મધુર સ્વર સાંભળવાની મારી મરજી થાય છે! તે સાથે પેલા મગરૂર ઉમરાવ અને ન્યાયાધીશને શિક્ષા કરવાને-તેનની ઉપર વેર લેવાની પણ ઈચ્છા થાય છે! હા, થેરેસા, તારે માટે મારો અમર આત્મા હું સેતાનને વેચીશ! સ્વર્ગની આશા હું છોડી દઇશ!"

એટલામાં દરવાજો ઉઘડતો સંભળાયો અને હાથમાં ફાનસ લઈ અમલદાર દાખલ થઈને બોલ્યો, "ફ્રેસ્ટ, હું તને મુખ્ય ન્યાયાધીશ સાહેબ આગળ લઇ જવા આવ્યો છું."

ધ્રુજતે અવાજે ફ્રેસ્ટ બોલ્યો, "મારી ભયંકર હાલત ઉપર વિચાર કરવાને મને થોડી પળ આપો. માત્ર ત્રણજ મીનીટ વિચાર કરવા દો."

દયાળુ સ્વરે તે અમલદાર બોલ્યો, "જે માણસ થોડા કલાક જીવનાર છે તેની આ માગણી હું ના,પાડી શકતો નથી."

અંદર દીવો મૂકીને તે અમલદાર બહાર આવ્યો. પછી ફ્રેસ્ટ બોલ્યો, "'જે માણસ થોડા કલાક જીવનાર છે!' હા, મારી શિક્ષા નેમાઈ ચૂકી છે. પેલા દારોગાએ મને ઠગ્યો નથી." થોડીવાર પછી, "હા, હું એકલો છું. પણ નહિ! થોડા વખતના સુખને માટે મારો અમર આત્મા હું સેતાનને વેચીશ નહિ!"

અમલદાર ઓરડામાં દાખલ થઇને બોલ્યો, "તારો માગેલો વખત પૂરો થયો છે. હવે મારી સાથે ચાલ."

તે કમબખત વિદ્યાર્થી કાલાવાલા કરતો બોલ્યો, "હજી મેં પૂરો વિચાર કર્યો નથી. થોડીવાર મને વિચાર કરવા દો.'

તે અમલદાર બોલ્યો, "ન્યાયાધીશ સાહેબ મારી ઉપર ગુસ્સે તો થશે પણ તારી અરજ હું નાપાડી શકતો નથી."

અમલદાર બહાર ગયો. સૂર્યના કિરણ તેના ભોંયરામાં થોડો થોડો પ્રકાશ પાડવા લાગ્યા. તે બોલ્યો, "નહિ, નહિ!

હજી મેં દુનિયાનું સુખ જોયું નથી. વહાલી થેરેસા, આપણે ફરીથી મળીશું! તારા બાપ અને પેલા દુષ્ટ ન્યાયાધીશ ઉપર હું વેર લઇશ! બસ, બસ, થઈ ચૂક્યું! મારૂં નસીબ નોંધાઈ ચૂક્યું!"

આમ બોલી તે ફાનસ લઇને પેલા લેખ તરફ ફર્યો. તે બોલ્યો, "આત્માના કલ્યાણ માટે હાલ મરવું સારૂં છે. શું! વખત પૂરો થવા આવ્યો? અમલદાર આવતો સંભળાય છે! પણ નહિ! મારી ઉમર હજી બાવીસ વર્ષની થઇ નથી. હું મરવાને તૈયાર નથી!"

તેનું આખું શરીર ધ્રુજવા લાગ્યું તે બોલ્યો, "હવે તો હીમત કરી દઉં. આ છેલ્લીજ વાર છે!"

તેણે પેલો મંત્ર લેખ વાંચ્યો. તેના હાથમાંથી ફાનસ પડી ગયું. તુરત તેની પાસે એક આકાર આવીને ઉભો. તે આકાર ભયંકર નહિ પણ ગંભીર હતો. તેણે ગંભીર ધાડે અવાજે પૂછ્યું, "મારી પાસે, તું શું માગે છે?"

ફ્રોસ્ટ બોલ્યો, "મને આ ભયંકર જગામાંથી બચાવ!"

વિદ્યાર્થીનો હાથ મજબૂત પકડીને સેતાન બોલ્યો, "હું તને બચાવીશ!"

વીજળીની ઝડપથી સેતાન તેને લઇને છાપરા તરફ ઉડયો. ફ્રોસ્ટ બેશુદ્ધ થઈ પડયો.

* * * * * * *

જ્યારે ફ્રોસ્ટ જાગ્યો ત્યારે વીટેનબર્ગની પાઠશાળાની બાજુમાં આવેલી પોતાની નાની સરખી ઝુપડીમાં પડેલો હતો. તેણે આંખો ઉઘાડી, ભયથી આસપાસ જોવા માંડયું. સૂર્યનો પ્રકાશ તેના ઓરડામાં પડતો હતો. તેણે આસપાસ જોયું તો કેદખાનાની ભીંતોને બદલે પોતાના ઝુપડાની કામડાની ભીંતો તેની નજરે પડી વચ્ચે પોતાની નાની ટેબલ દેખાઈ. એક બાજુ પોતાના હસ્ત લેખોનો ઢગલો પડેલો હતો. આ બધું જોઇ તેનો ચહેરો આનંદથી પ્રફુલિત થયો. તે બોલ્યો, "અરે, મને કેવું ભયંકર સ્વપ્નુ આવ્યું! હું જાણે છ મહિના સુધી કેદખાનામાં પડયો હતો. ત્યાં મને મરવાનો વખત આવ્યો.

એટલામાં ભાગજોગે એક મંત્ર મને જણાયો. તે મંત્રના જોરથી મેં સેતાનને બોલાવ્યો. તે મને મોતના પંજામાંથી બચાવી અહીં લાવ્યો. હું મારી થેરેસા આગળ જઇને આજના સ્વપ્નની બધી વાત કહીશ."

આમ કહી તે ઉઠીને ઉભો થયો, પણ તેજ પળે બાજુએ ઉભેલા સેતાન ઉપર તેની નજર પડી. તે ભયથી ધ્રુજતો બોલ્યો, "અરે ઈશ્વર! આ સ્વપ્ન નહિ, પણ સાચું છે!"

તેની પાસે આવતો સેતાન બોલ્યો, "નહિ એ સ્વપ્ન નથી! બધી ખરી વાત છે. પણ જો હજીએ તારી મરજી મારે તાબે થવાની ન હોય તું છૂટો છે. મને અહીંથી રજા આપ, અને તારા નસીબમાં લખ્યું છે તે ભોગવ!"

ફ્રોસ્ટ બોલ્યો, "હજી પણ હું તારાથી છૂટો છું? ત્યારે તું અહીંથી જતો રહે! મને તારી મદદ જોઇતી નથી."

સેતાન બોલ્યો, "મારો એક શબ્દ સાંભળી લે. જો હું અત્રેથી જતો રહીશ તો તું પાછો પેલા ભયંકર કેદખાનામાં જઇ પડીશ. ત્યાંથી તને ન્યાયાધીશની આગળ લઇ જવામાં આવશે. તે તને ફાંસી આપવાનો હુકમ કરશે."

ફ્રોસ્ટે કહ્યું, "તેની મને દરકાર નથી. મારૂં ગમે તે થાય, થેરેસા સુદ્ધાં મને છોડી દે તેની મને દરકાર નથી."

તિરસ્કારથી હસીને સેતાન બોલ્યો, "અરે મૂર્ખ! તું શું એમ સમજે છે કે, તારી થેરેસા તને ચહાય છે? એક બળવાન ઉમરાવની પુત્રી છ છ માસ તારી રાહ જોઇ બેસી રહી હશે? તું કેદ છે એમ તે જાણતી નથી. તને તે જતો રહેલો માને છે. અને તેથી શું તેનો તારી ઉપર હજી પ્યાર છે?"

ફ્રોસ્ટે કહ્યું, "જો થેરેસા મને ભૂલી ગઇ હશે-તેનો મારી ઉપરનો પ્યાર ઉડી ગયો હશે તો હું તારી સત્તા કબૂલ કરીશ. બીજા જેને થેરેસા ચહાતી હશે તેની ઉપર હું વેર લઈશ. પછી તે આર્ચડયુક લીઓપોલ્ડ પોતે કાં ન હોય! પણ દેત્ય, હું તારી વાત માનતો નથી! મારી થેરેસા મનેજ ચહાય છે!"

સેતાને કહ્યું, "તારી સાથે માથું દુખવવામાં શો ફાયદો?"

ફ્રોસ્ટે કહ્યું, "થેરેસા મને નથી ચહાતી એવું તું મને બતાવે તો હું તારી મદદ લેવાને સોગન ખાઉછું."

સેતાને પૂછ્યું, "તું સોગન ખાય છે?"

ફ્રોસ્ટે કહ્યું, "હા, હું સોગન ખાઉછું."

સેતાન બોલ્યો, "મારા લખત ઉપર તારે સહી કરવી પડશે અને તેના બદલામાં હું તને પૈસો, સત્તા, વિજય અને બદલો બધું આ દુનિયામાં આપીશ."

થેરેસા પોતાને નથી ચહાતી એવા વિચારથી ગાંડા જેવો થઇ ગયલો ફ્રોસ્ટ બોલ્યો, "હા, હા, હું તે લખત ઉપર સહી કરીશ."

સેતાને કહ્યું, "ઠીક છે, ત્યારે તારી મરજી પ્રમાણે હું તને તે દેખાડીશ." આમ કહી બારી તરફ હાથ લાંબો કરી કાંઈ બોલ્યા પછી સેતાન બોલ્યો, "જે શકિતની તને બીક છે તેનીજ મદદથી હું હુકમ કરૂંછું કે, સુંદર થેરેસા જેવી હાલતમાં હાલ છે તેવીજ હાલતમાં અહીં દેખાય!"

તુરત થેરેસાનો શણગારેલો ઓરડો ફ્રોસ્ટની નજરે પડયો. એક કોચ ઉપર થેરેસા બેસી પોતાના હાથમાંની એક છબી તરફ જોતી હતી.

"અરે એ તો એજ છે! એજ છે!" એમ બોલતો ફ્રોસ્ટ તે દેખાવ તરફ દોડયો, પણ સેતાને તેને પકડી રાખ્યો. ફ્રોસ્ટ બોલ્યો, "અરે મારી વહાલી થેરેસા આગળ મને જવા દે."

સેતાને કહ્યું, "મૂર્ખ, તારાથી તેની આગળ જવાવાનું નથી એના હાથમાં જે છબી છે તે તારા હરીફની છે. જો તે તેને કેવી ચહાય છે! તેને જોઇ તેના અંતઃકરણમાં કેટલો આનંદ થાય છે?"

દલગીર અવાજે ફ્રોસ્ટ બોલ્યો, "હા, એ ખરી વાત છે. થેરેસા મને ભૂલી ગઇ છે. જે પ્યાર તેણે બીજાને આપ્યો છે તેને હું શાપ આપુંછું"

થોડી પળમાં તે દેખાવ તેની નજર આગળથી જતો રહ્યો. પછી ફ્રોસ્ટ બોલ્યો, "હા, પણ તે મને ભૂલી જાય તેમાં

નવાઇ નથી. છ મહિના થયા મારો અને તેનો મેળાપ થયો નથી. મેં તેને પત્ર સુદ્ધાં પણ લખ્યો નથી. મારા કેદથી હું તેનેથી છૂટો પડયો હતો. બસ, બસ, વેર, વેર, અને વેરજ !"

સેતાને પૂછયું, "ફ્રોસ્ટ, તેં તારી નજરે આ બધું જોયું, હવે તું મારો થઇશ કે નહિ ?"

ફ્રોસ્ટે તિરસ્કારથી કહ્યું, "શું ? હું તારો થાઉં ! નહિ, નહિ ! મેં કાંઈ તને વચન આપ્યું નથી ! મને મારા કેદખાનામાં પાછો જવા દે !"

સેતાને બૂમ પાડી, "કંગાલ ! તું હીચકારો છે ! શું તું ફાંસી જવા માગે છે ?"

ફાંસીનું નામ સાંભળતાંજ ફ્રોસ્ટ બોલ્યો, "તે વિષે મારી ખાત્રી કર, અને હું તારે સ્વાધીન થઇશ."

સેતાન બોલ્યો, "ભલે, તો તેમ કરૂં છું." બારી તરફ હાથ લંબાવી તે બોલ્યો, "જે શકિતની તને બીક છે તેની મદદથી હું હુકમ કરૂં છું કે, ફાંસીનું લાકડું અને તેની પાસે ભરાયલી ભીડ જેવી હાલતમાં હમણા છે તેવીજ દેખાય !"

તુરત વાદળું થઈ આવ્યું અને તે ખુલ્લી જતાં ફાંસીનું લાકડું તથા તેની આસપાસ એકઠા મળેલા લોકો દેખાયા.

તે દેખાવ જોઇ પછી ફ્રોસ્ટ બોલ્યો, "બસ, બસ !"

સેતાન બોલ્યો, "આ બધી તૈયારી તારે માટે થઈ છે. જો, આ શું થાય છે !"

તે ભીડની વચ્ચે એક જણ ઢોલ વગાડી આ પ્રમાણે બોલતો સંભળાયો, "આજ બપોરના વીલ્હેમ ફ્રોસ્ટ આ ફાંસી ઉપર પોતાના કરેલા પાપ માટે ચઢનાર છે માટે તેના આત્માના કલ્યાણ માટે પ્રાર્થના કરો !"

સેતાન તરફ ફરીને ફ્રોસ્ટ કાલાવાલા કરતો બોલ્યો, "બચાવ ! અરે મને બચાવ !"

સેતાન બોલ્યો, "હું તને બચાવીશ. ચોવીસ વરસ સૂધી આ દુનિયામાં તને સતા, પૈસો, બળ, પ્યાર, બદલો વગેરે જે માગીશ તે આપીશ, અને તે પછી તારે મારે શરણ થવું પડશે."

ફ્રોસ્ટે પૂછયું, "બસ ચોવીસજ વરસ ? વધારે નહિ ?"

સેતાને જવાબ આપ્યો, "વધારે નહિ. એટલા વખત સૂધી હું તારો ગુલામ થઈ રહીશ."

અતિશય ઉશ્કેરાઈ જઇને ફ્રોસ્ટ બોલ્યો, "પૈસો, સત્તા, પ્યાર, બળ, બદલો, આ તો બધું ઠીક છે! હું કબૂલ છું!"

પોતાની પાસેથી ચર્મ પત્ર કાઢી સેતાન બોલ્યો, "આની ઉપર સહી કર!"

ફ્રોસ્ટે ઉશ્કેરાયલી હાલતમાં તેની ઉપર સહી કરી દીધી. તેજ વખતે વીટનબર્ગ શહેરમાં ગાજવીજ સાથનું તોફાન થયું.

સહી કરી પછી ફ્રોસ્ટે પસ્તાયો. તે બોલ્યો, "અરે! મે આ શું કર્યું?"

તેજ પળે પેલા સેતાનનો તિરસ્કારથી હસવાનો અવાજ તેણે સાંભળ્યો. તે મૂર્છિત થઈ પડયો.

## પ્રકરણ ૧ લું.

### ખંજર અને દોરડું.

આગસ્ટ ૧૪૯૩ના થોડા દિવસ ગયા પછી ક્રેમબર્ગ નામના ગામડાના મુસાફરખાના આગળ એક મુસાફર ઉતર્યો. તે જુવાન વયનો હતો. ભાગ્યેજ તેણે બાવીસ તેવીસ વરસ પૂરા કર્યાં હશે. તે ઘણો સુંદર ન હતો, પણ તેનો દેખાવ અને ચાલચલણ તેને જોતાં માન ઉપજાવે એવાં હતાં. તેણે સાદાં પણ સારાં કપડાં પહેર્યાં હતાં. તેનો બાંધો મધ્યમ હતો, પણ શરીરે તે મજબૂત અને તંદદુંરસ્ત દેખાતો હતો. તેની કમરે વાંકી તરવાર લટકતી હતી અને કમબંધમાં બે પીસ્તોલો હતી.

તેને દરવાજા આગળ ઉભેલો જોઇ ક્લેકરવાન મુસાફરખાનાનો માલેક તેને ઘોડેથી ઉતારવા આવ્યો. પણ તે ઉપર બેઠે બેઠેજ બોલ્યો, "વીટનબર્ગ અહીંથી કેટલું દૂર છે?"

પેલો ક્લેકરવાનનો માલેક બોલ્યો, "અહીંથી પાંચ છ માઇલ છે. પણ રસ્તો ઘણો ખરાબ તેમજ ખાડા ખબુચીઆવાળો અને ભય ભરેલો છે. કેમ, ખરૂં કે નહિ, ગુરૂમહારાજ?"

આ છેલ્લા શબ્દો તેણે પોતાની બાજુમાં ઉભેલા એક સાધુ બાવાને કહ્યા હતા. આ સાધુ બાવા સફેદ વાળવાળો ઊંચા પાતળા કદનો પચાશેક વર્ષની ઉમરનો હતો.

આ સાધુ બાવા પેલા નવા મુસાફરને બારીકીથી જોતો તથા મનમાં આનંદ પામતો બોલ્યો, "ખરેખર ભયભરેલો છે ! ગમે તેવો બહાદૂર માણસ પણ આ તરફની ઝાડીમાંથી રાતને વખતે એકલો જઇ શકતો નથી."

મુસાફરે જરા ગુસ્સે થઇને પૂછયું, "શું રોઝેન્થેલનો અમીર મુસાફરોની સગવડો ઉપર ધ્યાન નથી આપતો ? તેની હદમાં શું લુટારાઓનું જોર વધારે છે ?"

સાધુએ જવાબ આપ્યો, "આ તરફનો ભાગ કાંઈ રોઝેન્થેલના હાથમાં નથી. એનો માલેક તો લીન્સડોર્ફનો કાઉન્ટ મેન્ફ્રેડ છે."

પેલો જુવાન પોકારી ઉઠયો, "શું ! જે ઉમરાવ શાહેનશાહ મેક્ષીમીલીઅનના રાજ્યાભિષેકને દિને દરબારમાં હાજર રહ્યો ન હતો તે ?"

ધીમે અવાજે ઘ્લોકસ્વાનનો માલેક બોલ્યો, "તેજ. પણ રાતની વખતે જેટલું ધારતી ભરેલું આ જંગલમાંથી પસાર થવાનું છે, તેટલુંજ તે કાઉન્ટ વિષે કાંઈ પણ બોલવામાં છે."

થોડીવાર સૂધી તે મુસાફર કાંઈ વિચારમાં પડયો, પણ પછી ઘોડા ઉપરથી કુદી પડતાં તે બોલ્યો, "ગમે તેમ થાય તોપણ હું તો આજ રાતનાજ અહીંથી મુસાફરી કરીશ. માટે ખાવાનું તૈયાર કરાવો અને મારી સાથે ભોમીઆ માટે થોડાક જોરાવર માણસો બોલાવો."

આમ કહી તે મુસાફરખાનામાં દાખલ થયો. પેલો મુસાફરખાનાવાળો તેના ઘોડાને તબીલા તરફ લઇ જતો હતો તેને ઉભો રાખીને સાધુ હુકમ કરતા અવાજે બોલ્યો, "હરમન, આ મુસાફરને આજ રાતના આગળ મુસાફરી કરતો અટકાવજે."

પેલો ઘરધણી બોલ્યો, "મારા લોર્ડ, હું તેને કેમ અટકાવી શકું ?"

સાધુએ કહ્યું, "એના ઘોડાને લંગડો બનાવ અથવા તો

આભારી પાડ. તેમ વળી એને માટે ભોમીઆ દાખલ માણસો મળતા નથી એમ પણ કહેજે."

તાબેદારીથી ઘરધણીએ ઉત્તર આપ્યો, "મહા લોર્ડ, તેમ હું કરીશ."

સાધુ બોલ્યો, "એને પેલા પાટીઆની ફરેકારવાળા ઓ-રડામાં ઉતારો આપજે."

"વારૂ સાહેબ." સાધુ અંદર દાખલ થયો, ઘરધણી ઘો-ડો લઈ ગયો.

સાધુને અંદર આવતો જોઇ મુસાફર બોલ્યો, "ગુરૂમહા-રાજ, તમે દારૂ લેશો? આ ગામડાંનો દારૂ કાંઈ ખરાબ નથી."

સાધુએ ટેબલ આગળ બેસી પ્યાલો ભરતાં કહ્યું, "અહીં-નો દારૂ ઘણો સરસ છે. પણ મુસાફર સાહેબ, તમે આજ બહુ મુસાફરી કીધી જણાય છે?"

મુસાફરે જવાબ આપ્યો, "હા, મેં બહુ લાંબી મુસાફરી કીધી છે. પણ આપણે લીન્સડોર્ફના કાઉન્ટ મેન્ફ્રેડ વિષે વાત કરીએ. મેં તો સાંભળ્યું છે કે, એ કાઉન્ટને પોતાના પાડોસી રોઝેન્થેલના લોર્ડ સાથે બનતું નથી."

સાધુએ જવાબ આપ્યો, "લોકો એમ બોલે છે ખરા."

મુસાફરે કહ્યું, "પણ કાઉન્ટ પોતાના નોકરોથી બીહે છે, અને તેથી બીજા કરતાં જુદીજ રીતે રહે છે? તે રંડાયલો છે, અને તેનો વારસ કોઈ નથી?"

સાધુ જાણે એ વાત કરવાને ખુશી ન હોય એવો દેખાવ કરી બોલ્યો, "લોકો એમ બોલે છે ખરા."

મુસાફરે પૂછયું, "તેનો એક મોટો ભાઇ હતો જે ઓ-ચીંતો મરણ–"

પેલો સાધુ વચ્ચે બોલી ઉઠયો, "શેઠ, હું સાધુ છું અને તેથી દુનિયાના લોકોની ખાનગી જીંદગી વિષે તપાસ કરવાની મારી જરૂર નથી. જો તમારે એ વિષે વધારે જાણવાની અ-ગત્ય હોય તો તમે પેલા ભલા હરમનને પૂછી બધો ખુલા-સો મેળવજો."

એટલામાં ઘરધણી હરમન ઓરડામાં આવ્યો. તેની તરફ

ફરીને મુસાફર બોલ્યો, "કેમ ભલા માણસ, મારે માટે શા સમાચાર?"

ઘરધણીએ જવાબ આપ્યો, "એક ખેડુતને ત્યાં લગ્ન છે ત્યાં બધા લોકો ગયા છે તેથી ભોમીઆ દાખલ કોઇ આવતું નથી. તેમ વળી તમારો ઘોડો પણ આજારી પડયો છે."

પોતાની જગાએથી ઉભો થતો તે મુસાફર બોલ્યો, "શું! મારે આ કંગાળ ઝુપડામાં આખી રાત પડી રહેવું! ચાલ, મને તબીલો બતાવ."

ઘરધણી આગળ ચાલ્યો. મુસાફરે જોયું તો પોતાનો ઘોડો ખરેખર આજારી થઇ ગયો હતો. મુસાફર બોલ્યો, "ઘોડો આજ ઘણો થાકી ગયો હતો અને તેં એને તુરત પાણી પીવા આપ્યું હશે તેથી એની એવી હાલત થઈ છે. મારી પાસે દવા છે તે એને પીવરાવીશ. આજની રાત તો મારે અહીંજ રહેવું પડશે."

પોતાની પાસેની કાંઈ દવા કાઢી તેને ખવરાવી પછી દીવાનખાનામાં આવી તેણે વાત કરવા માંડી. પેલો સાધુ તો ઓઢીને સૂઇ ગયો હતો, પણ હરમન તેની વાતોના પૂરા પાધરા જવાબ આપતો ન હતો તેથી કંટાળી જઇ મુસાફર બોલ્યો, "મારો ઓરડો બતાવ."

પેલો ઘરધણી તેને લાકડાની ફરેકારવાળા ઓરડામાં લઈ ગયો. તે ઓરડો મોટો હતો પણ સારી રીતે શણગારેલો હતો. ઘરધણી પાછો જતો હતો તેનો હાથ પકડીને મુસાફર બોલ્યો, "નીચેના ઓરડામાં પેલો સાધુ કોણ છે?"

"એ એક પવિત્ર સાધુ છે અને એનું નામ ઠીઓડોરીઅસ છે." આટલો જવાબ આપી તે ઓરડામાંથી જતો રહ્યો. તેણે જતાં જતાં દરવાજો બંધ કર્યો અને ઉપરથી સાંકળ ચઢાવી. પોતાનો દરવાજો બહારથી બંધ થવાનો અવાજ સાંભળી તે મુસાફર ચોંકયો. તે ખાત્રી કરવા દરવાજા તરફ ગયો. દરવાજો ખરેખર બહારની બાજુથી બંધ કરવામાં આવ્યો હતો.

મુસાફર બારીઓ તપાસીને બોલ્યો, "અરે આ શું! બા-

રીઓને પણ લોખંડના સળીઆ જડેલાં છે ! મારી સામે કાંઈ દગો ફટકો તો નથી ?"

તે આખો ઓરડો દીવો લઇને તપાસવા લાગ્યો. એક ખુણામાં એક મોટી ટેબલ હતી. તેની પાસેનો ફેરફારનો થોડો ભાગ ઉઘડતો જણાયો. એક હાથ ઓરડામાં દાખલ થયો. તેણે ખંજર પકડેલું હતું. ટેબલ ઉપર જોરથી તે ખંજર ખોંસીને હાથ પાછો બહાર ખેંચી લેવામાં આવ્યો અને ફરેકાર પાછી બંધ થઇ ગઇ. આ બધું એક પળમાં બન્યું. મુસાફર પેલી ફરેકાર તરફ દોડયો અને તે ઉઘાડવાની કોશેશ કીધી, પણ ફોકટ. હવે તેણે પેલા ખંજર તરફ નજર ફેરવી. તેના હાથા ઉપર એક દોરી બાંધેલી હતી અને તેની સાથે ચર્મ પત્રનો એક કટકો બાંધેલો હતો. તે છોડીને અતિ ભયથી તેણે વાંચ્યું:—

"ખંજર અને દોરડાથી તને હુકમ કરવામાં આવે છે કે, તારા ઓરડામાં જે કોઇ મધરાતને વખતે આવે તેની સાથે ચાલ્યો આવજે. એમાં ભૂલતો ના."

તેના હાથમાંથી તે કટકો પડી ગયો. બીછાના ઉપર શઢ જતો તે બોલ્યો, "અરે ઈશ્વર મને બચાવ ! મારા જેવાથી પણ એ હુકમનું અપમાન થઇ શકતું નથી !"

—oo:o:oo—

## પ્રકરણ ૨ જું.

### વ્હીમ ન્યાયાસન.

થોડીવાર પડી રહ્યા પછી તે શાંત થયો એટલે ઓરડામાં અહીંથી તહીં ફરતો બોલ્યો, "પણ મેં એવું તે શું કર્યું છે કે. મારે ખંજર અને દોરડાથી બીહવું જોઇએ ? પણ જો એ છૂપા મંડળનો સ્વતંત્ર કાઉન્ટ મને મોતની શિક્ષા ફરમાવશે તો તેના છૂપા નોકરો તેનો અમલ તુરત કરશે ! અરે ઈશ્વર ! જ્યારે સેંકડો અને હજારો લોકો છૂપી મંડળીમાં એકઠા મળી જાય છે ત્યારે શાહેનશાહ, આર્ચડયુક અને રાજકુ-

મારો તે સામે શી રીતે ટકી શકે? આવી છૂપી મંડળીઓની સત્તા આગળ જર્મન શહેનશાહની સત્તા પણ રદ જેવી છે!"

આ જુવાન મુસાફર હીમતવાન હતો. વ્હીમ મંડળ વિષે એવી તો વાતો ચાલતી હતી કે, તેથી ગમે તેવો બહાદૂર પણ તે સાંભળી ધ્રુજ્યા વગર ન રહે. મધરાત થવા આવી. જરાવારમાંજ બહારથી દરવાજો ઉઘડતો સંભળાયો. માથાથી પગ સુધી હથિયારબંધ થયલો એક માણસ તે ઓરડામાં દાખલ થયો. તેના હાથમાં એક ખંજર હતું. તેની મુઠ ઉપર દોરડું વીટાળેલું હતું. મુસાફરે તેને જોઇ બૂમ ન પાડી. પેલા માણસે તેને પોતાની પાછળ આવવા ઇસારત કરતાં તે ગુપચૂપ ઉઠી ઉભો થયો. તેઓ પાછલે રસ્તે તે ઘરમાંથી બહાર નીકળ્યા અને ઝાડીમાં દાખલ થયા. તેમની પાછળ કેટલાક હથિયારબંધ માણસો ગુપચૂપ ચાલતા હતા. થોડીવાર પછી તેઓ ખુલ્લી જગાએ આવી પહોંચ્યા. ત્યાં એક નાનું દેવળ હતું. ત્યાં ઉભા રહ્યા પછી વ્હીમ મંડળનો માણસ બોલ્યો, "તમારી આંખે મારે પાટા બાંધવા પડશે. હું તો મારા શેઠનો એક નોકર છું અને તમને તમારાથી કાંઈ પણ નુકસાન થનાર નથી."

મુસાફરે પૂછ્યું, "મને તમે ક્યાં લઈ જાઓ છો?"

પેલા માણસે પોતાની કમરે ખોસેલા ખંજર તથા દોરડા તરફ આંગળી કરી કહ્યું, "જ્યાં આની સત્તા ચાલે છે ત્યાં."

વધારે પૂછવામાં સાર ન જાણી પેલા માણસ સાથે આંખે પાટા બંધાવી આગળ ચાલ્યો. થોડીવાર ચાલ્યા પછી તેઓ ઓચીંતા ઉભા રહ્યા. એટલામાં નગારાનો અવાજ સંભળાયો. તેજ પળે કોઇએ પૂછ્યું, "કોણ છે?"

મુસાફરનો સાથી બોલ્યો, "ફ્રીસચોફીન."

તુરત દરવાજા ઉઘડવાનો અવાજ સંભળાયો. સાંકળોની મદદથી પુલ નીચે ઉતરતો હોય એવો અવાજ આપણા અનુભવી મુસાફરના સાંભળવામાં આવ્યો. તેઓ બધા પુલ ઉપર થઈને કિલ્લામાં દાખલ થયા. થોડા અંદર ગયા પછી એકનો અવાજ સંભળાયો, "એના પાટા છોડી નાખો."

તેનો હુકમ તુરતજ માનવામાં આવ્યો. મુસાફરે જોયું તો

તે એક મોટા ભપકાદાર ઓરડામાં ઉભો હતો. એક ઉંચી બેઠક ઉપર સ્વતંત્ર કાઉન્ટ બેઠો હતો. તેણે તે વખતના એક મોટા અમીરને લાયકનો પોશાક પહેર્યો હતો. પણ તે કાઉન્ટને જોતાંજ આ મુસાફરે ઓળખી કાઢયો. બ્લેકસ્વાનના મુસાફરખાનામાં થોડા વખત પહેલાં તેને જે સાધુ મળ્યો હતો તેજ આ કાઉન્ટ હતો. ઓરડામાં સંખ્યાબંધ દીવા બાળી પુરતો ઉજાસ કરેલો હતો. કાઉન્ટની પાસે એક ટેબલ ઉપર તરવાર અને દોરડું પડેલું હતું. તે આ મંડળની નીશાની હતી. કાઉન્ટે ત્રણ વખત હાથ ઊંચો કર્યો એટલે બધા શાંત થઇ ગયા. થોડીવાર પછી કાઉન્ટ બોલ્યો, "આ માણસને આગળ આવવા દો."

ઓરડાને મધ્ય ભાગે જઇને મુસાફર બોલ્યો, "લ્યો, હું અહીં આવ્યો."

સ્વતંત્ર કાઉન્ટે પૂછયું, "તમે અહીં શા માટે આવ્યા?"

દૃઢ અવાજે તેણે ઉત્તર આપ્યો, "ખંજર અને દોરડાંના તેડાને માન આપીને."

કાઉન્ટે પૂછયું, "તમે તેની સત્તા વિષે જાણીતા છો?"

જવાબ મળ્યો, "હા."

કાઉન્ટે પૂછયું, "તમારૂં નામ શું?"

મુસાફરે કહ્યું, "તમે મને ઓળખો છો, નહિ તો અહીં શા માટે બોલાવી મગાવો?"

કાઉન્ટે પૂછયું, "પણ મારૂં કહેવું એમ છે કે, તમે મુસાફરી કયે નામે કરોછો?"

મુસાફરે કહ્યું, "વીએનામાંથી ચાર્લ્સ હેમલને નામે એક શેહેરી દાખલ ચીઠી લીધી છે."

કાઉન્ટે કહ્યું, "એક શેહેરી દાખલ! તમે કયાં જાઓ છો?"

"રોઝેન્થેલના કિલ્લામાં."

"તમને અહીં શા માટે બોલાવવામાં આવ્યા છે તે તમે જાણોછો?"

"નહિ."

કાઉન્ટ બોલ્યો, "લ્યો, આ વાંચો."

કાઉન્ટના હાથમાંથી લખેલું ચર્મ પત્ર લઇને એક માણસે કેદીને આપ્યું. તેણે તે ધ્યાનથી વાંચવા માંડયું. આખું વાંચી રહ્યા પછી ધિક્કારથી જમીન ઉપર નાખી દેતાં હેમલ બોલ્યો, "મેં આખું વાંચ્યું."

કાઉન્ટ બોલ્યો, "એની ઉપર તમે સહી કરો એટલે તમે છૂટા થશો."

હેમલે પૂછયું, "જો હું ના પાડું તો?"

સ્વતંત્ર કાઉન્ટે ગંભીરાઈથી કહ્યું, "તો મોત સિવાય તમારો છૂટકો નથી."

હેમલ બોલ્યો, "તમે કોને ધમકી આપો છો તે જાણો છો?"

કાઉન્ટ બોલ્યો, "હા, હું તમને સારી પેઠે ઓળખું છું. તમે સહી કરો નહિ તો આ મંડળના સ્વતંત્ર કાઉન્ટ તરીકે તમને શિક્ષા કરવા મને સત્તા છે."

દૃઢ અવાજે તે જુવાન બોલ્યો, "કદી નહિ."

કાઉન્ટ બોલ્યો, "તો પછી આ મંડળના કાયદાને તમારે તાબે થવું પડશે. ફરીથી વિચાર કરો."

હેમલ બોલ્યો, "મારે વિચાર કરવાની કાંઈ જરૂર નથી. પણ તમે યાદ રાખજો કે, મારૂં વેર જર્મન અને રોમન રાજ્ય લેશે."

કાઉન્ટ ગુસ્સે થઈને બોલ્યો, "હઠીલા છોકરા, યાદ રાખજે કે એનું પરિણામ સારૂં નહિ આવે. તારી શિક્ષા તું સાંભળી લે."

આમ કહી તે થોડીવાર સૂધી બેસી રહ્યો. જુવાન પણ કાંઈ બોલવા વગરજ ઉભો રહ્યો. થોડીવાર પછી વ્હીમ મંડળનો કાઉન્ટ બોલ્યો, "એક ચોકસ માણસ જે હેમલ નામ ધારણ કરી ફરતો હતો તેને ખંજર અને દોરડાના હુકમથી મારી પાસે મેં બોલાવી મંગાવ્યો. પણ તેણે મારી આજ્ઞા ન માની તેથી તેને હું નાત બહાર કાઢું છું. તે ખ્રિસ્તી નામ ધરાવવા લાયક નથી. તેના મરણની ક્રિયા કોઇએ કરવી નહિ. તેના હાડકાં જંગલમાં રખડશે. તેના શરીરને મુઠી માટી મળશે

નહિ. એને ગરદનમાં દોરી બાંધી એક ઝાડે લટકાવી દેવા હું રજા કરૂં છું અને ત્યાં એના શરીરનો શિકાર જંગલી પ્રાણીઓ કરશે." આમ બોલી કાઉન્ટે પોતાની પાસેનું એક મજબૂત દોરડું આ કેદીની આગળ ફેંક્યું. તુરત છ માણસો તેની તરફ દોડી ગયા. એક જણે દોરડું ઉંચકી લીધું અને પાંચ જણે તે કેદીને પકડ્યો.

કાઉન્ટે પોતાના નોકરો તરફ ફરીને કહ્યું, "કાંઈ પણ વખત લગાડ્યા વગર એને જંગલમાં લઇ જઈ લટકાવી દો. એના શરીરને કોઈ ઝાડ ઉપરથી ઉતારે નહિ તે માટે એક ખંજર અને દોરડું ઝાડના થડમાં ખોસી મૂકજો."

હેમલ બૂમ પાડીને બોલ્યો, "મને થતા આ ગેરઈનસાફ માટે અત્રે એકઠા થયલા બધાની પાસે હું ફરિયાદ કરૂં છું. ઈશ્વર કોઈ પણ સરદારનું દીલ પીગળાવી–"

કાઉન્ટે બૂમ પાડી, "ચૂપ રહે! અહીં હાજર રહેલો વ્હીમ મંડળનો કોઈ પણ માણસ તારી તરફથી બોલશે નહિ. આ મંડળનો કાયદો એવો છે કે, શિક્ષા પામેલો માણસ પોતાનો સગો બાપ, ભાઇ, પુત્ર અથવા તો મિત્ર હોય તો તેનો પણ બચાવ થઇ ન શકે. જાઓ, એને લઇ જાઓ."

નોકરો તેને ત્યાંથી લઇ ગયા. જતી વખતે તેની આંખે પાટા બાંધવામાં આવ્યા ન હતા. જે માણસને મોતની શિક્ષા થઈ ચૂકી હતી તે આ મંડળનું મકાન જાણી લે તેની હરકત ન હતી.

ચંદ્ર પ્રકાશી નીકળ્યો હતો. તેના અજવાળામાં આસપાસનો બધો દેખાવ દેખાતો હતો. પણ તે દેખાવ તરફ હેમલનું ધ્યાન ન હતું. તે પોતાનો બચાવ પણ કરી શકે તેમ ન હતું. તેની તરવાર પણ આંચકી લેવામાં આવી હતી. તેઓ એક નાના દેવળ આગળ આવી પહોંચ્યા. તે નોકરોનો વડો બોલ્યો, "આ દેવલમાં તારી છેલ્લી બંદગી કરી લે." હેમલ એક પણ શબ્દ બોલ્યા વિના તેમાં દાખલ થયો અને થોડી વાર પ્રાર્થના કરી બહાર આવીને બોલ્યો, "હું તૈયાર છું."

નોકરોને વડો બોલ્યો, "તું બહાદૂર છે!"

હેમલે જવાબ આપ્યો, "તમારા જુલમી મંડળને તાબે થવા કરતાં હું મરવાનું વધારે પસંદ કરૂછું."

ઉપરીના હુકમથી એક ઝાડની દાંખલી ઉપર દોરડું નાખવામાં આવ્યું. તેને બીજે છેડે ફાંસો બનાવી તે હેમલના ગળામાં નાખ્યું. તેના હાથ પાછળથી મજબૂત બાંધી લીધા. કમનસીબ કેદીએ જરા પણ ધ્રુજ્યા અથવા તો દુઃખનો અવાજ કાઢયા વગર તેમ થવા દીધું. ઉપરીએ હુકમ આપ્યો અને બે જણા જેવું દોરડું ખેંચવા ગયા કે તરતજ એક લાંબો પાતળો આકાર ત્યાં દોડતો આવ્યો. હુકમ કરતે અવાજે તે બોલ્યો, "તમારા કેદીને છૂટો કરો!" આમ કહી પોતાની તરવારથી તેના બંધ કાપી નાખ્યા.

ઉપરી બોલ્યો, "એને પણ પકડો. વ્હીમ મંડળના ન્યાયની વચ્ચે આવનારના કેવા હાલ થાય છે તે આપણે એને પણ બતાવીશું."

બે જણાએ હેમલને પકડયો અને બાકીના પેલા નવા આવનાર તરફ ધસી ગયા. પણ પેલો પોતાની જગાએજ ઉભો રહીને બોલ્યો, "મૂર્ખાઓ! તમે કોની સામે થાઓ છો તે હજી જાણતા નથી. દૂર રહો!"

હેમલ પોતાનો બચાવ કરનાર પેલાઓને હાથે પકડાઈ જશે એમ ધારતો હતો, પણ તેઓ તો તેની પાસે જઈ ન શકયા. તેઓના હાથમાંથી હથિયારો સુદ્ધાં પડી ગયા. પછી તે અંજાણ્યો હેમલની તરફ ગયો અને તેને પકડી રાખનારને ધક્કો મારી દૂર કરીને બોલ્યો, "તમે મારી પાછળ ચાલ્યા આવો." આમ કહી તે ધીમે પગલે પાસેની ઝાડીમાં દાખલ થયો. હેમલ આશ્ચર્ય પામીને તેની પાછળ ગયો. વ્હીમ મંડળના નોકરો તેજ જગાએ ઉભા રહ્યા. તેમનાથી એક પગલું પણ ન ભરાયું. હેમલ પકડાઇ જવાની ધાસ્તીથી બોલ્યો, "સાહેબ, જરા ઉતાવળથી ચાલો, નહિ તો આ લોકો આપણને પકડી લેશે."

તેનો છૂટકો કરનાર બોલ્યો, "કદી આખું લશ્કર આવે તો તે પણ આપણને પકડી શકનાર નથી."

પોતાનો છૂટકો કરનાર, માણસની સત્તા કરતાં વધારે સત્તા ધરાવે છે એવો હેમલને ખ્યાલ ન આવ્યો. તે તો એમજ સમજ્યો કે, વ્હીમ મંડળનો તે કોઇ મુખી હશે અને કાંઈ કારણસર તેને છૂટો કરવા આવ્યો હશે.

થોડીવારમાં તેઓ ઝાડીમાંથી બહાર નીકળ્યા. કેમબર્ગનું ગામડું દૂરથી દેખાતું હતું. ત્યાં તેને ઉભો રાખીને પેલો અજાણ્યો બોલ્યો, "તમે અહીં થોડી પળ સૂધી ઉભા રહો. તમારો ઘોડો હું લઇ આવુંછું." આમ કહી તે ચાલતો થયો.

હેમલ એકલો પડતાં બીહવા લાગ્યો. થોડીવારજ થઇ તે મોતના પંજામાંથી છૂટયો હતો. વ્હીમ મંડળના અમલદાર તેની પાછળ આવી તેને પકડી લેશે એવી તેને ધાસ્તી લાગી. રોઝેન્થેલના કિલ્લા તરફ તેણે નાશી જવા વિચાર કર્યો, પણ તેજ વખતે તેને યાદ આવ્યું કે, તે કિલ્લાના ઉમરાવ ઉપરના ભલામણ પત્રો તો તેના ઘોડાની જીન સાથે બાંધેલા હતા. તે પત્રો વગર તે જઈને શું કરે? તે આવા વિચારો કરતો હતો એટલામાં ઘોડાના પગલા સંભળાયા અને તેનો છૂટકો કરનાર એક કાળા ઘોડા ઉપર બેસીને ત્યાં આવતો જણાયો. પોતાના હાથમાં હેમલના ઘોડાની લગામ પકડીને તેને તે દોરી લાવતો હતો.

પાસે આવતાં તે બોલ્યો, "ચાલો, ઘોડેસ્વાર થાઓ."

હેમલ ખુશી થઈ સ્વાર થયો અને પોતાના પત્રો સહીસલામત જોઇ બોલ્યો, "અરે, મારા પત્રો પણ સલામત છે!".

તેનો મદદગાર બોલ્યો, "તમારી કાંઈ પણ ચીજ પાછળ રહી ગઇ નથી."

હેમલે પૂછયું, "મારા ઉદાર મદદગાર, તમે કોણ છો? મારે કોનો ઉપકાર માનવો?"

તેણે ધીમેથી ઉત્તર આપ્યો, "આપણે બીજી વખત મળીશું ત્યારે હું કોણ છું તે તમે જાણશો."

હેમલ અતિ ઉશ્કેરાઇને પૂછયું, "આપણે પાછા મળીશું? કયાં?"

પેલાએ જવાબ આપ્યો, "રોઝેન્થેલના કિલ્લામાં. ત્યાં જ-

વાનો રસ્તો અહીંથી સીધોજ છે. તમારે કોઇ પણ વાતની ધાસ્તી ન રાખવી. આજથી સાતમે દિને ત્યાં મેજબાની થશે અને હું ત્યાં આવીશ."

આમ કહી તેણે પોતાનો ઘોડો દોડાવી મૂક્યો. હેમલે કિલ્લાની તરફનો રસ્તો લીધો.

---

## પ્રકરણ ૩ જું.

## રોઝેન્થેલનો કિલ્લો.

વીટેનબર્ગ શહેરથી થોડે દૂર રોઝેન્થેલનો અસલી કિલ્લો આવેલો હતો. તેના ખંડીઅરો હજી પણ જોવા લાયક છે. તેનો ઉમરાવ પોતાના ખાનદાન માટે મગરૂર હતો. તેની એક પુરી પુત્રી થેરેસાનું વેશવાળ જર્મન રાજ્યના ફટાયા કુંવર લીઓપોલ્ડ સાથે તેના બચપણથી કરવામાં આવ્યું હતું.

આ ઉમરાવને પોતાના બલવાન પડોસી લીન્સડોર્ફના કાઉંટ મેન્ફ્રેડ સાથે અણબનાવ હતો. કાઉન્ટે થેરેસાના હાથની માગણી કીધી હતી. પણ આ કાઉન્ટ ૫૦ વરસની ઉમરનો તથા બદ ચાલનો હતો, તેમજ થેરેસાનું વેશવાળ થયું હતું તેથી તેના બાપે તેની માગણી ના પાડી હતી. આ ઉપરથી મેન્ફ્રેડે તેની તરફ શત્રુતા રાખી હતી. તેમના નોકરોને એક એક સાથે વારંવાર કજીઓ થતો. એક બીજાની હદમાંથી પસાર થવું તેમને માટે સલામતી ભર્યું ન હતું. થેરેસા અને આર્ચડ્યુક લીઓપોલ્ડે એક બીજાને મુદલ દીઠા ન હતા. માત્ર ઉમરાવે પોતાના જમાઇને છ સાત વરસની ઉમરનો હતો ત્યારે દીઠો હતો.

હવે આપણે સુંદર થેરેસા તરફ નજર કરીએ. કિલ્લાના સૌથી સુંદર ઓરડામાં તે બેઠી હતી. તેની પાસે ઇડા અને મેરીઆ નામની તેની બે સખીઓ બેઠી હતી. તેઓ બેઉ જણીઓ પણ અતિ સુંદર હતી.

થોડીવાર વિચારમાં ગુપચૂપ બેસી રહ્યા પછી થેરેસાએ પૂછ્યું, "સખીઓ, મારા બાપના મહેમાન વિષે તમે શું ધાર્યું?"

ઇડાએ જવાબ આપ્યો, "તે જમવા બેઠા હતો તે વખતે મેં તેની તરફ નજર ફેરવી તો તે ફીકકો પડી ગયલો મને જણાયો હતો."

થેરેસા બોલી, "કેમબર્ગના ગામડા આગળ કાંઈ બનાવ બન્યો હતો તેથી તે ચીડાયો હતો, પણ તે વિષે તેણે વધારે વાત ન કીધી."

ઇડા બોલી, "આપણા કિલ્લાના ચોકીદાર ફ્રીઝે મને કહ્યું કે, આજ સવારના જ્યારે તે આવ્યો ત્યારે તેને ચહેરો તદન ફીકકો પડી ગયલો હતો"

સુંદર પણ શરમાળ મેરીઆ બોલી, "રાતના ઝાડીમાંથી આવતાં તેના મનને ધાસ્તી લાગી હશે."

ઇડાએ પૂછ્યું, "પણ બાઇ એ મેસર* હેમલ કોણ છે?"

થેરેસાએ જવાબ આપ્યો, "હું ધારૂં છું કે, મારા પિતા પણ એના કુટુંબ વિષે જાણતા નથી. એ પોતાની સાથે મોટા લોકો તરફના ભલામણના પત્રો લાવ્યો છે. તેમાંનું એક તો જર્મન શહેનશાહત તરફનું છે. તેમાં એને વિષે દરેક લોર્ડ અને ઉમરાવોને ભલામણ કીધી છે. એ આનંદ ભોગવવા માટે એકલોજ મુસાફરીએ નીકળ્યો છે. પણ ઇડા, તું આમ કેમ? એની સાથે તું પ્યારમાં તો નથી પડીની?"

ઇડાએ જવાબ આપ્યો, "નહિ રે બાઇ, નહિ! માણસો તો ઠગારા હોય છે."

થેરેસા નિઃશ્વાસ નાખીને બોલી, "તારૂં કહેવું ખરૂં છે. ગમે તેમ હો પણ હું તો તે ગરીબ પણ સુંદર વિદ્યાર્થીનો–"

ઇડા બોલી, "પણ બાઇ, તે તો તમારી તરફ બેવફા થયો છે."

થેરેસા બોલી, "આપણે તેને વિષે એકદમ ખરાબ વિચાર બાંધી દેવો ન જોઇએ. છ મહિના થયા તેને વિષે મેં કાંઈ પણ સાંભળ્યું નથી. પણ મારા પિતા કહેતા હતા કે, તે વી-

* અંગ્રેજીમાં જેમ મીસ્તર તેમ જર્મનીમાં મેસર.

ટેનબર્ગના કેદખાનામાંથી નાશી ગયો છે અને બીજા દેશમાં જઇને એક હલકા વર્ગની સ્ત્રી પરણ્યો છે. તમે બેઉ જણીઓ એ વાત માનોછો–"

ઇડા બોલી, "માણસોને હું તો ઠગારાજ માનુંછું તેથી એ વાત હું કેમ ન માનું ?"

મેરીઆએ કહ્યું, "લોર્ડ સાહેબે પોતેજ એ વાત કહી તેથીજ હું તે માનુંછું."

થેરેસા બોલી, "પણ હું એકલીજ એ વાત માનતી નથી. પણ મને તો એમ થાય છે કે, 'વીલ્હેમ હજી જીવે છે અને મને ચહાય છે!' એ વિચારમાં હું ઠગાતી નથી. જે દિવસે તમે ફ્રેસ્ટ વિષે ખબર લાવી કે, તેને માટે ફાંસીનું લાકડું તૈયાર થયું છે અને તે છ માસ સૂધી કેદખાનામાં હતો ત્યારે મને એવું થયું કે, તેને બચાવવા માટે હું જીવ આપું !"

મેરીઆ ધીમે સાદે બોલી, "ત્યારે બાઇ, તમે તેને ચહાઓ છો ?"

થેરેસાએ કહ્યું, "છોકરી, હું એને ચહાઉછું તે તો તું જાણે છેજ. એક દિવસે હું તેની છબી જોતી હતી એટલામાં એક નવાઇ જેવો બનાવ બન્યો. મને લાગ્યું કે, ફ્રેસ્ટ ઘણે દૂરથી મારી તરફ આતુરતાથી જોતો હતો."

ઇડા અને મેરીઆ બોલી ઉઠી, "આતો ઘણુંજ આશ્ચર્ય જેવું !"

થેરેસા બોલી, "પણ અફસોસ એ સુખ સ્વપ્નમાંથી હું જાગી ઉઠી. મારા પિતા તે વખતે દરવાજો ઉઘાડી, મારી પાસે આવીને બોલ્યા કે, ફ્રેસ્ટ આજે મરી જનાર છે. તેને માટે ફાંસી ઉભી થાય છે. મેં મારા બાપને ઠપકો આપ્યો અને તેમના પગ આગળ હું બેશુદ્ધ થઇને પડી. જ્યારે હું સાવધ થઇ ત્યારે મને કેવા આનંદજનક સમાચાર મળ્યા ! કોઈ ન જાણે તેમ ફ્રેસ્ટ નાશી ગયો હતો."

મેરીઆએ કહ્યું, "સતાવાળાઓએ પણ એ બાબત ઉપર ઢાંકપીછોડો કર્યો હતો."

ઇડા બોલી, "વીટેનબર્ગમાં તે ફરતો માલુમ પડ્યો હતો પણ તેને કોઇએ પકડ્યો નહિ.

થેરેસા બોલી, "ઈશ્વરનો ઉપકાર થયો!"

એટલામાં એક માણસના ત્યાં આવવાથી તેમની વાત બંધ પડી.

---

## પ્રકરણ ૪ થું.

### હુમલો.

આ આવનાર લશ્કરી સરદાર હતો. તે લડવૈયો બોલ્યો, "બાઈ સાહેબ, વગર હુકમે હું અહીં આવ્યો તે ક્ષમા કરજો. મારે દલગીરી ભરેલી ખબર તમને આપવી છે."

થેરેસા ચોંકીને બોલી, "ભલા હેનીઝ, બોલ."

તે લડવૈયો બોલ્યો, "તમે મિનારા ઉપર જાઓ. અહીં શત્રુથી લડાઇ થનાર છે તેથી કદાચ એકાદ તીર તમારા ઓરડામાં આવશે."

થેરેસા, ઇડા અને મેરીઆ એક સામટી બોલી ઉઠી, "શત્રુ!"

પેલો લડવૈયો કમાન બોલ્યો, "હા, બાઇ, પણ તમે ડરતા ના. લીન્સડોર્ફનો મગરૂર કાઉંટ બલવાન લશ્કર લઇને આવે છે. તમે મિનારા ઉપર જાઓ, ત્યાં તમે સલામત રહેશો."

થેરેસાએ પૂછ્યું, "પણ મારા પિતા?"

હેનીઝ બોલ્યો, "તેઓ કિલ્લા ઉપર આપણું લશ્કર લઇને ઉભા છે. તમને સલામત જગાએ લઇ જવાને તેમણેજ મને મોકલ્યો છે. મેસર હેમલ પણ ત્યાં છે. તેઓ પણ લડાઇમાં ભાગ લેનાર છે."

આમ કહી નમીને તે ત્યાંથી ચાલતો થયો. થેરેસા પોતાના બાપના હુકમ પ્રમાણે પોતાની સખીઓ સાથે તેજ વખતે મિનારા ઉપર ગઇ.

આ તરફ લીન્સડોર્ફના કાઉંટ તરફથી એક કાસદ સુલેહનો વાવટો લઇને તે તરફ આવતો હતો, તેને જોઇ રોઝે-

ન્ગેલનો લોર્ડ નીચે ઉતર્યો અને કિલ્લાની બારી ઉઘાડી મોટે સાદે બોલ્યો, "તું શા માટે આવ્યો છે?"

પેલો કાસદ બોલ્યો, "મોટા કાઉન્ટ લીન્સડોર્ફના કહેવાથી હું અત્રે આવ્યો છું. મારા નામવર શેઠે કહ્યું છે કે, તમારા કિલ્લામાં ચાર્લ્સ હેમલ નામનો માણસ છે તેને અમારે સ્વાધીન કરો. કેટલાક ખાનગી કારણોને લીધે અમારે તેને સ્વાધીન લેવો છે."

બેરન બોલ્યો, "તારા શેઠનો મેસર હેમલે ગમે તેવો અપરાધ કર્યો હશે તોપણ હાલ તે મારો પરોણો છે. મારા મોત સુધી તેને માટે હું લડીશ. તારા શેઠને આ સંદેશો પહોંચાડ."

પેલો કાસદ પોતાના હાથમાંથી લોખંડી મોજું ઉતારી કિલ્લા તરફ ફેંકતો બોલ્યો, "ત્યારે અમે લડાઈ જાહેર કરીએ છીએ."

લોર્ડ બોલ્યો, "મારે લડાઈ કબૂલ છે."

હેમલ જે આટલીવાર સૂધી ગુપચૂપ ઉભો રહી આ બધું સાંભળતો હતો તે બોલ્યો, "મારા લોર્ડ, મારે માટે તમારે લશ્કરનું લોહી રેડવાની જરૂર નથી. મેં આ કાઉન્ટને મારી જીંદગીમાં મુદ્દલ દીઠો પણ નથી, તેમજ મેં તેને શત્રુતાનું કાંઈ કારણ પણ આપ્યું નથી. મેં એક સાધુ બાવા સાથે તેને વિષે કાંઈ વાત કીધી હતી ખરી અને તે સાધુને બીજા વેશમાં બીજે ઠેકાણે દીઠો હતો–"

લોર્ડ બોલ્યો, "તે ગમે તેમ હોય, પણ તમે મારા મહેમાન છો, અને તેથી તમારો બચાવ કરવાની મારી ફરજ છે. તમારે માટે આ દેશના બધા ઉમરાવો ઉપર ભલામણ થઇ છે અને મને તો તમારી ખાસ ભલામણ છે. તમે પણ મને લડવામાં મદદ કરો."

પોતાની તરવાર ઉપર હાથ નાખતો હેમલ બોલ્યો, "મારા મોત સુધી તમારી સાથેજ લડવાને તૈયાર છું. ઉદાર ઉમરાવ યાદ રાખજો કે, તમારી આ બહાદૂરીનો બદલો–"

ખણુ લોર્ડ વધારે સાંભળવા ઉભો ન રહ્યો. તે પાછો કિલ્લા ઉપર ચઢયો. રોઝેન્થેલનો ઉમરાવ ૫૦ વરસની વયનો, ઊંચા કદનો હતો. તેનો ચહેરો કરડો હતો. તે ધાતકી દીલનો હતો તેથી લડાઈ થાય તેમાં તે ખુશી હતો. પોતાના કમાન આગળ જઇને તે બોલ્યો, "ભલા ડેવીઝ, કેમ કેવી તૈયારી થઇ છે?"

ડેવીઝે ઉત્તર આપ્યો, "મારા લોર્ડ, પેલી તરફ જુઓ. વીશ તોપોના મોઢા શત્રુની દિશાએ રાખ્યા છે. અને બીજી બધી બાજુએ લશ્કરનો પુરો બંદોબસ્ત કરેલો છે"

લોર્ડે પૂછયું, "આપણી પાસે કેટલા માણસો છે?"

કમાને ઉત્તર આપ્યો, "ત્રણશોને સાત. એક માણસ વીટેનબર્ગથી મદદ લાવવાને ગયો છે, તે આસપાસથી બીજી મદદ પણ મેળવી લાવશે."

"શત્રુ તરફની શી ખબર છે?"

ડેવીઝ કમાન બોલ્યો, "મેં પહેલાં એક દૂતને મોકલ્યો હતો તે ખબર લાવ્યો કે, શત્રુના નવશો માણસો છે. તે પછી બીજો એક ખબર લાવ્યો કે, એક હજાર બલવાન માણસો સાથે શત્રુ આવે છે."

રોઝેન્થેલનો બેરન બોલ્યો, "એના વધારે માણસોની મને થોડીજ દરકાર છે. બે વરસ થયા એની સાથે લડાઇ કરવા મારા મનમાં વિચાર હતો, તે એણે પોતેજ પાર પાડી આપ્યો."

એટલામાં શત્રુના માણસો દૂરથી આવતા દેખાયા. લોર્ડ અને કમાન બેઉ જણા થોડી વાર તો તેમને જોતાજ ઉભા રહ્યા. થોડીવાર પછી ડેવીઝ બોલ્યો, "કાઉંટ પોતે આવ્યો છે. પોતાના મદદગારોની વચ્ચે તે બખતર પહેરીને ઉભો છે."

તે પછી થોડીવારમાંજ લડાઇની શરૂઆત થઈ. એક બીજાની સામે તોપોમાંથી ગોળાઓ છૂટવા લાગ્યા. કિલ્લા ઉપરથી તોપો, તેમજ તીરનો મારો ચાલ્યો. શત્રુના માણસો એક પછી એક જખમી થઇ પડવા લાગ્યા, તોપણ તેમણે પીછો ન છોડયો. નીસરણીઓ, દોરડાઓ વગેરે સરસામાન લઇ કેટ-

લોક માણસો કિલ્લા તરફ દોડતા આવ્યા. કેટલાકો કિલ્લાના દરવાજા તરફ હુમલો કરતા હતા. કિલ્લાની અંદરનું થોડું પણ હીમતવાન લશ્કર બહાદુરીથી પોતાનો બચાવ કરતું હતું. તેઓ રીડીઓ માંડીને ઉપર ચઢવા લાગ્યા પણ ઉપરથી તેમને ધકેલી પાડયા. ત્રણ ત્રણ વખત તેઓ ઉપર ચઢયા પણ ફાવ્યા નહિ ચોથી વખત તેમની જીત થવા વખત આવ્યો. કિલ્લામાંના લશ્કરમાં એવી વાત ફેલાઈ રહી કે શત્રુનું કેટલુંક લશ્કર કિલ્લાના પાછળા ભાગમાં આવ્યું હતું અને ત્યાંથી તેઓ કિલ્લા ઉપર ચઢવા ફતેહ પામ્યા હતા. શત્રુના લશ્કરે મિનારા ઉપર હુમલો કર્યો હતો. આ વાત ખોટી ન હતી. જખમી થયલો એક લશ્કરી ત્યાં દોડી આવીને બોલ્યો, "મારા લોર્ડ, શત્રુઓએ પાછળથી કિલ્લા ઉપર હુમલો કર્યો છે. તેઓ ઉપર આવવા ફાવ્યા છે. મિનારા ઉપર તેમણે હુમલો કર્યો છે."

આ ભયભીત ખબર સાંભળી બેરન બોલ્યો, "અરે, ત્યાં મારી પુત્રી છે! જાઓ, તેનો બચાવ કરો!"

ડેવીડ પોતાના માણસોને એકઠા કરવા હીમત આપવા લાગ્યો હતો. ચાર્લસ હેમલ શત્રુના થોડાક માણસો સાથે લડતો હતો. તેના શરીરમાંથી લોહીની ધારાઓ ચાલી રહી હતી. તે તદ્દન નબળો થઇ ગયો હતો છતાં હીમતથી તરવાર ફેરવતો હતો. પણ તેના હાથમાં જોર ન હતું. થોડીપળ વધારે જાત તો તે મુરદું થઇ પડત. પણ એટલામાં એક જણ તેની મદદે આવ્યો. તે કોઈ સરદાર જણાતો હતો. તેણે બખતર પહેરી મુખવટો બંધ કર્યો હતો તેથી તે કોણ છે તે ઓળખાતું ન હતું. તે તરવાર ફેરવતો હેમલની તરફ આવી પહોંચ્યો. તેને જોતાંજ હેમલના શત્રુઓ પાછલે પગે હઠયા અને કિલ્લાની ભીત ઉપરથી ખાઇમાં પડી જઇ મરણ પામ્યા. પણ ત્યાં વધારે વાર ઉભો રહેવા વગર તે આગળ વધ્યો. તેના હાથની ઈસારતથીજ શત્રુઓના માણસો ડરીને કિલ્લા ઉપરથી પડવા લાગ્યા. જે ઠેકાણે મોટી લડાઇ ચાલી રહી તે ઠેકાણે જઈ પહોંચતાં ફેરઝેન્થેલનો આ અજાણ્યો મદદગાર બોલ્યો, "હીમતથી લડો, તમે જીતશો!" તેને જોઇ તેમને હીમત

આવી. શત્રુના માણસો ઉપરાસાપરી મરવા લાગ્યા. થોડીવારમાંજ તેમને કિલ્લો મૂકી નાશી જવાની ફરજ પડી. તેમની પાછળ રોઝેન્થેલનું લશ્કર લાગ્યું. પણ પેલો અજાણ્યો મદદગાર તો ત્યાંજ ઉભો રહ્યો. તે તેમની સાથે ન ગયો.

સૂર્ય અસ્ત પામતાં તે દિવસની લડાઇ પણ પુરી થઇ. પણ અફસોસ! આ લડાઇ એક ભયંકર ખરાબી પાછળ મૂકતી ગઈ. સેંકડો માણસોનાં મરણ સાથે થેરેસાને લીન્સડોર્ફવાળાઓ ઉચકી ગયા હતા.

પણ પેલો મદદગાર હમણા કયાં હતો? તેનું શું થયું? તે કયાં ગયો?

તે વિષે કોઇ પણ જાણતું ન હતું. તેને કિલ્લામાંથી જતો કોઇએ દીઠો ન હતો. તે કોણ હતો તે વિષે માત્ર હેમલજ જાણતો હતો. પોતાને બ્હીમ ગંડળના હાથમાંથી છોડવનાર તેજ સરદાર હતો એવી તેની ખાત્રી હતી.

લડાઇ પુરી થયા પછી ઉમરાવ, દેવીઝ અને બીજા સરદારોને એકઠા કરી થેરેસાને કેમ છોડવવી તેની ગોઠવણ કરવા પડયો.

---

# પ્રકરણ ૫ મું.

## હેમલ અને દેવીઝ.

બધા એકઠા મળ્યા એટલે ઉમરાવ બોલ્યો, "સરદારો અને મદદગારો, પેલા લુચ્ચાએ મને અતિ દુઃખ દીધું છે. મારી પુત્રીની સખીએ મને જે વાત કહી તે ઉપરથી જણાય છે કે, લીન્સડોર્ફના બાર માણસો મિનારા ઉપર ચઢી ગયા અને થેરેસાને જોર જુલમથી ઉચકી ગયા. કાઉંટે મારી પુત્રી સાથે પરણવા માગ્યું હતું પણ મેં તેને ના પાડી હતી. એક રાજકુમાર સાથે વિવાહ કરેલી મારી રત્ન સરખી પુત્રીને તે ઝુટાવી લઇ ગયો છે."

દેવીઝ બોલ્યો, "શહેરમાંથી બસો માણસો કાલ સવારના

આવનાર છે. આપણા મદદગારો પણ તૈયાર છે. કાલ બપોર થતાં અહીં બારસો માણસો એકઠા થશે. કુમારીને હું છોડવી લાવીશ અથવા તો તે કિલ્લાની ભીંત આગળ મારો જીવ આપીશ."

લોર્ડ બોલ્યો, "પણ એટલા વખતમાં તે દુષ્ટ કાઉંટ મારી પુત્રી સાથે જોર જુલમથી પરણશે તો?"

હેમલે પૂછ્યું, "કુમારી થેરેસાનો વિવાહ એક જર્મન રાજપુત્ર સાથે થયો છે એમ તે જાણતો નથી?"

લોર્ડે જવાબ આપ્યો, "એમ તે જાણે છે. પણ તે શહેનશાહ સુદ્ધાંની દરકાર કરતો નથી. તે કોઇ છૂપી શકિત ધરાવે છે, અને તેના મિત્રો ઘણા છે. મોટા શહેનશાહ મેક્ષીમીલીઅન પણ તેની સામે થવા શકિતમાન નથી એવો તેના મનમાં અભિમાન છે."

તિરસ્કારથી હસીને હેમલ બોલ્યો, "નિમકહરામ ગુલામ! (થોડીવાર રહીને) પણ આ આફત મેં તમારી ઉપર લાવી નાખી છે, તેથી મનેજ લીન્સડોર્ફના કાઉંટ પાસે જઇને વાત કરવા દો."

ઉમરાવે ઉત્તર વાળ્યો, "ઉદારચિત્ત જુવાન, એમ કર્યાથી તમારી જીંદગી જોખમમાં પડશે. પણ તમે એ કાઉંટનો શો અપરાધ કર્યો છે?"

હેમલે કહ્યું, "કેમબર્ગના ઉતારાખાનામાં એક સાધુની સાથે તેને વિષે થોડી વાત કીધી હતી અને તે વાત તેને ખબર પડી હશે તેથી તે ગુસ્સે થયો હશે."

લોર્ડ બોલી ઉઠયો, "હવે હું સમજ્યો! કાઉંટ મારી પુત્રીને ઉચકી જવા માટેજ આ બહાનું શોધ્યું હતું. મારે ત્યાં આવેલા મહેમાનને તેને સ્વાધીન કરવા હું ના પાડીશ એમ તે જાણતો હતો અને તેથી તેણે મારા મકાન ઉપર હુમલો કર્યો! પણ આપણે તેનું વેર લઇશું."

પછી બધા ત્યાંથી વીખેરાઇ ગયાં.

થોડીવાર પછી બુઢો દેવીઝ અને હેમલ કિલ્લાની ભીંત

ઉપર ફરતા હતા. હેમલની બહાદૂરી આ બુઢા સરદારે જોઈ હતી અને તેથી તે આનંદ પામ્યો હતો.

હેમલે પૂછયું, "આવતી કાલની ચઢાઇ વિષે તમે શું ધાર્યું?"

દેવીઝે જવાબ આપ્યો, "આવતી કાલે આપણને જે મદદ મળવાની છે તેઓ જો પુરી દૃઢતા બતાવશે તો ચોવીશ કલાકની અંદર લીન્સડોર્ફના કિલ્લા ઉપર રેઝેન્થેલની ધજા ચઢશે, એવી મારી ખાત્રી છે."

હેમલે પૂછયું, "એ કિલ્લો અહીંથી કેટલો દૂર છે?"

દેવીઝે જવાબ આપ્યો, "ક્રેમબર્ગથી ત્રણેક માઇલ છે."

એક વિચાર સુજી આવતાં હેમલે આતુરતાથી પૂછયું, "તેની આસપાસ કોઇ બીજો કિલ્લો નથી?"

ના નો જવાબ મળ્યો.

હેમલે પૂછયું, "લીન્સડોર્ફના કિલ્લાની આગલી બાજુએ એક મિનારો છે અને તેને લડાઈના બાંધકામથી મજબૂત કરી ત્યાં તોપો ગોઠવેલી છે?"

દેવીઝે કહ્યું, "હા, તેમ છે ખરૂં. પણ તમે એ કાઉંટના કિલ્લામાં કોઇ વખત ગયા છો?"

હેમલે કાંઈ જવાબ ન આપ્યો. તેના મનમાં ખાત્રી થઇ કે, બહીમ મંડળ જે કિલ્લામાં એકઠું મળ્યું હતું અને ત્યાં તેને લઇ જવામાં આવ્યો હતો તે એજ કિલ્લો હતો. અને તે ઉપરથી કાઉંટે તેને પોતાના હાથમાં પાછો લેવા માટે ચઢાઇ કીધી હતી.

બહીમ મંડળનું જોર તે વખતે વધારે હતું એમ હેમલ જાણતો હતો, અને આ સરદાર કદાચ તે મંડળને લગતો હોય તો તેની પાસે તે વાત કહ્યાથી કદાચ નુકશાન થાય ધારી તે વાત ઉડાવી. હેમલ બોલ્યો, "પણ એ મગરૂર કાઉંટ વિષે તરેહવાર વાતો બોલાય છે?"

વૃદ્ધ દેવીઝ જે આ કાઉંટને ખરા અંતઃકરણથી ધિક્કારતો હતો તે બોલ્યો, "હા, મેં તેને વિષે ઘણી વાતો સાંભળી છે. બાદશાહી લશ્કરમાં જ્યારે તે નોકરી હતો ત્યારથી હું તેને ઓળખું છું. તે વાતને આજે અઢાર ઓગણીસ વરસ થવા આ-

ચ્યા. આગલા કાઉંટને સીજીસમંડ અને મેન્ફ્રેડ કરીને બે પુત્રો હતા. સીજીસમંડ ઉદાર દીલનો જુવાન હતો. મેન્ફ્રેડ કપટી, દગાબાજ અને કાર્યકુશળ હતો. મેન્ફ્રેડને વૃદ્ધ કાઉંટ ધિક્કારતો હતો. લોકો કહેતા હતા કે, તે પોતાના બાપ અને મોટા ભાઇને ઝેર આપવા માગતો હતો. એટલું તો ખરૂં કે મેન્ફ્રેડને તેના બાપે પોતાના કિલ્લામાંથી કાઢી મૂકયો. તે વખતે તે ત્રીશ વરસની ઉમરનો હતો. તે લશ્કરમાં નોકરી રહ્યો. અમે બેઉ જણા સરખી પદવી ઉપર હતા. તેને રહે થોડો વખત થયા પછી તેનો બાપ મરણ પામ્યો અને સીજીસમંડ તેનો વારસ થયો. તે થોડા વખત ઉપર ઉમરાવ ખાનદાનની એક સુંદરી સાથે પરણ્યો હતો અને તેને એક પુત્રીનું ફરજંદ થયું હતું. પણ તે થોડોજ વખત સુખમાં રહ્યો તેને માટે દુઃખ તૈયાર હતું.

હેમલે કહ્યું, "બોલો, બોલો, તે મને કહો. મારી એ વાત સાંભળવાની મરજી છે."

દેવીઝ બોલ્યો, "એ દલગીરી ભરેલો હેવાલ હું તમને કહીશ. એક દિવસે કાઉંટ સીજીસમંડ શિકાર કરવા ગયો પણ તે પાછો જીવતો ઘેર ન આવ્યો. તે પોતાના કિલ્લાથી થોડે દૂર મુવેલો મળી આવ્યો."

હેમલે પૂછયું, "અને તેનો ખુની ન પકડાયો?"

દેવીઝે પહેલાં તો તેને ઉત્તર ન આપ્યો, પણ થોડીવાર પછી ધીમેથી બોલ્યો, "તેના મુરદા પાસે ખંજર અને દોરડું પડેલું હતું!"

હેમલના શરીરમાંથી ધ્રુજરી છૂટી ગઈ. તે બોલ્યો, "અરે ઈશ્વર! અને કાઉંટેસ અને તેની બાળક પુત્રીનું શું થયું?"

દેવીઝ બોલ્યો, "તેને વિષે એવી વાત ઉડી હતી કે, પોતાના પતિનું મરણ સાંભળતાં કાઉંટેસ ઈલ્ડેગારડા પોતાની પુત્રીને મારી નાખી પછી પોતે આપઘાત કરી મૂઈ. પણ હવે મને વખત થાય છે તેથી હું જાઉં છું."

આમ કહી દેવીઝ ત્યાંથી ચાલી ગયો. હેમલ પણ ફરતો ફરતો થોડે દૂર નીકળી ગયો. થોડે દૂર ગયા પછી તેને કાને

કોઈ અવાજ પડયો. તે ઉભો રહ્યો. અવાજ કોઈ સ્ત્રીનો હતો. તે રડતી અને ડચકા ખાતી હતી. જે તરફથી અવાજ આવતો હતો તે તરફ તે ચાલ્યો. એક નાના દેવલ આગળ તે આવી પહોંચ્યો. ઉંબર ઉપર ઉભો રહીને જુએ છે તો એક સ્ત્રી ક્રોસની આગળ ધુટણીએ પડી પ્રાર્થના કરતી હતી. હેમલ ધીમે ધીમે તેની આગળ ગયો. તે તેની સુંદરતા જોઇ છક થઇ ગયો. તે ગુપચૂપ ઉભો રહ્યો. પેલી નાર તો પોતાની પ્રાર્થનાના ધ્યાનમાં મગ્ન હતી તેથી કોણ આવ્યું તે તેણે જોયું નહિ. પણ થોડીવારે જ્યારે તે ઉઠીને પાછી ફરી ત્યારે હેમલને પોતાથી થોડે દૂર ઉભેલો જોઇ તે ચોંકી. થોડો આગળ વધીને હેમલ બોલ્યો, "સુંદરી, હું અહીં દાખલ થયો તેની ક્ષમા ચાહુંછું મેં દુઃખનો સ્વર સાંભળ્યો અને કોણ છે તે જોવા આવ્યો."

આ સુંદર નાર મેરીઆ હતી. તે બોલી, "મારી વહાલી બાઇ થેરેસાનો દુષ્ટને હાથે બચાવ થાય એવી હું પ્રાર્થના કરતી હતી."

મેરીઆનો સુંદર ચહેરો તથા નમ્ર ચાલચલણ જોઇ, આશ્ચર્યમાં લીન થઈ જઈ હેમલ બોલ્યો, "તને તારી બાઈ બહુ વહાલી છે?"

શરમાઈ જઈને નમ્રપણે તેણે ઉત્તર આપ્યો, "મને નાનપણથીજ તેની સાથે ઉછેરવામાં આવી છે. તેણે મારી તરફ હમેશ માયા દેખાડી છે."

હેમલ બોલ્યો, "સુંદર કુમારિકા, ઈશ્વર તને તેની સાથે મેળવશે."

તે સુંદરી બોલી, "સાહેબ, બીજે વખતે મને તે વિષે ભરોસો રહેત, પણ લીન્સડોર્ફના આ કાઉંટ વિષે મેં એવી તો ખરાબ વાતો સાંભળી છે કે, તેથી મને લાગે છે કે, મારી બાઇને તે દુઃખી કરશે."

હેમલ બોલ્યો, "એને છોડવવા માટે આવતી કાલે બનતું કરવામાં આવશે, અને ઈશ્વર કરશે તો તે દુષ્ટના હાથમાંથી એને જલદીથી છોડવી લાવીશું."

મેરીઆ બોલી, "ઈશ્વર તમારી મનકામના પુરી કરે." આમ કહી તે સુંદરી ત્યાંથી ધીમે પગલે ચાલી ગઈ. તેની પાછળ હેમલ પણ ત્યાંથી બહાર નીકળ્યો. આખી રાત તે કિલ્લામાં તૈયારીઓ થતી રહી. બધા જણા સવાર પડવાની આતુરતાથી રાહ જોવા લાગ્યા. પણ એક જણ તેમને સવાર-ના લીન્સડોર્ફના કિલ્લા ઉપર ચઢાઇ લઇ જતા કેમ અટકાવવા તેની યુકિત કરવા પડયો હતો.

## પ્રકરણ ૬ ઠું.

## લીન્સડોર્ફનો કિલ્લો.

રોઝેન્થેલના કિલ્લામાંના મિનારા ઉપરથી થેરેસાને લીન્સડોર્ફના માણસો ઉચકી ગયા તે વખતે તે બેશુદ્ધ થઈ પડી હતી. એક તેજ ચાલના ઘોડા ઉપર તેને બેસાડીને તેને લઇ ચાલ્યા. તેની ચોકી માટે કેટલાક હથીઆરબંધ સીપાઇઓ તેની સાથે હતા. જ્યારે તે શુદ્ધિમાં આવી ત્યારે તેણે પોતાના સાથવાળા માણસોને પૂછયું કે તેને કયાં લઈ જતા હતા?

એકે જવાબ આપ્યો, "બાઈ, તે તમે થોડીવારમાં જાણશો. પણ તમે બીહશો નહિ, અમો તમને હેરાણ કરનાર નથી."

પોતાને વધારે જવાબ મળનાર નથી જાણી થેરેસા ચૂપ રહી. થોડીવારે તેઓ કિલ્લા આગળ આવી પહોંચ્યા. એક સીપાઇએ તેને ઘોડા ઉપરથી ઉતારી અને કિલ્લાનો દરવાજો ઉઘાડી તેને અંદર દાખલ કીધી. ત્યાંથી તેને તે કિલ્લાના મિનારા ઉપર લઈ જવામાં આવી. એક ચોકીદાર આગળ ચાલતો હતો અને બીજો તેની પાછળજ હતો. તેઓ ઉપર ચઢયા ત્યાં એક દરવાજો આવ્યો. આગળા ચોકીદારે તે અફાળ્યો એટલે અંદરથી એક સ્ત્રીએ ઉઘાડયો. તે વૃદ્ધ ઉમરની હતી, પણ તેના દેખાવ અને પોશાક ઉપરથી તે નોકર વર્ગની દેખાતી

હતી તે છતાં તેનો હુકમ બધા માનતા હતા. તે આ કિલ્લાની વડી કારભારણ હતી.

પેલો માણસ તેને જોઇને બોલ્યો, "વીનીફ્રેડ બાઇ, આજ સવારના જતી વખતે જેને અહીં લાવવાનું અમે કહી ગયા હતા તેજ મહેમાનને અમે અત્રે લાવ્યા છીએ. એ બાઈ જેને આપણો માલીક ચહાય છે તેને તમે લાયક માનથી રાખશો." આમ કહી તે માણસ નમીને ખસી ગયો.

વીનીફ્રેડ ડોસી બોલી, "બાઇ, અંદર આવો."

થેરેસા તેની પાછળ અંદરના ઓરડામાં ગઈ. ત્યાં ટેબલ ઉપર ખાવાનું તૈયાર હતું. ડોસી બોલી, "તમે થોડુંક ખાશો તો તમને આરામ થશે. તમને જે જોઇએ તે મારી પાસે માગજો. હું તમને આપીશ."

થેરેસાએ પૂછયું, "મને અહીં શા માટે લાવવામાં આવી છે?"

ડોસીએ જવાબ દીધો, "એ એક સવાલ સિવાય બીજા બધા સવાલોનો જવાબ હું આપીશ."

થેરેસા દલગીર થઇને એક બેઠક ઉપર પડી.

થોડીવાર સૂધી કોઈ કાંઈ બોલ્યું નહિ. પછી તે ડોસી બોલી, "આ પાસેના ઓરડા તમારે માટે તૈયાર છે. તમે મને જ્યારે બોલાવશો ત્યારેજ તમારી પાસે હું આવીશ."

થેરેસા કહીને પોતાને માટે તૈયાર કરેલા ઓરડામાં ગઇ. ડોસીએ દીવો સળગાવી આપ્યો. બધા મળીને ત્રણ ઓરડા હતા. એક બેસવા ઉઠવાનો, બીજો સુવાનો અને ત્રીજો પ્રાર્થના કરવાનો. અંદર સામાન બધો જુનો હતો. ઘણા વરસ થયા તે ઓરડાઓ બંધ પડયા હોય એવો તેનો દેખાવ હતો. થેરેસા આવવાની હોય એમ જાણીને તેને તેજ દિવસે અતિ મહેનત લઈ સાફસુફ કરવામાં આવ્યા હતા. અંદર સુગંધી ધૂપ કર્યો હતો. તરેહવાર જાતના સુંદર ફૂલો ટેબલ ઉપર ગોઠવી મૂકયા હતા. આવા ઓરડાથી થેરેસાના દલગીરીમાં વધારો થયો.

થેરેસા ઉપર થયલી અસર જોઇને વીનીફ્રેડ ડોસી બો-

લી, "મારૂં કામ પડે તો આ પાસેના ઓરડામાંથી મને બો-લાવજો. આ ઓરડા આજજ સાફ કરાવ્યા છે તેથી જરા ભયંકર દેખાય છે. તમને અહીં લાવવાનો વિચાર નામદાર કાઉંટે આ-જેજ કીધો અને તેથી ઉતાવળમાં બરાબર સાફ થઈ શકયા નથી. અમારા શેઠના ઘરમાં કોઈ સ્ત્રી નથી તેથી તમારે માટે આ ઓરડાઓ રાખવા પડયા છે."

થેરેસાએ તેને કાંઈ ઉત્તર ન આપ્યો એટલે દીવો ટેબલ ઉપર મૂકીને તે ડોસી દરવાજો બંધ કરીને ચાલતી થઇ. જ્યારે થેરેસા એકલી પડી ત્યારે કોચ ઉપર પડીને રડવા લા-ગી. તે બોલી, "અરે, આ મારા શા હાલ? મારા બાપનું શું થશે? તેને આજ કેવો સખત ફટકો પડયો હશે?"

થોડીવાર સુધી તે વિચારમાં પડી રહી, પછી કાંઈ વિચાર આવતાં તે બોલી ઉઠી, "હું નાશી જાઉં! પણ તે કેમ બને? શું આ લોકો મને નાશી જવા દેશે? નહિજ તો! પણ જોઉં, ઈશ્વર કાંઈ મદદ કરે તો બની શકે ખરૂં."

આમ તેના મનમાં આશા ઉત્પન્ન થઈ. ટેબલ ઉપરથી દીવો લીધો અને પોતાનો ઓરડો તપાસવા લાગી. ઓરડો ઘણા વરસ સૂધી વગર વાપર્યે પડયો રહ્યો હતો. ત્યાંથી તે અંદરના સૂવાના ઓરડામાં ગઈ. સૂવાનો ઓરડો પણ તરત-નોજ સાફ કરેલો હોય એવું જણાતું હતુ. તેનાં મૂકેલો સા-માન ઘણો ખરો તદન નવોજ હતો બાકીનો બધો જુના વખ-તનો હતો. આ ઓરડાની થેરેસાએ બારીકીથી તપાસ કરવા માંડી. બીછાનું તથા કોચ અને ખુરશીઓ ઘણા વરસની વગર વપરાશે પડી રહેલી હતી તેથી તદન જુની થઇ રહી હતી, પણ બારીક નજરે જોતાં તે કીમતી હતી. ઘણા વરસો પહેલાં તેનો વપરાસ સારી રીતે લેવામાં આવ્યો હોય એવો તેનો દેખાવ હતો. તે ઓરડો જોયા પછી થેરેસા ત્રીજા ઓરડામાં ગઈ. આ ઓરડો પ્રાર્થના કરવાનો હતો. તેમાં એક નાનું દેવળ બનાવવામાં આવ્યું હતું. બતી મૂકવાના ચાર આસનો હતા તે રૂપાના હતા, પણ વગર સાફ કર્યે પડયા રહ્યા હતા તેથી બેરંગી થઈ રહ્યા હતા. એક બાજુએ એક મોટી છબી

હતી, પણ ઉપર ધૂળ પડેલી હતી તેથી તે કોની હતી તે જ- ણાતી ન હતી. થેરેસાએ એક બાજોઠ ઉપર ચઢી તે છબી ઉપરની ધૂળ ખંખેરી કાઢી અને તેથી તે છબી બરાબર જણા- વા લાગી. આ કોઈ ઉમરાવની છબી હતી. તેની સામી બા- જુએ કોઇ સુંદરીની છબી હતી. આ છબીને વધારે બારીકી- થી જોવા માટે થેરેસા બાજોઠ ઉપર ચઢી અને તેની ઉપર પ- ડેલી ધૂળ ખંખેરવા છબી હલાવી. તેજ વખતે તે છબી નીચે- નો એક છૂપો દરવાજો ઉઘડી ગયો. અંદરથી કોઇ નીકળી આવશે એવી ધાસ્તીએ થેરેસા બીધી. પણ થોડીવાર સુધી કોઇ ન નીકળ્યું ત્યારે તેને થોડી હીમત આવી. તેણે જોયું કે, તે દરવાજાને છૂપી ચાંપ હતી પણ ઘણા વરસને લીધે તે ચાંપ બગડી ગઇ હતી અને છબી હલાવતાં લાકડાની ફરેકારને આં- ચકો લાગતા તે ઉઘડી ગઇ હતી. તે ચાંપ જોઇ લીધા પછી તેણે તે નાનો દરવાજો ફરીથી બંધ કર્યો. રખેને પેલી ડોસી આવીને જોતી હોય એવી તેને બીક લાગી. તે પાછી આગળા ઓરડામાં આવી, અને દીવો ટેબલ ઉપર મૂકયો. તરતજ તેણે ધીમેથી દરવાજો ઉઘડવાનો અવાજ સાંભળ્યો. અને જેની મૂ- ર્તિ તેની છાતીમાં કોતરાઇ રહી હતી તે તેની સામે આ- વતો હતો.

વીલ્હેમ ફ્રૅાસ્ટ તેની સામે આવી ઉભો હતો.

થેરેસાએ જાણ્યું કે, તેણે ભૂતને જોયો અથવા તો મનમાં કલ્પના થઈ. તે ધાસ્તીથી પાછળ હઠી.

ફ્રૅાસ્ટ ધીમે સાદે બોલ્યો, "એ મારી તરફ જોઈ શકતી નથી." પછી તેની આગળ જઈ મોટે સાદે તે બોલ્યો, "થેરે- સા, તારી આગળ તારા મિત્રને જોઇ તું દલગીર થાય છે?"

હીમત લાવી થેરેસા બોલી ઉઠી, "અરે, એ તો એજ છે!" આમ કહી તેની પાસે દોડી ગઈ.

પોતાની છાતી સાથે દાબી તેને ચુંબન કરતો ફ્રૅાસ્ટ બો- લ્યો, "ત્યારે તો તું મારીજ છે થેરેસા!"

તે બોલી, 'વીલ્હેમ, વહાલા વીલ્હેમ, તમે અહીં શી રીતે આવી શકયા? શું તમે પણ મારી પેઠ કેદી છો?"

મગરૂર અવાજે ફ્રેંકસ્ટ બોલ્યો, "વહાલી, તાળા અને કું-ચીની મને દરકાર નથી."

થેરેસા તેના બોલવાની મતલબ સમજ્યા વગર બોલી, "વીલ્હેમ, હું જાણુંછું કે, તમે બહાદૂર છો. પણ તમે અહીં શી રીતે આવી સકયા?"

ફ્રેંકસ્ટ ઉતાવળે સ્વરે બોલ્યો, "થેરેસા, મારૂં સાંભળ. આપણે વખત બહુ થોડો છે. થોડીવારમાંજ લીન્સડોર્ફનો કાઉટ અહીં-આ ઓરડામાં આવશે!"

હાથ જોડીને તે સુંદર નાર બોલી, "અરે ઈશ્વર, મારો બચાવ કર!"

ફ્રેંકસ્ટ અધીરાઇથી બોલ્યો, "સાંભળ, અહીંથી તને લઈ જવાનું મારા હાથમાં છે અને-"

કાલાવાલા કરતી તે બોલી, "ત્યારે મને અહીંથી લઈ જાઓ! ઢીલ શા માટે કરોછો?"

ફ્રેંકસ્ટ બોલ્યો, "જરા ધીરી થા, હું તારો છુટકો કરીશ. આ પાપીના હાથમાંથી તને છોડવીશ. પણ થેરેસા, તું મારી થઈશ? તારો બાપ આપણા લગ્ન કરવાની ના પાડે છે તેથી હું તને જ્યાં લઈ જાઉં ત્યાં તું મારી સાથે નાશી આવીશ?"

રડતી આંખે તે નારી બોલી, "વીલ્હેમ, આ શું? આવી વખતે તમે મારી પાસે કબૂલાત કરાવવા માગોછો?"

પોતાની છાતી સાથે ચાંપી, ચુંબન કરતો ફ્રેંકસ્ટ બોલ્યો, "હા, હા! વહાલી થેરેસા, હું તને ચાહુંછું!"

થેરેસા બોલી, "વીલ્હેમ, હું મારા બાપને છોડી શકતી નથી!"

તે બોલ્યો, "ત્યારે તો મારાથી કાંઈ બની શકવાનું નથી. તું મારી થવા કબૂલાત આપ અને-" તેજ સમયે પાડોસના ઓરડામાં અવાજ સંભળાયો.

ફ્રેંકસ્ટ બોલ્યો, "કાઉંટ આવે છે! થેરેસા, બોલ, તું મારી થશે? હવે વિચાર કરવાને વખત રહ્યો નથી!"

"વીલ્હેમ, મને બચાવ-બચાવ!"

"હું તને બચાવીશ-પણ તું મારી થઈશ?"

"હું મારા બાપને દલગીર કરી શકનાર નથી."

ઉતાવળે સ્વરે ફોરસ્ટ બોલ્યો, "એમ છે ત્યારે હાલ તો હું જાઉંછું, પણ બીજી વખત તને મળવા આવીશ. કાઉંટની પાસે બે દિવસ માગી લેજે."

તેને જતો જોઇ થેરેસા દુઃખથી બોલી, "અરે એ તો જાય છે!"

જતાં જતાં ફોરસ્ટ બોલ્યો, "મારૂં કહેલું યાદ રાખજે. હું કાલે પાછો આવીશ."

તે કુમારિકા આટલાજ શબ્દો સાંભળી શકી. ફોરસ્ટ તેની આગળથી જતો રહ્યો હતો. તેજ પળે દરવાજો ઉઘડ્યો અને લીન્સડોર્ફનો કાઉંટ ઓરડામાં દાખલ થયો.

થેરેસા ઘુંટણીએ પડી હતી તેની આગળ જતાં તે બોલ્યો, "છોકરી, મારી આગળ તું શા માટે ઘુંટણીએ પડી છે? જો હું જુવાન હોત તો તારી આગળ ઘુંટણીએ પડી પ્યારના વચનો કહેત. લગ્ન મંડપને બદલે લડાઈની છાવણીઓ મેં વધારે જોઇ છે અને તેથી મને તે વિષે વધારે અનુભવ છે. ઉભી થા."

થેરેસા ઉભી થતાં બોલી, "મારા લોર્ડ, તમે મને અહીં શા માટે લાવ્યા છો?"

કાઉંટ બોલ્યો, "સવાલ તો સારો પૂછ્યો! મને તારી સાથે નકામી વાતો કરવાને ફુરસદ નથી. આવતી કાલે તારી મરજી હો વા ન હો તોપણ મારી પરણીઅત થવાને તારે દેવલમાં આવવું પડશે."

થેરેસા બોલી ઉઠી, "મારા લોર્ડ, આવતી કાલેજ! હાલ મારી હાલત કેવી હશે તેનો તો વિચાર કરો."

કાઉંટ તેની તરફ ધ્યાનથી જોતો બોલ્યો, "જેમ વધારે ઢીલ થશે તેમ–"

ફોરસ્ટના શબ્દો યાદ કરીને થેરેસા બોલી, "મારા લોર્ડ, મને વિચાર કરવા વખત આપો. માત્ર બેજ દિવસ–વધારે મને નથી જોઈતા."

થોડીવાર વિચાર કરીને કાઉંટ બોલ્યો, "ઠીક છે, ત્યારે. બે દિવસ પછી વાત." આમ કહી તે જતો રહ્યો.

# પ્રકરણ ૭ મું.

## ભયંકર તોફાન.

સવાર પડી ચૂકી છે. ટેકરીઓની પાછળથી સૂર્ય ધીમે ધીમે ઊંચે ચઢે છે. ટેકરી ઉપર ઉભા રહી આસપાસનો દેખાવ જોતાં મન આનંદ પામે છે. ટેકરીની ઉપર બે આકારો ઉભા છે. એક આકાર બીજા તરફ આતુરતાથી જુએ છે.

સેતાન બોલ્યો, "ફોરસ્ટ, હજી પણ તારો એજ વિચાર છે?"

તેણે જવાબ આપ્યો, "હા, તું જાણતો નથી કે, એમ કર્યાથીજ રોઝેન્થેલનું લશ્કર બહાર નીકળતું અટકશે અને મારી મતલબ પાર પડશે?"

સેતાન બોલ્યો, "તારી મતલબ જાણવા સાથે મારે કામ નથી. મારે તો તારી મરજીજ જાણવી છે."

ફોરસ્ટે કહ્યું, "મારી મરજી એવી છે કે, રોઝેન્થેલનું લશ્કર આજનો દિવસ બહાર નીકળતું અટકી પડે એવી યુક્તિ તું કર."

સેતાન બોલ્યો, "પણ તું એને કેદખાનામાંથી શા માટે નથી છોડવતો? શું તને મેં શક્તિ નથી આપી?"

ફોરસ્ટ બોલ્યો, "એ તો ખરૂં, પણ એક પવિત્ર કુમારિકાનું દીલ જીતી લેવાની તો તેં શક્તિ નથી આપી. કેમ ખરૂં કે નહિ?"

જરા હસીને સેતાન બોલ્યો, "હા, એ તો ખરૂં."

ફોરસ્ટ બોલ્યો, "ત્યારે આજનો દિવસ ઢીલમાં નાખ. તું આનાકાની શા માટે કરે છે?"

સેતાન બોલ્યો, "તારે માટે હું જે કાંઈ કરીશ તેનું કેવું ભયંકર પરિણામ નીપજશે તે બતાવવા માટેજ હું તને અત્રે લાવ્યો છું."

ફોરસ્ટે કહ્યું, "તારી ઉપરની મારી સત્તાથી કોઈનું પણ પણ લોહી રેડયા વગર તારે બીજો ગમે તે ઉપાય કર, મારી તને છૂટ છે."

ફોરસ્ટ જરા અધીરાઇથી બોલ્યો હતો. તેની અધીરાઈ જોઇને સેતાને કહ્યું, "તારે તાબે છું."

પછી ઉત્તર દિશા તરફ ફરીને તે બોલ્યો:—તોફાની પ-વન! ફુંકવા માંડ! ગ્રીન્લેંડના કિનારા ઉપરથી-આયર્લાંડના ગુફામાંથી-ઉત્તર મહાસાગરના બરફમાંથી-એકદમ-જોસબંધ ફુંક! ફુંક! ફુંક! ફુંક!!"

જે તરફ જોઇને સેતાન બોલતો હતો તે તરફ ફોરસ્ટ જોવા માંડયું. જરા વારમાંજ વંટોળીઓ તેની નજરે પડયો. ફોરસ્ટે કહ્યું, "તેં વીજળી અને ગડગડાટને હજી બોલાવ્યો નથી."

સેતાન ક્રોધથી બોલ્યો, "માનવી, વીજળી અને ગડગડાટ તો પરમાત્માનેજ તાબે છે."

થોડીવાર ગુપચૂપ ઉભા રહ્યા પછી ફોરસ્ટ બોલ્યો, "કેમ, તું ઉભો કેમ રહ્યો?"

સેતાને પૂછયું, "હજી પુરૂં નથી થયું? આગળ ચલાવું?"

જવાબ મળ્યો, "હા"

સેતાન બોલ્યો, "જેમ તારી મરજી:—તોફાની પવન, એકદમ ફુંકવા માંડ! ઝાડોને ઝડમૂળથી ઉખેડી નાખ! મોટા કિલ્લાઓ પડી જાઓ! પહાડો ધ્રુજી જાઓ! જ્યાં જુએ ત્યાં નાશનો દેખાવ દેખાય!"

જેમ જેમ સેતાન બોલતો ગયો તેમ તેમ થતું ગયું. પર્વતો ધ્રુજવા લાગ્યા. કિલ્લાઓ કંપવા લાગ્યા. મોટા ગંજાવર ઝાડો જડમૂળથી ઉખડી જવા લાગ્યા. ધરતી ધ્રુજવા લાગી. નાશ, નાશ અને નાશ ચારે તરફ ફેલાઈ રહ્યો. તોફાનની શરૂઆત થતાંજ ફોરસ્ટ ત્યાંથી જતો રહ્યો. સેતાન માત્ર પોતાની જગાએ ઉભો હતો.

---

## પ્રકરણ ૮ મું.

### લીન્સડોર્ફ કિલ્લાનો છૂપો ભેદ.

થેરેસા બીજે દિને વહેલીજ ઉઠી. તે વખતે તોફાનની શરૂઆત થઇ ન હતી. પહેલાં તો તેને લાગ્યું કે, તે સ્વપ્ન જોઇને ઉઠી હતી, પણ જ્યારે આસપાસનો દેખાવ તેની નજરે પડયો

ત્યારે તે સ્વપ્ન નહિ પણ ખરો બનાવ તેણે માન્યો. તેને ગઈ રાતની બધી વાત યાદ આવી, તે વિચારવા લાગી, "બે દિવસમાં મારે કાઉંટને જવાબ આપવો છે. વીલ્હેમે અહીં આવવા વચન તો આપ્યું છે પણ તે અહીં શી રીતે આવી શકશે? એ મને ચહાતો નથી એમ જણાય છે. જો મને ચહાતો હોય તો મારા આવા દુઃખ વચ્ચે તે મારી સાથે કબૂલાત શા માટે કરવા માગે?" આમ કહી તે સુંદર નારી રડી પડી. થોડીવાર પછી તે કપડા પહેરી તૈયાર થઈ. આ વખતે તોફાનની શરૂઆત થઈ હતી. વીનીફ્રેડ ડોસી તેના ઓરડામાં આવી અને જમવાનું તૈયાર છે એવી ખબર આપી. થેરેસા ગુપચૂપ તેની પાછળ ગઈ. ખાવાનું સારૂં હતું, પણ થેરેસાને તે ભાવ્યું નહિ. ડોસી બોલી, "હું તમારી પાસે છું તે તમને ગમતું નથી? તમને સુખી રાખવાને તો હું અહીં રહી છું."

થેરેસા બોલી, "ડોસી, તું મને શું સુખી કરશે? એક માણસને તેના ઘરમાંથી ઉંચકી લાવી પારકા કિલ્લામાં કેદ કરવાથી શું તે સુખી થાય છે?"

ડોસી બોલી, "અમારો શેઠ તને હદથી વધારે ચહાય છે. આવા ઉદાર, બહાદૂર અને પૈસાદાર ઉમરાવને ના પાડે છે તે તું મૂર્ખ છે. પણ એક ગરીબ વિદ્યાર્થી તારો પ્યાર મેળવવાને ભાગ્યશાળી થયો છે એવું મેં સાંભળ્યું છે તે–"

થેરેસાએ આતુરતાથી પૂછ્યું. "ડોસી મા, તું તે વિદ્યાર્થીને ઓળખે છે?"

ડોસી બોલી, "મેં તેનું નામ માત્ર સાંભળ્યું છે. તેની સુંદરતાના વખાણ સાંભળ્યા છે. અરે પણ આ તે કેવું તોફાન?"

થેરેસાએ પૂછ્યું, "તેં તેને કદી પણ દીઠો નથી?"

ડોસી બોલી, "એક ગરીબ માટે તે આ કેટલી આતુરતા? નહિ, બાઇ, નહિ! મેં તેને દીઠોજ નથી. હું અહીંથી બહાર પણ કોઈકજ વખત નીકળું છું. વીટમબર્ગ ગયે મને તો ઘણા વરસ થઇ ગયા."

થેરેસા વિચારમાં પડીને નીચે જોઇ રહી, પછી બોલી,

"ગઇ કાલે તારા શેઠના આવ્યા પહેલાં તારા ઓરડામાં કોઈ માણસ આવ્યો હતો?"

ડોસી બોલી, "કોઇ પણ નહિ. પણ તારા મનમાં આ તે કેવા વિચારો આવે છે?"

થેરેસા બોલી, "ડોસી, મને એકજ જવાબ આપ. તારા ઓરડામાંથી આ ઓરડામાં આવવાને બે દરવાજા છે?"

થેરેસાને તાકીને જોતી તે ડોસી બોલી, "નહિ એકજ દરવાજો છે. પણ છોકરી, તેં સ્વપ્નો જોયો હશે. સ્વપ્નમાં તે વિદ્યાર્થી તને જણાયો હશે. મારી સલાહ માને તો તેનો વિચાર તારા મનમાંથી કાઢી નાખી, મારા શેઠ વિષેજ વિચાર કર."

તિરસ્કારથી તેની તરફ જોતી થેરેસા બોલી, "તારી સલાહની મારે જરૂર નથી. પણ હું પૂછું તેના જવાબ આપ."

"બોલ શું પૂછે છે?"

થેરેસાએ પૂછયું, "મારા બાપના શા સમાચાર? ગઈ કાલની લડાઈનું છેવટ શું આવ્યું?"

ડોસી બોલી, "જો એ સમાચાર સાભળીને તું આનંદ પામીશ તો હું ખરૂંજ બોલીશ. તારો બાપ સલામત છે. મારા શેઠની મતલબ સરી એટલે તેણે લડાઈ બંધ કરાવી."

લીન્સડોર્ફના માણસોને કેવી રીતે નાશી જવું પડયું તે વાત ડોસીએ તેને ન જણાવી.

ધીમે સ્વરે થેરેસા બોલી, "મારો બાપ સલામત છે.ત્યાં સૂધી તો મને અહીં તે રહેવા દેવાનો નથી."

ડોસી બોલી, "તે વિષે ભરોસે ન રહેતી. કાઉંટ મેન્ફ્રેડ સાથેના લગ્નની કબૂલાતથીજ તારો બાપ તને અત્રેથી છોડવી શકશે. લશ્કરની મદદથી તને છોડવવાની આશા રાખવી ફોકટ છે."

થેરેસાએ તે વાત બંધ કીધી. તેનો વિચાર પોતાના ઓરડામાં જઈ વિચાર કરવાનો હતો. ડોસી પોતે પણ બહાર વધતા જતા તોફાનથી બીહતી હતી તેથી કિલ્લામાંના દેવલમાં જઇ પ્રાર્થના કરવા માગતી હતી.

થેરેસા ત્યાંથી ઉઠીને અંદરના ઓરડામાં ગઈ. તે ઉંડા વિચારમાં પડી. તેનો વિચાર અંદરના દેવળવાળા ઓરડામાં જવાનો હતો. ડોસી પોતાની પાછળ આવી ન શકે એવી મતલબથી તેણે દરવાજો મજબૂત બંધ કર્યો અને તે પાછળના ઓરડામાં ગઈ. પેલી છબી તે જોતી ઉભી. જેમ જેમ તે વધારે જોતી ગઇ તેમ તેમ તેને લાગ્યું કે, એને પ્રથમ તેણે જોઇ હતી. વધારે બારીકીથી જોતાં પોતાની સખી મેરીઆને મળતી આવતી જણાઇ. તે બોલી, "આ કેવું આશ્ચર્યકારક! કેટલું મળતાપણું! એજ આંખો, એજ નાક, એજ ચહેરો, એજ વાળ, એજ ગરદન, બધી રીતે એક સરખુંજ! પણ કયાં આ ઉમરાવજાદી અને કયાં ગરીબ ખેડુતની નાવારેસ પુત્રી મેરીઆ?"

પછી તેણે પેલો છૂપો દરવાજો ઉઘાડવા વિચાર કર્યો. તોફાનના જોરથી છાપરા ઉપરના નળીઆ ઉડી પડતા હતા, મોટા પથ્થરો અને ઇંટો પણ પડી જતી હતી, પણ તેથી આ મિનારાને અડચણ થાય તેમ ન હતું. તેની ભીંતો જાડી અને મજબૂત હતી. થેરેસાએ પેલી છૂપી કમાન દબાવી તુરત દરવાજો ઉઘડયો. નીચે ઉતરવાની સીડી જણાઈ. તે નીચે ઉતરી. છ સાત પગઠીથી વધારે ઉતરાણ ન હતી. ત્યાં એક લાંબી ચાળ જણાઇ તેને નાકે એક દરવાજો હતો. થેરેસા થોડીવાર ઉભી રહી. કોઇનો અવાજ ન સંભળાવાથી તેણે તે દરવાજો ઉઘાડવા માંડયો. દરવાજાને કળ દીધેલી હતી પણ લાકડું સડી ગયલું હતું તેથી મહેનત ન પડી. અંદરના ઓરડામાં તે દાખલ થઇ. આ ઓરડો સૂવાના કામ માટે રાખેલો હતો, અંદર સામાન ઘણા વરસ થયા વગર વાપરે પડી રહ્યો હતો તેથી સડી ગયો હતો. આ ઓરડામાં જે માણસ છેલ્લો રહ્યો હશે તે જ્યારે ત્યાંથી ગયો હશે ત્યારે બધી ચીજો એમની એમ મૂકીને ગયો હશે એવો તેનો દેખાવ હતો. ટેબલ ઉપર ખાવાની ચીજો પડી હતી, પણ તે બધી સડેલી, છરીકાંટા ઉપર કાટ ચઢેલો, વાસણો ઉપર કરોળીઆના જાળા બાઝેલા.

તેની બારીઓને સળીઆ જડેલા હતા તે ઘણા પાસે

પાસે હતા તેમ વળી બહારની બાજુએથી બારીની નીચેથી લાકડાનું છજ્જું કરેલું હતું તેથી અંદરના માણસથી બહાર અને બહારના માણસથી અંદર શું થાય છે તે જોવાઇ શકાતું ન હતું. આ ઓરડો સુખવાસી માણસને રહેવા માટે નહિ પણ કોઇને કેદ કરવા માટે વપરાયો હોય એવો થેરેસાને ભાસ થયો. તેને લાગ્યું કે, કોઇ કમનસીબ માણસ આ ટેબલ ઉપર કોઇ વખત જમવા બેઠા હશે અને આ બીછાના ઉપર સુતો હશે. આવા વિચારથી તે ધ્રુજી. તે ત્યાંથી પાછી ફરતી હતી એટલામાં તેની નજર એક અડધી ઉઘાડી ટાંકા બારી ઉપર પડી. જિજ્ઞાસાથી તે તેની તરફ ગઇ. તેની અંદર સ્ત્રી ઉપયોગી કેટલીક ચીજો હતી. આ જોઇ થેરેસા બોલી, "અરે, અહીં તો કોઇ સ્ત્રી રહી હોય એમ જણાય છે! ગરીબ બાપડી કેદી હશે! અહીં તેણે કદાચ પોતાનું છેલ્લુંજ ભોજન લીધું હશે!"

એટલામાં તોફાનનો ઝપાટો જોરથી મિનારાને લાગ્યો અને તેનો ઉપરનો કેટલોક ભાગ પડી ગયો. થેરેસા ત્યાંથી પાછી ફરવા વિચાર કરવા લાગી પણ જિજ્ઞાસાએ તેને જતી અટકાવી. તેણે બારીકીથી પેલી ચીજો જોવા માંડી. છેક અંદરની બાજુએ એક ખુણામાં એક બંડલ તેને જણાયું. થેરેસાએ તે ખેંચી કાઢયું. ધૂળથી ભરાઇ ગયલું તે કાગળોનું બંડળ હતું. ઉપરના કાગળ કેટલાક ખવાઇ ગયા હતા. ઉપર દોરી બાંધેલી હતી તે છોડવાની થેરેસાએ મરજી કીધી પણ તેને વિચાર આવ્યો કે, અહીં આવે ઘણીવાર થઇ છે અને ઉપરની બાજુએ કદાચ પેલી ડોસી આવી હશે. તેણે તે કાગલોનું બંડલ પોતાની સાથે લીધું અને તે તરફનો ભાગ સંભાળથી બંધ કરી પાછી પોતાનો ઓરડો અંદરથી બંધ હતો તેણે ખોલી નાખ્યો. કાગળો સંતાડી મૂકયા.

તોફાનનું જોર આ વખતે વધારે હતું. કિલ્લાની વાવટા કાઠી ભાગી પડી હતી. કિલ્લાની દીવાળ ઉપર ફરતા ચોકીદારો ત્યાંથી જતા રહ્યા હતા તોપો પડી ગઇ હતી. મનમાં ઈશ્વરનું નામ લેતી થેરેસા બોલી, "બાપડા ગરીબ ગામડીઆઓના

શા હાલ થશે? કિલ્લામાં રહેનારાઓને તો પરવા નથી, પણ ઝુંપડામાં રહેનારના શા હાલ?"

આવા વિચારોમાંથી દરવાજો ઉઘડતો સાંભળી થેરેસા ચોંકી ઉઠી ફ્રોસ્ટ તેના ઓરડામાં દાખલ થયો.



## પ્રકરણ ૯ મું.

## ખુલાસો.

તેની તરફ દોડી જતી થેરેસા બોલી, "વીલ્હેમ! તમે તમારૂં વચન રાખ્યું ખરૂં!"

તેને છાતી સાથે દાબતો ફ્રોસ્ટ બોલ્યો, "થેરેસા, તું મારે માટે વિચાર કરતી હતી? મારા આવવાની રાહ જોતી હતી?"

તેની તરફ જોતી તે નારી બોલી, "વીલ્હેમ, તમને એ વિષે શક છે? આપણે પહેલા મળ્યા તે પછી ક્યારે હું તમને વીસરી ગઇ છું?"

તેની તરફ તાંકીને જોતો તે બોલ્યો, "થેરેસા, જે વખતે આ ગરીબ વિદ્યાર્થીને કેદખાનામાં નાખવામાં આવ્યો હતો તે વખતે પણ તું તેને ભૂલી ગઇ ન હતી?"

થેરેસા દૃઢતાથી બોલી, "નહિ, નહિ, કદી પણ નહિ! જ્યારે તમે મારી આગળ આવતા બંધ થયા ત્યારે મને કહેવામાં આવ્યું કે, તમે એક હલકા વર્ગની સ્ત્રી સાથે નાશી ગયા, તમે લુચ્ચાઇમાં ફરયા, તમારા મિત્રોને તમે લુટયા, પણ એ બધું મારો પ્યાર તમારી ઉપરથી ઉતરી જાય તે માટે કહેવામાં આવ્યું હોય એવું મને લાગ્યું, અને તેથી મેં તે વાતો ન માની. તમને હું સહાતોજ રહી."

"અરે! થેરેસા-આ જો બધું ખરૂં હોય—"

તે નારી બોલી. "ખરૂં! શા માટે તમે મારા બોલવા ઉપર વહેમ લઈ જાઓ છો? વીલ્હેમ, મેં તમને કોઈવાર ઠગ્યા છે?"

ફ્રોસ્ટ બોલ્યો, "પેલી છબી જે તું વારંવાર જોતી હતી-"

થેરેસા બોલી ઉઠી, "છબી! શું! તમે તે જાણોછો?"

ફ્રોસ્ટ બોલ્યો, "થેરેસા, હું બધું જાણુંછું. જ્યારે તું પોતાના ઓરડામાં એકલી બેઠી હોય ત્યારે તે છબી તરફ આતુરતાથી જોતી હતી. તેને જોઈ આનંદ પામતી!"

તેના તરફ આશ્ચર્ય પામીને જોતી થેરેસા બોલી, "તમે મારી પાસે ન હોવ ત્યારે તે છબી તરફ જોવામાં શું વાંધાબી નથી?"

ફ્રોસ્ટ બોલ્યો, "થેરેસા, તેં મને વિશ્વાસઘાતી ધાર્યો! સુંદરી, તારા મનમાં એમ હોય કે, જે માણસ તને હીરામોતીથી મઢી લે, તને મોટા મહેલમાં લઇ જઇ રાખે, તારી સેવામાં દાસ દાસીઓ સોંપે એવાને તારે પરણવું તો તેમ કરવાને પણ હું કબૂલ છું!"

આ વખતે ફ્રોસ્ટની આંખો ચમકવા લાગી. તે સુંદર નારી બીહવા લાગી. થોડીવાર રહીને તે બોલી, "વીલ્હેમ, હું જાણે લોભી, મતલબી અને મગરૂર હોઉં એવી રીતે તમે બોલો છો. પણ તમે કેવી ભૂલ કરોછો! તમે ગમે તે હો-આટલા વખત સૂધી તમે ભલે છૂપો વેશ ધારણ કર્યો હોય-તોપણ હું તમને એક ગરીબ વિદ્યાર્થી તરીકે ચાહીશ. તમે કોણ છો તે જાણ્યા વગર-તમારી હાલત પૂછ્યા વગર મેં તો મારૂં દીલ તમનેજ અર્પણ કર્યું છે!"

ફ્રોસ્ટ બોલ્યો, "પણ જ્યારે હું કેદખાનામાં પડયો હતો ત્યારે તો તું મને ભૂલી ગઇ હતી! તે વખત તો તને આ ગરીબ વિદ્યાર્થી યાદ આવ્યો ન હતો!"

સુંદરી બોલી, "શા માટે મને પજવોછો! શા માટે મારૂં મન દુઃખવોછો?"

"પણ ત્યારે વારંવાર પેલી છબી શા માટે જોતી-"

થેરેસા બોલી, "તેમાં શું થયું! હું કાંઈ તેમાં શરમાતી નથી. તેનો તમે શાનો ઠપકો આપોછો?"

ફ્રોસ્ટ કહ્યું, "હું નહિ તો મારો હરીફ તને ઠપકો આપવા આવે?"

"હરીફ!"

ફ્રેંરટે જવાબ આપ્યો, "હા, હરીફ! જેની છબી તું આતુરતા અને આનંદથી જોતી હતી તે!"

રડતી આંખે તે નારી બોલી, "તમે આ શું બોલોછો? શું એક ખરો આશક પોતાની છબીને પોતાનો હરીફ સમજે?"

ગુસ્સે થઇ ફ્રેંરટ બોલ્યો, "જુઠી, મારી છબી તારી પાસે શી રીતે આવી?"

દૃઢ અવાજે તે કુમારિકા બોલી, "સાહેબ, તે વિષે હું તમારી ખાત્રી કરીશ. હું ખરૂં બોલુંછું કે ખોટું તે તે ઉપરથી તમને સ્પષ્ટ માલમ પડશે. પાઠશાળામાં **ઓટો પ્યાનાલા** નામનો તમારો કોઇ સોબતી હતો?"

ફ્રેંરટે કહ્યું, "હા, પણ તેના નામ સાથે આ બાબતને શો સંબંધ છે? હું જાણુંછું કે, એની બહેન તારી સખી છે અને તેને લીધેજ આપણી ઓળખાણ થઈ હતી."

થેરેસા બોલી, "તમે નથી જાણતા કે પ્યાનાલા એક ચીતારો છે? મેં તેની બહેન ઇડાને કહીને તમારી છબી તેની પાસેથી છૂપી રીતે મંગાવી લીધી હતી."

ફ્રેંરટ બોલ્યો, "થેરેસા! મને જવાબ આપ, જેમ તારા–"

શાંતતાથી થેરેસા બોલી, "જેમ ઈશ્વરને જવાબ આપું તેમ!"

ફ્રેંરટ અંદરથી ધ્રુજીને બોલ્યો, "તેમ નહિ. જેમ તારા બાપને જવાબ આપે તેમ."

"વીલ્હેમ, તમે મારૂં ઘણુંજ અપમાન કરોછો!"

"પણ તે છબી કયાં છે?"

પોતાની છાતી આગળથી છબી કાઢી આપતી તે બોલી, "આ રહી! અહીંથી તે કદી પણ દૂર થઇ નથી!"

ફ્રેંરટે પોતાની તે છબી જોઇ. તેનો ચહેરો બદલાઇ ગયો. ઘોઘારી અવાજે તે બોલ્યો, "અરે, હું કેવો ઠગાયો?"

થેરેસા બોલી, "વહાલા વીલ્હેમ, તમે ખરેખર ઠગાયા હશો. મારે વિષે કોઇએ તમને ઉંધું સમજાવ્યું હશે."

મોટી મુશ્કેલીએ શાંત થતો ફ્રેંરટ બોલ્યો, "થેરેસા,

હવે મને બધી સમજણ પડે છે. તારી પાસે મારી છબી છે એ હું જાણતો હોત તો આ બધું ન થાત!"

"વીલ્હેમ! તમારી ચાલ જોઇ હું ગભરાઉં છું! તમે શું બોલો છો તે મને સમજાવો! તમે અહીં શી રીતે આવી શકો છો તે મને કહો."

ફોરસ્ટ બોલ્યો, "આ બધા ખુલાસા કરવાને હમણા વખત નથી. પણ તું મને ચહાય છે-મને હમેશા ચહાતી હતી."

તે નારી બોલી, "હું તમને હમેશ ચહાતીજ આવી છું. તમને કદી પણ ભૂલી નથી."

ફોરસ્ટ બોલ્યો, "ત્યારે તો તારો મને ભરોસો છે. હવે તારી સાથે મારે કોઇ પણ જાતની સરત કરવી નથી. તું મને ચહાય છે તેથી મારીજ થશે. આ તારૂં કેદખાનું છે. આ કેદખાનામાંથી હું તને છોડવીશ. મધરાતના આ કિલ્લો છોડી તારા બાપના કિલ્લામાં આવવા તૈયાર થઇ રહેજે."

થેરેસાએ કહ્યું, "ઉદાર દીલના વીલ્હેમ, મારો પ્યાર તમને આપવામાં હું વાજબી છું."

"મધરાતના-બરાબર મધરાતના હું અત્રે આવી હાજર થઇશ."

આમ કહી દરવાજો ઉઘાડી તે પેલી ડોસીના ઓરડામાં દાખલ થયો. ડોસી હજી સુધી પ્રાર્થના કરવામાં રોકાઇ રહી હતી. આનંદથી ઉભરાતી છાતીએ તે કુમારિકા બોલી, "મધરાતના-તે અહીં આવશે! હું મારા બાપને જઇ મળીશ. પણ એ આ કિલ્લામાં આવી શી રીતે શકે છે?"



## પ્રકરણ ૧૦ મું.

### લેખ.

તોફાની પવન જોરમાં ફુંકતોજ હતો. બપોર થવા આવતાં ડોસી દેવળમાંથી પાછી ફરી. જમવાનું પીરસવામાં

આવ્યું. જમી રહ્યા પછી ડોસી ફરીને દેવળમાં ગઇ. પેલા લેખનું બંડળ ટાંકા બારીમાંથી લાવી હતી તે કયારે વાંચવા મળે એવી થેરેસા આતુર થઇ રહી હતી. ડોસીના ગયા પછી પોતાનો દરવાજો મજબૂત બંધ કરી, સંતાડેલી જગાએથી તે તે લેખનું બંડળ લઈ આવી. તે ઉધઇથી ખવાઇ ગયું હતું છતાં વાંચી શકાય એવું હતું. અક્ષર કોઇ સ્ત્રીના હતા. થેરેસાએ વાંચવા માંડયું:—

## લેખ.

. . . દગાનો માનવી શી રીતે વિચાર કરી શકે! આવી ભયંકર જગામાં રહેવું એ કેવું ભય ભરેલું-ભય ભરેલું હોય છે! તે મારૂં શું કરવા માગે છે? તે શું મારૂં ખુન કરવા માગે છે? જો તેનો વિચાર મારૂં ખુનજ કરવાનો હોય તો મને અત્યાર સૂધી જીવતી શા માટે રાખે? છ છ અઠવાડીઆ થયા હું આ ઠેકાણે કેદ છું. દરવાજો ઉઘડતાં અથવા કાંઈ અવાજ થતાં હું ચોંકી ઉઠુંછું! આવી ભયંકર જગામાં રહેવાથી ગાંડુ કોણ ન થઈ જાય? આવી જુવાનીમાંજ મારૂં સુખ જતું રહ્યું? મારી આવી હાલત કયાં સૂધી રહેશે? અરે ઈશ્વર! જ્યારે . . . . . મોતની ભયંકર વસ્તુઓ, ખંજર અને દોરડું! કોને હાથે મૂઓ હશે? પણ મારૂં બાળક-મારી વહાલી પુત્રીને મારી પાસેથી લઈ ગયા એ કેટલું ક્રુર કામ? મેં કદી પણ કોઇને દુઃખ દીધું નથી. એક જીવજંતુને પણ દુઃખ દેવાની મારી હીમત ચાલતી નથી! મેં કોઇ દિવસ મગરૂરી કીધી નથી. મેં કોઇનું અપમાન કર્યું નથી! મારા પાડોસીઓ-મારા ઉદાર દીલના પતિના નોકરો-કેવી રીતે સુખમાં રહે એવી મેં હમેશ કાળજી રાખી હતી. મેં . . . . . . મારી પુત્રીને હું ફરીથી નહિ જોઇ શકું? અરે મારૂં બાળક મને પાછું મળે તો એક કંગાળ ઝુપડામાં મારી જીંદગી સૂધી રહેવાને હું ખુશી છું. પણ આજની તેની વાતચીત ઉપરથી તેમ બની શકે એમ મને લાગતું નથી. મને આટલા વખત સૂધી તેના જીવતા રાખવાની મતલબ હું પામી ગઇ છું. તે મને પોતાને વશ કરવા

માગે છે. લોકોમાં મને મૂવેલી જાહેર કીધી છે. પણ મારા વહાલાના ખુનીને તાબે હું જીવતી તો થનારજ નથી!

જો તેની વાત હું કબૂલ કરૂં તો મારૂં બાલક મારે સ્વાધીન કરવામાં આવે-પણ મને તો આ ભોંયરામાંજ રહેવું પડે! પણ જ્યારે મેં તેનો ધિક્કાર કર્યો ત્યારે તે કેવો ગુસ્સે થઈ ગયો! તેની આંખોમાં ખુન કેટલું ભરાઇ આવ્યું! પણ નીતિ ખોહી દઇને જીવવાના કરતાં મરવું વધારે સારૂં છે! હું મરવા તો તૈયારજ છું!

ઈશ્વર કરેને તું મને મળે-તારો મારો એકવાર મેળાપ થાય! પેલો નોકર હયુગો જે મારે માટે ખાવાનું લાવે છે તે દયાળુ જણાય છે. ઈશ્વર તેના હૃદયમાં દયા ઉત્પન્ન કરે તો તેની મદદથી હું આ કેદખાનામાંથી નાશી જઇ શકું. શું તે મોટી લાલચથી નહિ ભોળવાય? મારે આશા શા માટે છોડી દેવી જોઇએ?"

. . . . . . . . .

. . હયુગોને હું પગે લાગી-મેં તેના કાલાવાલા કર્યા-મેં તેને ધમકી આપી, પણ કાંઈ વળ્યું નહિ. મને પોતાને પગે પડેલી જોઈ તે રડયો. તેને બચ્ચાં છોકરાં હશે. માબાપનું પોતાના બાળક ઉપર કેટલું વહાલ હોય છે તે તે જાણતો હશે? જ્યારે તેણે મને આ બધી વાત લખવા માટે લખવાનો સામાન લાવી આપ્યો ત્યારે તેનો હું ઉપકાર માનવા જતી હતી, તે વખતે તેણે મને ઈસારતથી અટકાવી શા માટે હશે? પણ તે વાતની હવે મને સમજણ પડે છે. તેની ઉપર ભરોસો રાખવામાં આવતો ન હતો. તેની પાછળ જાસુસી કરવાને બીજો કોઇ આવીને ઓરડા બહાર ઉભો રહેતો હશે. કદાચ તે લાગ જોઇ મને છટકાવી શકશે. તે એકલો આવીને મારી સાથે વાત કરી જશે. આ વિચારથી મને થોડી ધીરજ આવે છે, પણ આ લખવાનું મન મને શા માટે થાય છે? મારો વખત પાસે આવશે એમ જણાય છે તેથી આ હું કોઇ ઠેકાણે સંતાડી જઇશ. મારૂં વેર લેવાને આ કોઈ લાયક માણસના હાથમાં આવશે એમ મને લાગે છે. મને તો . . .

. . . . . બીજો દિવસ પણ થઇ ગયો. પણ તે દુષ્ટ આવી. પોતાની દુષ્ટ માગણી મારી આગળ ફરીથી કીધી ત્યારે હું ધ્રુજવા લાગી. અતિશય ઉશ્કેરાઇ ગયલી હું બોલી, "જે માણસના હાથ, મારા પતિના લોહીથી રંગાયલા છે તેની સાથે પુનર્લગ્ન કરવા હું ખુશી થઇશ એમ તું ધારે છે? નીચ!"—તે નીચ ગુસ્સે થઇને બોલ્યો, "હઠીલી નાર, મારૂં અપમાન કરી તું ફાવી જનાર નથી. તારો પતિ એક મંડળીના કાયદાથી માર્યો ગયો છે. તેણે પવિત્ર વ્હીમ મંડળનું અપમાન કર્યું અને તેની તેને શિક્ષા મળી"—હું બોલી. "નીચ, પવિત્ર વ્હીમ મંડળે તેનો વાજબી ન્યાય કીધો હતો? તેને કોઇ સ્વતંત્ર કાઉન્ટે બોલાવી મંગાવ્યો હતો?"—તે બોલ્યો, "હું તારી સાથે તકરાર કરવા આવ્યો નથી હું તારી સાથે સુરત કરવા આવ્યો છું. જો તું મારૂં કહ્યું માનીશ તો તારી પુત્રી તને પાછી મળશે અને જીંદગી સૂધી તું સુખી થઇશ"—હું બોલી, "જીંદગી! જે મારા શિરછત્રને હું ચહાતી હતી તે ગયો ત્યારે પછી આ કેદખાનામાં રહીને જીંદગી ભોગવવામાં શો લાભ?"—તે બોલ્યો, "હું તને મારી વાત ઉપર વિચાર કરવાને ત્રણ દિવસની મુદત આપું છું-નહિ તો પછી—" આમ કહી તે જતો રહ્યો.

. . . . . . . હયુગો આવ્યો. તેનો ચહેરો દયાજનક હતો. હું તેને પગે પડી. મેં તેના કાલાવાલા કર્યા. તે ધીમે સાદે બોલ્યો, "બાઇ, મને તમારી દયા આવે છે. મારો શેઠ મને પોતાનો વિશ્વાસુ ગણે છે તે છતાં મારી ઉપર ભરોસો રાખતો નથી. મારી ઉપર બીજો જાસુસી કરે છે." મેં પૂછયું. "મારૂં બાળક હયુગો?" તે બોલ્યો, "બાઇ, તમારૂં બાળક સલામત અને સારી હાલતમાં છે. તેને એક .

. . . . . . . હવે મારા મનમાં માત્ર એકજ આશા રહી છે. આ લેખ અમને ચાહનારના હાથમાં અથવા તો કોઈ ન્યાયી માણસના હાથમાં આવે અને તે અમારૂં બેઉનું વેર લે. મારા બાળકને તો જીવતું રાખવામાં આવશે એમ હયુગો ખાત્રીથી કહે છે. ઈશ્વર કરે ને મારી પુત્રી એક દિવસ પોતાનો હક પાછો મેળવે!

મારા જીવલેણ શત્રુ–મારા પતિના ખુની–ની કબૂલાત પ્રમાણે ચાલવાને બદલે મરવાનું મને વધારે પસંદ છે. તે થોડીવારમાં મારો ચુકાદો સાંભળવા આવશે. હું મોત માટે તૈયાર છું. હયુગોને બદલે બીજો માણસ આવે છે. તે મારા કાલાવાલા મુદલ સાંભળતો નથી. તેનો ચહેરોજ ક્રૂર છે. આ લખતાં મારી આંખોમાંથી આંસુ પડે છે. લખેલું તેનાથી છેકાઈ જાય છે. આ લેખમાં મારા દુઃખનો બધો હેવાલ, મેં લખ્યો છે જે . . . . . . . . . .

બાકી રહેલો લેખ તદન ખવાઇ ગયો હતો. તેની ઉપરના અક્ષરો જરા પણ વંચાઇ શકાતા ન હતા.

થેરેસા નિઃશ્વાસ નાખીને બોલી, "ગરીબ બાપડી! એણે કેટલું દુઃખ ખમ્યું! આમાં હજી વધારે હેવાલ હોવો જોઇએ. એ પોતેજ લખે છે કે, મેં મારા દુઃખનો શરૂઆતથીજ હેવાલ લખ્યો છે, પણ તે બધો ઉધઇથી નાશ પામ્યો છે.' જો આ બધો હેવાલ ખરો હોય તો એણે ઘણું દુઃખ ખમ્યું છે!"

તે ઉંડા વિચારમાં પડી. અગાઉ પોતે લીન્સડોર્ફના કાઉન્ટનો હેવાલ સાંભળ્યો હતો તે તેને બધો યાદ આવ્યો. તે હેવાલ આજના લેખથી પુરો થયલો લાગ્યો. આ લેખની લખનાર કાઉંટેસ ક્લડેગારડા હતી" એમ તેને લાગ્યું. તેનો પતિ જે બહીમ મંડળને હાથે મરણ પામ્યો તે ઉદાર ચિત્તનો સીજીસમંડ હતો. તેની કીર્તિ હજી પણ લોકો ગાતા હતા.

આવી રીતે જે વાત તે પોતે અધુરી જાણતી હતી તેની સાંકળ તેના હાથમાં ભોગજોગે આવી ગઇ હતી. કાઉંટ મેન્ફ્રેડ આ બધા પાપનો કરનાર હતો. તેના હાથમાંથી જેમ બને તેમ જલદીથી છૂટવા માટે તે ફ્રોસ્ટના આવવાની રાહ જોવા લાગી.

---

## પ્રકરણ ૧૧ મું.

### મધરાત.

કિલ્લાના ઘડીઆલ ઉપર મધરાતના ટકોરા પડયા. થેરેસા ફ્રોસ્ટના આવવાની અતિ આતુરતાથી રાહ જોતી હતી.

પણ જેવો ઘડીઆળનો છેલ્લો ટકોરો પડયો તેવોજ દરવાજો ઉઘાડીને ફ્રોસ્ટ દાખલ થયો.

તે બોલ્યો, "થેરેસા, મેં મારો બોલ પુરો પાડયો છે."

તે કુમારિકા બોલી, "હું જાણતીજ હતી કે, તમે આવશો. વહાલા વીલ્હેમ, પણ તમે મને અત્રેથી લઇ શી રીતે જશો? આ કિલ્લામાં તમે આવજા શી રીતે કરી શકોછો? આ વિષે વિચાર કરૂં છું તો મને નવાઇ જેવા વિચારો ઉત્પન્ન થાય છે."

ફ્રોસ્ટ બોલ્યો, "થેરેસા, ચોકીદારોને મેં લાંચ આપી મારે વશ કર્યા છે. ડોસી સૂઇ ગઇ છે. ચાલ!"

તેનો આ ખુલાસો સાંભળી થેરેસા સંતોષ પામી. તેની સાથે જવાને તે તૈયાર થઇ. ફ્રોસ્ટે પોતાના ખભા ઉપરથી લાંબો ઝબો ઉતાર્યો અને થેરેસાને તે ઓઢાડયો. થેરેસાએ પેલા લેખના કાગળો પોતાની સાથે લઈ લીધા.

તે બોલી, "હું તૈયાર છું."

ફ્રોસ્ટે કહ્યું, "મારી પાછળ ચાલી આવ. તને કોઇ અટકાવનાર નથી."

ફ્રોસ્ટ બોલ્યો અને થેરેસા સંતોષ પામી. તેઓ પેલી ડોસીના ઓરડામાંથી પસાર થયા. તે ભર ઉંઘમાં સૂતી હતી. નીચે એક સીપાઇ હાથમાં ભાલો લઇને ઉભો હતો. તેને જોઇ થેરેસા પાછળ હઠી ગઈ, પણ ફ્રોસ્ટે તેનો હાથ પકડી ગુપચૂપ ચાલવા કહ્યું, તે સીપાઇ પોતાની પાસેથી કોઇ પસાર થાય છે કે નહિ તે જોયા વગર ગુપચૂપ પોતાની જગાએ ઉભો રહ્યો. થેરેસાને લાગ્યું કે, તેમના પોતાના પગનો અવાજ અથવા તો કપડાનો ખડખડાટ થતો ન હતો.

બધું શાંત હતું! થેરેસાને નવાઇ લાગી. તે બેશુદ્ધ થવા જતી હતી એટલામાં ફ્રોસ્ટે તેની તરફ નજર ફેરવી. તેની માયાળુ નજરથી તે પાછી સાવધ થઇ, તેની પાછળ ચાલી. નીચેનો દરવાજો ફ્રોસ્ટે ઉઘાડયો અને બહાર નીકળી પાછો બંધ કર્યો. તેઓ ચોકમાં આવી પહોંચ્યાં હતા. કિલ્લો, મિનારો, ભીત વગેરે ખુલ્લું દેખાતું હતું. આકાશમાં ચંદ્રનો પ્રકાશ પડતો હતો.

ચોક પસાર કરીને તેઓ દરવાજા આગળ આવ્યા. ફ્રોસ્ટે દરવાજાની સાંકળ કાઢી નાખી, અડગરા ખસાડયા. પણ તેનો જરાએ અવાજ ન સંભળાયો. બે ચોકીદારો પોત પોતામાં વાતો કરતા બેઠા હતા. દરવાજો ઉઘાડનાર કોણ છે તે પણ જોયું નહિ. થેરેસાને વળી ધાસ્તી લાગવા માંડી. પણ ફ્રોસ્ટે તરતજ તેનો હાથ પકડી લીધો અને નાની બારી ઉઘાડી તેમાંથી બહાર નીકળ્યા. તેઓ કિલ્લા બહાર ઉભા હતાં. કિલ્લાની આસપાસ ખોદેલી ખાઈ બહુ ઉંડી હતી. પસાર થવાનો પુલ ઉચકી નાખેલો હતો. પણ ફ્રોસ્ટ તેનાથી બીહે તેમ ન હતું. તે બોલ્યો, "આપણે મછવામાં બેસીને ખાઈ પસાર કરીશું. આ રહ્યો આપણો મછવો." આમ કહી થેરેસાનો હાથ પકડીને તે એક નાના મછવામાં કુદી પડયો. થેરેસા એટલી તો ગભરાઇ ગઇ હતી કે, તે બેશુદ્ધ થઇ પડી. ફ્રોસ્ટે તેને હીમતના શબ્દો કહ્યા તેથી તે સાવધ થઈ, થોડીવારમાંજ તેઓ સામે કિનારે આવી પહોંચ્યા. મછવામાંથી તેને જમીન ઉપર ઉતારતો ફ્રોસ્ટ બોલ્યો, "થેરેસા, વહાલી થેરેસા! તું છુટી!"

આ સાંભળી થેરેસાને થોડી હીમત આવી. પછી ફ્રોસ્ટ બોલ્યો, "અહીંથી થોડે દૂર આપણે માટે ઘોડા તૈયાર છે."

તેઓ થોડીવારમાંજ જ્યાં ઘોડા હતા ત્યાં આવી પહોંચ્યા. બે ઘોડા એક ઝાડ સાથે બાંધ્યા હતા, પણ તેમને સંભાળવાને કોઇ માણસ ત્યાં ન હતો. એકની ઉપર થેરેસાને બેસાડી બીજાની ઉપર પોતે ચઢી બેઠો અને પછી બેઉ ઘોડા દોડાવી મૂકયા. પેલા કિલ્લાના કેદખાનામાંથી થયલો પોતાનો છુટકો, પોતાના આશકનો મેળાપ, અને બાપને પણ જલદીથી મળાશે એવી આશાએ થેરેસા જાણે નવી જીંદગી પામી હોય એવો આનંદ પામતી. જમીન ઉપર ઘોડાના પગલાંનો પડતો અવાજ જેમ જેમ તે સાંભળતી ગઈ, તેમ તેમ કિલ્લામાં ઉપજેલા પોતાના ગભરાટ ઉપર તે હસતી ગઈ. જ્યારે ઘોડાની ગતિ થોડી ઓછી થઈ ત્યારે તે બોલી, "વીલ્હેમ, તમે મને બીકણ ન ગણાશો. પણ જ્યારે હું કિલ્લામાં હતી ત્યારે

મારા મનમાં એવા તો વિચારો આવતા હતા કે તેથી કરીને હું વખતે બેશુદ્ધ થઇ જાત."

ચંદ્રના પ્રકાશથી તેનો સુંદર ચહેરો જોતો તે બોલ્યો, "વહાલી, તને શા વિચારો આવ્યા હતા?

"અરે એ તો એવા મૂર્ખાઇ ભરેલા–"

ફોરસ્ટે કહ્યું, "પણ કહી તો સંભળાવ."

"પણ તમે મને તે સાંભળીને હસશો."

"નહિ, થેરેસા, એમ હું હસનાર નથી. ઘણી વખત ઘણા અગત્યના વિચારો આવે છે."

થેરેસાએ કહ્યું, "મને એવો વિચાર આવ્યો કે, આપણે ચાલતા નહિં પણ ઘસડાતા હતા, આપણા પગનો અવાજ થતો ન હતો આપણા કપડાં ખખડતાં ન હતા–આપણો શ્વાસ ચાલતો ન હતો, પણ આ બધું લાંબા વખતની ઇંતેજરીનું પરિણામ હોય એમ મને લાગે છે.

ફોરસ્ટ બોલ્યો "એમજ હશે. પણ આપણે વખત ખોવો નં જોઇએ. અરધા કલાકની અંદર તો આપણે તારા બાપના કિલ્લા આગળ પહોંચીશું."

તેમણે ઘોડા દોડાવ્યા. ધારેલે વખતેજ તેઓ કિલ્લા આગળ આવી પહોંચ્યા. થેરેસા ઘોડા ઉપરથી ઉતરતાં બોલી, "વીલ્હેમ, ઈશ્વર તમારૂં ભલું કરો!" આમ બોલતી વખતે થેરેસાએ ફોરસ્ટનો હાથ પકડયો હતો. પણ તે હાથ પીડાથી ધ્રુજતો હોય એવો જણાયો. થેરેસા બોલી, "અરે ઈશ્વર! વીલ્હેમ, તમે આજારી છો?"

તેણે ઉતાવળથી જવાબ આપ્યો, "નહિ, નહિ! એ તો જરા મારા માથામાં પીડા થઇ તેથી થયું. હાલ તો સલામ છે. તું તારા બાપને કહેજે કે, એક વખતના ગરીબ વિદ્યાર્થી–વીલ્હેમ ફોરસ્ટે તને કેદખાનામાંથી છોડવી. આપણે થોડા દિવસમાં પાછા મળીશું. તારો બાપ એક મેજબાની આપવા માગે છે તેમાં હું હાજર થઈશ."

આમ કહી ફોરસ્ટ કિલ્લાની બહાર ટાંગેલું એક રણશિંગડું જોરથી ફુંકયું. તુરત ભીંત ઉપર ચોકીદાર નજરે પ-

ડ્યો. કોણ છે એવો તેણે સવાલ કર્યો. થેરેસીએ તેનો જવાબ આપતાં આવજા કરવાનો પુલ નીચે ઉતરતો સંભળાયો, અને દરવાજો ઉઘડયો. ફ્રોસ્ટ તેનો હાથ પકડીને બોલ્યો, "થેરેસા, છેલ્લી સલામ! મેં કહ્યું છે ત્યારે આપણે પાછા મળીશું."

થેરેસા બોલી, "વીલ્હેમ, મારા પણ તમને ત્યાં સુધી નમસ્કાર છે!"

બેઉ જણા છૂટાં પડયા. તે કુમારિકા કિલ્લામાં દાખલ થઈ અને ફ્રોસ્ટ એક ઘોડા ઉપર બેસી, બીજાની લગામ હાથમાં પકડીને વીટેનબર્ગ શહેર તરફ ચાલ્યો.

## પ્રકરણ ૧૨ મું.

### મેજબાની.

ઉપલો બનાવ બન્યા પછી બે દિવસે રોઝેન્થેલના કિલ્લામાં એક મોટી મેજબાનીની તૈયારી થઈ. વીટેનબર્ગ શહેરના તથા આસપાસના મોટા લોકો તથા અમલદારોને નોતરવામાં આવ્યા હતા. ઘણા વરસ થયા આ કિલ્લામાં આવી મોટી મેજબાની થઇ ન હતી. શહેરમાંથી અને બીજે ઠેકાણેથી લશ્કરને બોલાવીને કિલ્લામાં રાખવામાં આવ્યું હતું. લીન્સડોર્ફના કાઉન્ટે શત્રુતા ઓછી કીધી ન હતી તેથી તેની સામે બધી રીતનો બચાવ ઉપયોગનો હતો.

સાંજ પડતાં આવનાર પરોણાઓને આવકાર આપવા માટે કપ્તાન દેવીઝે દરવાજા આગળ હથિયારબંધ સીપાઇઓની ટુકડી ઉભી રાખી.

થેરેસા પણ ભપકાદાર પોશાક પહેરી પોતાની એક સખીઓ સાથે દીવાનખાનામાં હાજર થઇ હતી. ચાર્લ્સ હેમલ પણ તે વખતના એક ગૃહસ્થને લાયકનો પોશાક પહેરી દીવાનખાનામાં હાજર હતો. જ્યારે થેરેસા ઓરડામાં આવી ત્યારે હેમલ તેને નમ્યો અને પછી સુંદર મેરીઆની બાજુએ જઇ બેઠો. તે સુંદર નાર પોતાને આવું માન મળેલું જોઇ આનંદ પામી.

થેરેસા એક બારી આગળ વિચારમાં પડીને બેઠી. થોડી વારમાં રોઝેન્થેલનો લોર્ડ પોતાનો ઉમરાવનો પોશાક પહેરીને આવ્યો. તે પોતાની પુત્રીને વિચારવંત જોઇને બોલ્યો, "દીકરી, તું સુખી નથી દેખાતી. તારા બાપના મહેમાનોને તું હસતાં આવકાર નહિ આપે?"

દલગીર અવાજે થેરેસા બોલી, "પિતાજી, તમે મારા મનની લાગણીનો વિચાર કરી શકતા નથી. તોપણ હું તમારા મહેમાનોને માન તો આપીશ."

"થેરેસા, પેલા વિદ્યાર્થીને મેં નથી નોતર્યો તેથી તું દલગીર જણાય છે."

થેરેસા ભાર મૂકીને બોલી, "પિતાજી, શું તેણે મને લીન્સડોર્ફના કિલ્લામાંથી છોડવી નથી?"

બાપ બોલ્યો, "દીકરી, તેણે એ તો મારી કીમતી ચાકરી બજાવી છે. તેનો બદલો વાળી આપવા માટે મેં આપણા ભલા કસાન દેવીઝને તેની પાસે મોકલ્યો હતો. ચોકીદારોને લાંચ આપવા માટે તેણે મોટી રકમ ખરચી હશે તે પણ હું તેને આપીશ. પણ આ બધું તેને કયાંથી મળ્યું હશે તેનો મને વિચાર થાય છે. એક ભીખારી વિદ્યાર્થી–"

થેરેસા બોલી ઉઠી, "જેવો એ બહારથી દેખાય છે તેવો એ નથી. એનો પૈસો, એની સત્તા અને એનો ઓધ્ધો તમે ધારોછો તે કરતાં વધારે છે."

તે ઉમરાવ બોલ્યો, "એ બાબત વિષે આપણે શા માટે તકરાર કરવી જોઇએ? મેં એને વિષે પુરી તપાસ કીધી છે. એણે જે કાંઈ મારી પાછળથી નોકરી બજાવી છે તેનો બદલો એક ઉમરાવ તરીકે ઉદારતાથી વાળી આપવાને મેં આપણા ભલા દેવીઝને હુકમ કર્યો. દેવીઝ તેને તેના ઝુપડામાં મળ્યો અને તેની આગળી ચાલની માફી, હાલની સેવાનો બદલો અને ભવીષ્યના રક્ષણ વિષેનો મારો ઠરાવ તેને કહી સંભળાવ્યો. પણ તેણે ઉદ્ધતાઇથી તેનો તિરસ્કાર કર્યો. આ ઉપરથી તે મને તો મિથ્યાભિમાની જણાય છે"

તે ઉમરાવ આ પ્રમાણે બોલી રહ્યો એટલામાં દરવાન

ઉપરનો ચોકીદાર બોલ્યોઃ—વીટેનબર્ગ શહેરના નામદાર ન્યાયાધીશ સાહેબ મેસર કીર્ચર."

આ મોટો ઓધ્ધેદાર માણસ પચાશ વરસની ભરતીનો સુંદર ચહેરાનો પણ નબળા બાંધાનો પુરુષ હતો તેના બાળ અરધા સફેદ થયલા હતા. તેની આંખો લુચ્ચાઇથી ભરેલી હતી અને તે ઘાતકી અને ક્રૂર સ્વભાવનો હતો એવું તેના ચહેરા ઉપરથી જણાતું હતું. તેણે આવીને થેરેસાને નમન કર્યું. પછી ઉમરાવે તેને એક બાજુ લઇ જઇને કહ્યું, "પેલા ભીખારી વિદ્યાર્થી જેને તમે કેદખાનામાં નાખ્યો હતો અને જે છૂપી રીતે ત્યાંથી નાશી ગયો તેને હજી સૂધી મારી પુત્રી ચહાય છે."

ઉમરાવ આ શબ્દો ઘણાજ ધીમેથી બોલ્યો હતો. પણ તે સાંભળતાંજ પેલા મુખ્ય ન્યાયાધીશના ચહેરા ઉપરની બધી ક્રૂરતા ઉડી ગઇ, તે ધ્રાસ્તીથી ફીકકો પડયો, "મારા લોર્ડ, આ જુવાન માણસને હું વધારે છેડવા માગતો નથી."

ઉમરાવે કહ્યું, "તેને વધારે છેડવાનું હું પણ તમને કહેતો નથી. લીન્સડોર્ફના કિલ્લામાંથી મારી પુત્રીને છોડવીને તેણે મારી ઉપર મોટો ઉપકાર કર્યો છે. પણ તે આ દેશમાંથી દૂર થવો જોઇએ. તમે નામદાર એ કામ છૂપી રીતે બજાવવા હુકમ આપશો."

ન્યાયાધીશે ઉત્તર આપ્યો, "મારા લોર્ડ, આખી દુનિયાને ખાતર પણ હું એ કામ કરનાર નથી. જ્યારે તે કેદખાનામાંથી નાશી જઇ શહેરમાં ફરવા લાગ્યો ત્યારે કાયદાનો ભંગ કરવા માટે હું તેને પકડી ન શકત? પણ તેમ કરવાની મારી શકિત ન હતી."

ઉમરાવે પૂછયું, "તેનું કાંઈ કારણ?"

થોડીવાર સૂધી ન્યાયાધીશે ઉત્તર ન દીધો. પછી ગંભીર ચહેરો કરી તે બોલ્યો, "મારા લોર્ડ, જો હું મારી મરણ પથારીએ પડયો હોઉં તો મારા ધર્મગુરૂ આગળ પણ એનું કારણ ન કહું."

આ વિષે વધારે વાતચીત ન કરવાના વિચારથી ન્યાયા-

ધીરે ત્યાંથી ખસી ગયો. બીજા આવતા પરોણાઓને આવકાર આપવામાં ઉમરાવ રોકાયો.

આ વખતે ઘણી સુંદર સ્ત્રીઓ અને જુવાન પુરુષો દીવાનખાનામાં આવ્યા હતા. જેવી થેરેસા સુંદર હતી તેવી તે આવનાર સ્ત્રીઓમાં બીજી કોઇ સુંદરી ન હતી. થોડીવાર પછી કિલ્લા ઉપરનો મોટો ઘંટ જમવાની તૈયારી થઇ છે એવી સૂચના કરવા માટે વાગવા લાગ્યો. છડીદાર હાથમાં રૂપાની છડી લઈ પરોણાઓને ત્રણ વખત નમ્યો. તે વખતે જર્મન રાજ્યમાં માન આપવાની આવી રીત હતી. થેરેસાનો હાથ મુખ્ય ન્યાયાધીશે પકડયો હતો. સુંદર મેરીઆનો હાથ ચાર્લસ હેમલે પકડયો. આવી રીતે જોડી થઇને બધા જમવા માટેના ઓરડામા ગયા. જમવાના ઓરડામાં ટેબલ ઉપર સુંદર પકવાનો અને ઉંચો દારૂ પીરસેલો હતો. તેની સુગંધથી પરોણાઓના મન આનંદ પામતા હતા. ઉમરાવ પોતાની જગાએ બેઠો. તેના જમણા હાથ ઉપર તેની પુત્રી બેઠી. તે પછી બધા પરોણાઓ બેસી ગયા. થેરેસાએ આસપાસ નજર ફેરવીને જોયું તો પોતાનો આશક ન જણાયો.

ચાર્લસ હેમલને માટે ઉમરાવે પોતાની પાસે જગા રાખી હતી, પણ ત્યાં બેસતાં પોતાની સુંદર સોબતણ મેરીઆથી છૂટા પડવું પડે જાણી તે એક ખૂણામાં જઇ બેઠો હતો. ત્યાં તેને મેરીઆ સાથે છૂટથી વાત કરવા બનતું હતું. એટલામાં ભોગ જોગે તેની બાજુમાં બેઠેલો એક માણસ પોતાની તબીઅત બગડવાથી ચાલતો થયો. તેની જગા ખાલી પડી. હેમલ ધીમે સ્વરે બોલ્યો, "સુંદરી, તને મળે મને ઘણા દિવસ થયા નથી, છતાં તારા સદ્ગુણે મને જીતી લીધો છે. હું તને ચહાઉછું. હું પૈસાદાર તેમ ઉમરાવ નથી પણ આ દુનિયામાં તને સુખી રાખવાના સાધનો મારી પાસે છે. મારા નામને આજ દિવસ સુધી કોઇ પણ રીતનું કલંક લાગ્યું નથી."

મેરીઆ બોલી, "મેસર હેમલ, તમે મારી ઉપર મહેરબાની દેખાડોછો. પણ હું તો થેરેસાની માતાના આશ્રય નીચે ઉછરેલી એક ગરીબ ખેડુતની નાવારિસ પુત્રી–"

હેમલ દૃઢ અવાજે બોલ્યો, "જો તું કોઈ ઝુપડામાં રહેતી હોત અને હું જર્મન રાજ્યનો મોટો રાજકુમાર હોત તોપણ તનેજ પસંદ કરત. બોલ, સૈરીઆ, મને જવાબ આપ. તું મુજ ગરીબને તારો હાથ આપશે?"

તે સુંદરીએ જવાબ ન આપ્યો, પણ હેમલની તરફ એવી રીતે જોઇ રહી કે, તેનો 'હા'નો જવાબ મળી ચૂકયો.

આજના આ નવા આનંદથી મેરીઆનું હૈયું ભરાઇ આવ્યું. તે ત્યાંથી ઉઠીને બીજા ઓરડામાં ચાલી ગઈ. તે ગઈ એટલામાં હેમલના ખભા ઉપર કોઇનો હાથ લાગ્યો. હેમલે તે તરફ જોયું તો જે જગા થોડા વખત ઉપર ખાલી હતી તે ઠેકાણે સુંદર ચહેરાનો એક જુવાન બેઠો હતો. પહેલાં તો હેમલે વિચાર્યું કે, તે માણસ ત્યાંથી ગયો હતો તેજ હતો, પણ વધારે સારી રીતે જોતાં જણાયું કે, તે કોઇ નવો હતો. પેલો જુવાન ધીમે સાદે બોલ્યો, "આ છોકરી જે અહીંથી હમણા ગઇ તેને તમે ચહાઓછો?"

જરા ગુસ્સે થઇ તે જુવાન તરફ જોતાં હેમલ બોલ્યો, "તેમાં તમારે શું લાગે વળગે?"

જુવાન બોલ્યો, "તેપો હું તમને જવાબ આપીશ. જે માણસે તમને એક વખત છોડવ્યા હતા-તમારો જીવ બચાવ્યો હતો તેનો તમારી ઉપર ઉપકાર નથી?"

અતિ આતુરતા દેખાડે હેમલ બોલ્યો, "સાહેબ, તેનો ઉપકાર હું કેમ ભૂલીશ. આજ પણ શું મારી ઉપર ભય છે?"

જુવાન બોલ્યો, "નહિ, તમારૂં ભય જતું રહ્યુ છે. લીન્સડોર્ફના જંગલમાં બ્હીમ મંડળના ખુનીઓના હાથમાંથી તમને છોડવવામાં નથી આવ્યા?"

હેમલે જવાબ આપ્યો, "હા. અને જો તમે મારા મદદગાર-"

તે અજાણ્યો બોલ્યો, "જરા ધીરજ ધરો. આ કિલ્લાની ભીત ઉપર મોતમાંથી તમે નથી બચ્યા?"

"હા, અને હું કહુંછું કે-"

"કાળા ઝભામાં વટળાયલો પેલો લાંબો પાતળો આકાર-"

હેમલ બોલી ઉઠયો, "બ્હીન મંડળના હાથમાંથી તેણે મારો છુટકો કર્યો હતો તે?"

પેલા જુવાને કહ્યું, "અને પેલો બખતર પહેરેલો જુવાન-"

"જેણે મને મરતો બચાવ્યો તે?"

જુવાન બોલ્યો, "બેઉ એકજ આસામી છે."

ચાર્લ્સ હેમલ બોલ્યો, "હું તેના આભારમાં છું. આ મારો છુપો મદદગાર જેણે મને બે વખત-"

જરા અધીરાઇથી તે જુવાન બોલ્યો, "તમારી ઉપર કરેલા ઉપકારનો તમારે બદલો વાળી આપવા વખત થયો છે."

ચાર્લ્સ બોલ્યો, "મારો તે મદદગાર કયાં છે? તે મારી પાસે શું માગે છે? હું તેને કેવી રીતે ઉપયોગમાં આવી શકીશ?"

જુવાન બોલ્યો, "તે અહીંજ છે. હું તમારો મદદગાર છું."

ચાર્લ્સ બોલ્યો, "તમે?"

તેણે શાંતતાથી જવાબ આપ્યો, "હા, હુંજ તે છું"

હેમલે કહ્યું, "ત્યારે તો ઉદાર માણસ, તમે મારી પાસેથી જે જોઇએ તે બદલામાં માગી લ્યો. એક રાજ-"

પેલો અજાણ્યો બોલ્યો, "થેરેસાની સખી મેરીઆને તમે ચાહોછો તેથી મારી માગણી તમને સેહેલી લાગશે."

આમ કહી તેણે પોતાના ગજવામાંથી લખેલા ચર્મપત્રનો વીંટો કાઢી ચાર્લ્સ હેમલને આપ્યો. હેમલ આશ્ચર્ય પામીને તે વાંચવા લાગ્યો. વાંચી રહ્યા પછી આશ્ચર્ય પામીને તેણે પોતાના મદદગાર તરફ જોયું.

પેલો અજાણ્યો બોલ્યો, "હું તમને ઓળખુછું. શી રીતે તે જાણવાથી તમારે કામ નથી. કાંઈ કારણસર મેં તમારી જીંદગી બે વખત બચાવી. મારી એ નોકરીના બદલામાં આ પત્ર ઉપર તમારી સહી માગું તે શું વધારે છે?"

ચાર્લ્સ બોલ્યો, "નહિ, તમે મારી જીંદગી બચાવી છે. હું તમારી માગણી કબૂલ કરૂં છું. પણ સાહી અને કલમ લેવા મારે મારા ઓરડામાં જવું પડશે."

તે અજાણ્યો પુરુષ પોતાના ગજવામાંથી લખવાનો સામાન કાઢતો બોલ્યો, "તેમ કરવાની જરૂર નથી. મારી પાસે બધું તૈયાર છે."

હેમલ બોલ્યો, "પણ બીજા લોકો આપણને જોશે. લોર્ડ સાહેબને આ જોઇ, નવાઇ–"

તે અજાણ્યો જુવાન બોલ્યો, "આપણને કોઇ જોતું નથી. ન્યાયાધીશ વાત કહે છે તે બધા સાંભળવા પડ્યા છે."

ચાર્લ્સ હેમલે આસપાસ નજર ફેરવી તો ખરેખર તેમજ હતું. એટલે તેણે કલમ પકડી પેલા પત્ર ઉપર કાંઈ લખ્યું. પેલા અજાણ્યાએ તે દસ્તાવેજ ઉચકી લઇ ત્યાંથી કોઇ જતો હતો તેને સોંપ્યો. હેમલ તે જોઇ આશ્ચર્ય પામ્યો. અજાણ્યો બોલ્યો, "મેં મારા નોકરને આપ્યો છે. તે એને સલામત જગાએ લઇ જશે."

હેમલ કાંઈ જવાબ આપવા જતો હતો એટલામાં રેજીનેલના ઉમરાવે ક્રોધની બૂમ પાડી તેથી બધા ચોંકી ઉઠ્યા અને ત્યાં ગભરાટ થઇ રહ્યો.

## પ્રકરણ ૧૩ મું.

### રંગમાં ભંગ.

લોર્ડ સાહેબે શા માટે બૂમ પાડી તે જાણવા પહેલાં આપણે ત્યાં શી વાત થતી હતી તે પહેલાં જોઇએ. ચેરેસાનું મન અંદરખાનેથી જો કે દલગીર હતું તોપણ બહારથી તેણે શાંત દેખાવ રાખ્યો હતો.

ન્યાયાધીશ સાહેબ એક પછી એક દારૂના ગલાસો ઉડાવ્યા જતા હતા. તે સાથે બીજા પકવાનોને પણ સારો ઇનસાફ આપવાને ચૂકતા ન હતા. ઉમરાવ પણ ન્યાયાધીશ પોતાની પાસે બેઠા હતા તેથી તેમને માઠું ન લાગે જાણી તેમના જેટલોજ હાથ ચલાવતા હતા. તેમને જોઇને પછી બીજા પરોણાઓ બાકી શા માટે રાખે?

થોડીવાર હસબોલ થયા પછી ન્યાયાધીશ બોલ્યો, "આટલી વાર તો આપણે હસબોલમાં વખત કાઢયો, પણ સાહેબો, જો તમારી રજા હોય તો તમને એક ખરી બનેલી વાત કહી સંભળાવું. તેનાથી તમારા મન રંજન થશે."

ઉમરાવ બોલ્યો, "ભાઇઓ, ન્યાયાધીશ સાહેબ શી વાત કહે છે તે ધ્યાન દઇને સાંભળો."

બધા એક ચિત્તે સાંભળવાને તૈયાર થયા. કેટલાક દૂર બેઠા હતા તેઓ ખસીને આગળ આવ્યા. પછી ન્યાયાધીશે શરૂ કર્યું–"આસરે ચોવીશ વર્ષ પહેલાં હું વીયેનાના રાજ્ય મેહેલમાં નોકરી હતો. મારા હાથમાં દરબારી નોંધપોથી હતી. મેં લગભગ દરબારી નોંધપોથી સંભાળવાનું કામ એક વર્ષ સૂધી કર્યું હતું. એક દિવસે સાંજના હાલના નામદાર શાહેનશાહના નાના ભાઇ આર્ચ ડયુક ચાર્લસે પોતાના મેહેલમાં મને ઉતાવળથી બોલાવી મંગાવ્યો. એક મોટા ઓરડામાં રાજ્યના મોટા મોટા અમલદારો અને ઉમરાવો એકઠા મળ્યા હતા ત્યાં મને દાખલ કરવામાં આવ્યો. ત્યાં મને જણાવવામાં આવ્યું કે, નામદાર આર્ચ ડચેસ જણવાની તૈયારીમાં છે તેને લગતી નોંધ, નોંધ પોથીમાં રીતસર ઉતારવી. તે ઓરડાને ત્રણ દરવાજા હતા. એક દરવાજો તે ઓરડામાં દાખલ થવાનો. બીજો દરવાજો આર્ચડચેસના ઓરડાનો, અને ત્રીજો દરવાજો બાળકના પાળણાના ઓરડાનો. જર્મન રાજ કુટુંબના જનમતા બાળકોને કેવી રીતે રાખવામાં આવે છે તે વિષે તમારામાંના કેટલાક મુદલ જાણતા નહિ હોય, પણ હું તે તમને જણાવીશ. જે વખતે એક રાજકુંવર અથવા રાજકુંવરી જન્મ લે છે કે તુરતજ તેને બહાર લાવી એકઠા મળેલા દરબારીઓને બતાવવામાં આવે છે. તે બાળકના દેખાવની નોંધ રાખનાર નોંધ કરી લે છે. આ નોંધ જરૂર વખત અતિ અગત્યની થઇ પડી. પછી બાળકની ધાવ બાળકને લઇને પાળણાવાળા ઓરડામાં જાય છે, જ્યાં તે બીજા દિવસની સવાર સૂધી રહે છે. પછી બાદશાહી રક્ષક ટુકડીનો એક સીપાઇ જેને ભાગ્યે ત્યાં ચોકી કરવાનું આવે છે તે દરવાજા આગળ આખી રાત સૂધી

ચોકી કરે છે. આવી રીતે તે જન્મેલા બાળકને લશ્કરને સ્વાધીન કરવામાં આવ્યું એમ કહેવાય છે. તે જગા ઉપર ચોકીદાર ઉંઘે અથવા રાજ્ય વૈદ્ય સિવાય બીજાને અંદરના ઓરડામાં દાખલ થવા દે તો તેને મોતની શિક્ષા થાય છે. બીજે દિને મહેલ આગળ લશ્કરી ટુકડી આવીને ઉભી રહે છે, તેની આગળ બાળકને લાવવામાં આવે છે. તેની સાથે પેલો ચોકીદાર પણ હોય છે. લશ્કરીઓ આ નવા રાજવંશી બાળકને જોય છે. પછી તેને પાછું અંદર લઇ જવામાં આવે છે. પેલા ચોકીદારને મોટી પદવી, ઇનામ, અને મોટું માન મળે છે. આ પ્રમાણે પાળણાના ઓરડાની ક્રિયા સમાપ્ત થાય છે.

આ ક્રિયા ઘણા વર્ષ થયા જર્મન રાજ્યમાં ચાલુ છે. હવે હું મારી વાત આગળ ચલાવીશ. મને ત્યાં આવે થોડી વાર થઈ એટલે નામદાર આર્ચડયુક આવ્યા. તેમણે બધાને હસીને બોલાવ્યા. એક કલાક સૂધી આતુરતાથી રાહ જોયા પછી ડચેસના ઓરડાના દરવાજા ઉઘડયા અને રાજ્યવૈદ્યે બહાર આવી ખબર આપી કે, એક રાજકુંવરનો જન્મ થયો છે. આ રાજકુંવર તે હાલનો નામદાર આર્ચડયુક લીઓપોલ્ડ છે."

રોઝેન્થેલનો ઉમરાવ મગરૂરીથી બોલ્યો, "એ રાજકુંવર સાથેજ મારી પુત્રીનો વિવાહ થયો છે અને તે થોડા વખતમાંજ તેને પોતાની પત્ની કરવા આવશે."

થેરેસા મોટી મુશ્કેલીએ પોતાની છાતીમાંથી નીકળતો નિઃશ્વાસ રોકી શકી.

ન્યાયાધીશે આગળ ચલાવ્યું, "નામદાર ચાર્લસને ત્યાં વારસ જન્મ્યો તેથી અમે બધા તેને મુબારકબાદી આપવા લાગ્યા. આર્ચડયુકે રાજવૈદ્યને એક કીમતી વીંટી ભેટ આપી. થોડીવાર પછી ધાવ બાળક કુંવરને લઇને બહાર આવી બાળક તંદુરસ્ત હતું. મારી ફરજ મેં તુરત બજાવી લીધી. તેને લગતી બધી નોંધ મેં મારા ચોપડામાં કીધી. પછી એક માણસને લશ્કરી છાવણીમાં મોકલી જે ચોકીદારની વારી આવી હોય તેને ત્યાં મોકલવા હુકમ કર્યો. તુરત તે આવી પહોંચ્યો. આ ચોકીદાર હંગરી દેશનો ઉંચો, કદાવર, સુંદર ચહેરાનો

ત્રીશ વર્ષની ઉમરનો અલરીક કીનીસ નામનો હતો. પણ તેનો ચહેરો જોતાં તે મને પસંદ ન પડયો. મારી નાપસંદગી તેની ઉપર શા માટે ઉતરી તે હું જાણતો નથી. પણ મારાથી તે વિષે કાંઈ કહેવાય તેમ ન હતું. પછી ધાવ તો કુંવરને લઇને પાળણાવાળા ઓરડામાં ગઇ. બહારથી દરવાજે અડકાવી ચોકીદાર ચોકી કરતો ત્યાં ઉભો રહ્યો. અમારે માટે નામદાર આર્ચડયુકે ખાવાનું તૈયાર કરાવ્યું હતું. અમે ખાવા ગયા. ત્યાં પણ મારા મનમાંથી અલરીક કીનીસ વિષેનો વિચાર ન ગયો.”

લોર્ડ હસીને બોલ્યો, “મને લાગે છે કે, તેનો ચહેરો તમને પસંદ નહિ પડયો હોય!”

ન્યાયાધીશે આગળ ચલાવ્યું, “પણ મારા વિચારમાં હું ખરો હતો કે ખોટો તે તમે આગળ ચાલતાં જોશો. જમી રહ્યા પછી હું ત્યાંથી ગુપચૂપ ઉઠીને મોટા દીવાનખાનામાં આવ્યો. મારા ઓધ્ધાની રૂએ મને ત્યાં જવાની છૂટ હતી. પણ દીવાનખાનામાં આવતાંજ મને માલમ પડયું કે, પેલો ચોકીદાર અલરીક કીનીસ દરવાજા આગળ ન હતો. હું પાળણાના ઓરડા આગળ ગયો. અંદરના બાજુથી વાત કરવાનો અવાજ સંભળાયો. તે બોલ્યો, ‘આજ મધરાતના.’ પેલી ધાવ બોલી, ‘તે વખતે મહેલમાં બધું શાંત હશે તેથી કોઇની પણ બીક નથી.’ ચોકીદાર કીનીસ બોલ્યો, ‘પણ મારૂં ઇનામ?’ રાજવૈદ્ય બોલ્યો, ‘તે આ રહ્યું. આ વીટી મને નામદાર આર્ચડયુકે આપી છે. તે બે કીમતી છે. જે વખતે મારી બહેનનું અને મારૂં કામ થશે, અને બાળકોની અદલા બદલી થશે તે વખતે આ વીટી હું તને આપીશ.’ કીનીસ બોલ્યો, ‘મારે તે કબૂલ છે.’ વૈદ્ય બોલ્યો, ‘આ કામ માટે તો મારી બાયડીએ ખાસ રીતે ધાવનું કામ કરવા કબૂલ કર્યું છે. મારી જીંદગીનો આધારજ એની ઉપર છે.’ કીનીસ બોલ્યો, ‘તમારૂં કામ હું નિમકહલાલીથી બજાવીશ. મારે ભાગ્યે જ્યારે ચોકીદાર ઠરવાનું આવ્યું ત્યારે મેં તમને કહ્યું ન હતું કે, કોઇ પણ ભોગે હું પૈસાદાર થવા માગુંછું?’ વૈદ્ય બોલ્યો, ‘તેમજ બનશે. વીટી એક રાજ્યની બરોબરની છે.’ તેજ વખતે ઓરડામાં હીલચાલ થવા

માંડી. તેમણે ધારેલા દગા માટે મેં પુરૂં સાંભળ્યું હતું તેથી ત્યાં ઉભા રહેવાને બદલે હું ચાલતો થયો."

લોર્ડ બોલ્યો, "હા, હવે વધારે 'રસ વાળી' વાત આવે છે. બધા ધ્યાન દઇને સાંભળજો."

પણ એટલામાં તેની ખુરસીની પાછળથી કોઇએ ધસી આવી એક ખંજર ટેબલ ઉપર જોરથી ખોસી દીધું. તે માણસ કોણ છે તે જુએ તે પહેલાં તો બધાની નજર આગળથી તે ગેબ થઈ ગયો.

રેકેન્થેલના લોર્ડે જે બૂમ પાડી તે આ ઉપરથીજ પાડી હતી.

ખંજરના હાથા ઉપર બ્હીમ મંડળની નીશાનીનું દોરડું બાંધેલું હતું અને તેની સાથે ચર્મ પત્રનો એક કુટકો બાંધેલો હતો. તેની નીચે ત્રણ ખંજરની નીશાની કીધેલી હતી.

થેરેસાએ ચીશ પાડી આસપાસ જોયું.

ઉમરાવ બોલ્યો, "અરે ઈશ્વર! જે માણસ આ લાવ્યો તે ઘણો બહાદૂર હોવો જોઇએ! નોકરો, જાઓ, દોડો! પૂલ ઉચકી નાખો, અને ચોકીદારોને હુકમ કરો કે, કોઇ પણ માણસ કિલ્લામાંથી બહાર ન જાય!"

દરવાજા ઉપર ચોકી કરતા નોકરો તેનો હુકમ બજાવવાને દોડયા. પછી ઉમરાવ બોલ્યો, "હવે આમાં શું લખ્યું છે તે આપણે જોઇએ."

લોર્ડ જો કે હીમતથી આ શબ્દો બોલ્યો પણ તે ચર્મ પત્ર છોડતાં તેનો હાથ ધ્રુજ્યો હતો. તેમાં આ પ્રમાણે લખેલું હતું:—

"ખંજર અને દોરડાથી તને હુકમ કરવામાં આવે છે કે, આવતા **સબાથ** રોજને દિને બપોરના વોલેન્સ્ટેન ટેકરી આગળના નારંગીના ઝાડ આગળ આવજે. સાથે કાંઈ પણ હથિયાર કે માણસ કાંઈ લાવવું નહિ. એમાં ભૂલ થવી ન જોઇએ."

"†††."

ક્રોધથી આંખ રાતી કરીને ઉમરાવ બોલ્યો, "જર્મન રાજ્યના એક ઉમરાવ અને સરદાર તરીકે, હું કહું છું કે, આ ખંજર અત્રે લાવવાની જેણે હીમત કીધી તેને કોઈ પકડી લાવશે તે જે કાંઈ મારી પાસે માગશે અને તે આપવાની મારી શક્તિ હશે તો તે હું આપીશ."

ન્યાયાધીશે કહ્યું, "આમીન !"

હેમલની બાજુએ બેઠેલો માણસ ઉભો થતો બોલ્યો, "એ મારૂં કામ !"

તે જુવાન વિદ્યાર્થીને પોતાના પરોણા તરીકે આવેલો જોઇ ઉમરાવ બોલી ઉઠયો, "કોણ? ફ્રોસ્ટ ! ભલે, તેમ થવા દો."

થેરેસા ધીમે સ્વરે બોલી, "વીલ્હેમ !" તેને આનંદ થયો.



## પ્રકરણ ૧૪ મું.

### ત્રણ અડચણો.

મેજબાનીમાં ગડબડાટ થઈ રહ્યો. બધાંની નજર ફ્રોસ્ટ તરફ ફરી. પોતાના મદદગાર અને જેના કહ્યાથી પેલા દસ્તાવેજ ઉપર સહી કીધી હતી તેનું નામ પણ ચાર્લસ હેમલે હમણા જાણ્યું. લોકો ઉશ્કેરાઇ ગયા હતા તેમની તરફ હુકમ કરતી ઢબે પોતાનો હાથ લંબાવી તેમને થોડીવાર સૂધી શાંત થવા કહી તે ત્યાંથી જતો રહ્યો. થોડીવારમાંજ ફ્રોસ્ટ પાછો ફર્યો. લોર્ડની આગળ આવીને બોલ્યો, "મારા લોર્ડ, તે માણસ પકડાયો છે. તમારા ચોકીદારોના હાથમાં તે કેદ છે."

ઉમરાવ બોલ્યો, "સાહેબ, તમારો મોટો ઉપકાર થયો. હું મારૂં વચન પાળીશ. સારે ભાગ્યે ન્યાયાધીશ સાહેબ અહીંજ હાજર છે. એક જર્મન ઉમરાવને તેના પોતાના ઘરમાં આવી તેને જીવ લેવા જેવી ધમકી આપવી એ કાંઈ નાનો સુનો અપરાધ નથી."

ન્યાયાધીશ બોલ્યો, "ન્યાયને ન્યાયનો રસ્તો લેવા દેવાની આપણી ફરજ છે."

ન્યાયાધીશ આમ હીમતથી બોલ્યો ખરો, તો પણ અંદરખાનેથી તે ડરતો હતો.

ઉમરાવ બોલ્યો, "આ છૂપી મંડળીના છૂપા ખુનીઓ બધે ઠેકાણે ફરી વળેલા છે. લીન્સડોર્ફનો કાઉંટ આ છૂપા મંડળનો સરદાર છે એ વાત કાંઈ છૂપી નથી અને તેથી આ ચીઠી પણ તેના તરફથીજ આવી છે. એ મગરૂર ઉમરાવ મને લડીને જીતી ન શકયો તેથી આ ખંજર અને દોરડાની મદદથી મને તેડાવીને કેદ કરવા માગે છે. મેસર કીર્ચર, આ કંગાળ કેદીને આપણે શી શિક્ષા કરવી?"

ન્યાયાધીશે કહ્યું, "જે માણસ પકડાયો છે તેજ અહીં આવી ખંજર ખોંસી ગયો એવું ફરીયાદી પુરવાર કરી શકશે?"

ફોરસ્ટે ઉત્તર આપ્યો, "એ માણસ પોતે એ વાત કબૂલ કરે છે. પોતે એ મંડળને લગતો છે, એવી તે વડાઇ માને છે વળી એના ધણીએ એને મોકલેલી ચીઠી એની પાસેથી મળી છે."

ન્યાયાધીશ બોલ્યો, "જો એમજ હોય તો એ ખુનીને આ ગૃહસ્થોની આગળ લાવી તેમના દીલ દુખવનાર નથી. મારા લોર્ડ, તમારા માણસને હુકમ કરો કે, રોઝેન્થેલ કિલ્લાના મુખ્ય દરવાજા ઉપર એ માણસને ફાંસી દઇ દે."

ઉમરાવ બોલ્યો, "હેવીઝ, નામદાર ન્યાયાધીશ સાહેબે જે હુકમ કર્યો છે તેનો તુરત અમલ કરો. એ માણસ ગમે તે હોય તોપણ તેની તરફ જરાએ દયા દેખાડતા ના, અથવા તો ઢીલ કરતા નહિ."

ન્યાયાધીશ પણ પોતાની સત્તા કેટલી છે તે દેખાડવા આતુર હતો તેથી બોલ્યો, "ભલા કપ્તાન, મારો પણ એવોજ હુકમ છે. જરા પણ ઢીલ કર્યા વગર, જરા પણ દયા દેખાડયા વગર એને એકદમ ફાંસીએ ચઢાવી દો."

હેવીઝ નમીને ત્યાંથી ગયો.

ઉમરાવ અને ન્યાયાધીશ સાહેબ એટલા તો ગુસ્સામાં હતા કે, પેલા કેદીની તરફથી દયા માગવાને કોઇએ પણ હીમત ન કીધી. માત્ર થેરેસાએ પોતાના બાપની તરફ દયાની

નજર ફેરવી, પણ તેણે તેની તરફ પણ ગુસ્સાથી જોયું એટલે તે નીચું જોઇ ગઇ.

થોડીવાર પછી શાંત થઇ ફોસ્ટ તરફ ફરીને ઉમરાવ બોલ્યો, "હવે સાહેબ, મેં જે વચન આપ્યું હતું તે પાળવાને હું તૈયાર છું. પણ મારી પાસે તમારૂં ઈનામ માગતી વખતે યાદ રાખજો કે, મારી આપવાની શકિત ઉપરાંતનું તે ઈનામ હોવું ન જોઇએ."

ફોસ્ટે કહ્યું, "તમે આ પ્રમાણે બોલ્યા હતા. 'આ ખંજર અત્રે લાવવાની જેણે હીમત કીધી તેને જે કોઇ પકડી લાવશે, તે જે કાંઈ મારી પાસે માગશે અને આપવાની મારી શકિત હશે તો તે હું આપીશ.'"

ઉમરાવે જવાબ આપ્યો, "સાહેબ, તમારી યાદદાસ્ત સારી છે. તેમ વળી તમે મારી પુત્રીને લીન્સડોર્ફના કિલ્લામાંથી છોડવીને મારી બીજી સેવા બજાવી છે તેનો પણ બદલો તમે માગી લેશો."

ફોસ્ટ બોલ્યો, "જ્યારે તમે મને આ બે સેવાનો બદલો આપવા માગોછો ત્યારે એક ત્રીજી પણ નાની સેવા મેં બજાવી છે તેથી પણ તમારે જાણીતા થવું જોઇએ. જે દિવસે લીન્સડોર્ફના માણસો તમારા કિલ્લા ઉપર ચઢી આવ્યા હતા ત્યારે જે માણસ બખતર પહેરી તમારી તરફથી લડતો હતો તથા તમારા માણસોને હીમત આપતો હતો તે હું પોતે હતો."

ઉમરાવ બોલ્યો, "આ વાત તમારા સાંભળવામાં આવી હશે અને તેથી તમે ફોકટનો યશ મેળવવા માગોછો."

ફોસ્ટે બૂમ પાડી, "શું તમે મારી ઉપર શક લાવોછો? હું તમને તેની સાબેતી આપીશ-પણ નહિ, હું મેસર હેમલને અરજ કરૂં છું કે, આ વાત તેઓ માને છે કે નહિ?"

ચાર્લ્સ હેમલ બોલ્યો, "એમની વાત ખરી છે. બે જુદે જુદે પ્રસંગે એમણે મારો જીવ બચાવ્યો હતો."

વધારે નરમ પડી જઇને ઉમરાવ બોલ્યો, "ત્યારે તો એ સેવા માટે પણ તમારો ઉપકાર માનુંછું. આ ત્રણેનો એક સામટો બદલો તમે માગી લ્યો."

ફ્રોરસ્ટ મોટે સાદે બોલ્યો, "ઠીક છે. હું તમ નામદાર તથા અહીં એકઠા મળેલા બધા ગૃહસ્થોની હજુરમાં કહુંછું કે, જે માણસે રોઝેન્થેલને કિલ્લો શત્રુઓના હાથથી નાશ પામતો બચાવ્યો-જે માણસે તમારી પુત્રી શત્રુના હાથમાં ગયલી તમને લાવી આપી-જે માણસે એક ખુની મંડળના ખુનીને પકડી આપીને તમારી ઉપર ઉપકાર કર્યો. તે માણસ જે તમારી પુત્રીના હાથની માગણી કરે તે શું ગેરવાજબી છે?"

બધાની નજર પહેલાં ઉમરાવ તરફ અને ત્યાંથી થેરેસા તરફફરી. ઉમરાવ પહેલાં તો ગુસ્સે થઈ ગયો પણ પછી શાંત થયો. થેરેસાએ શરમાઈ જઇ નીચું જેયું.

થોડીવાર પછી ઉમરાવ બોલ્યો, "સાહેબ, તમારી બજાવેલી સેવાઓ એવી તો કીમતી છે કે, તમને જવાબ આપતાં ગુસ્સો કરવો મને ખોટો જણાય છે. પણ મારૂં વચન એવું હતું કે, જે મારી આપવાની શક્તિમાં હશે તે હું આપીશ. પણ તમારી આ માગણી તો મારી શક્તિ બહારની છે."

બધા લોકો આતુરતાથી તેમની વાતચીત સાંભળતા હતા. ફ્રોરસ્ટે કહ્યુ, "મારા લોર્ડ, તમારી પુત્રીનો હાથ મને આપવાને તમને મુખ્ય ત્રણ અડચણો છે. પહેલી, હું ગરીબ અને પદવી વગરનો છું. બીજી, થેરેસા મારી સાથે પરણવાને કબૂલ કરનાર નથી, અને ત્રીજી, તેનો વિવાહ બીજા સાથે થયો છે."

જરા અધીરો થઇને ઉમરાવ બોલ્યો, "ફ્રોરસ્ટ, તારી વિરૂદ્ધ તેં તકરારો તો ખરેખરી આણી. આપણા નામદાર ન્યાયાધીશ સાહેબ પણ આવી રીતે તારો કજીઓ ઘડી ન શકત."

મગરૂરીથી ફ્રોરસ્ટ બોલ્યો, "આપણે જેઇશું. વીએનાથી થોડે દૂર ઓરાનાજો ઉમરાવી કિલ્લો છે. તેને લગતી જાગીર આ રોઝેન્થેલ કરતાં ઘણીજ મોટી છે. આ કિલ્લાની માલકી સાથે જર્મન રાજ્યના ઉમરાવનો ખેતાબ જોડાયલો છે. મારા લોર્ડ, એ ખેતાબ તમારા ખેતાબ કરતાં ઓછો ઉતરે તેમ નથી."

ઉમરાવે પૂછ્યું, "સાહેબ, આ બધું કહેવાનું કાંઈ કારણ? આ જાગીર તેનો કોઇ વારસ ન હોવાથી જર્મન રાજ્ય

સામે જોડી નાખેલી છે. અને જર્મનીમાં એવો કોણ પૈસાદાર છે જે એ ખરીદી શકે?"

ફોરસ્ટ બોલ્યો, "એ જાગીરનો હું માલેક છું. એની સાથેનો કાઉંટનો ખેતાબ મને મળ્યો છે." આમ બોલી પોતાના ગજવામાંથી ચર્મ પત્રનો વીંટો કાઢી ન્યાયાધીશને આપતો ફોરસ્ટ બોલ્યો, "તમે નામદાર એક વખત વીએનાની દરબારમાં નોકરી હતા, તેથી આ જોઇ કહેશો કે, મારૂં કહેવું ખરૂં છે કે ખોટું."

મેસર કીર્ચર તે દસ્તાવેજ જોઇને બોલ્યો, "આ દસ્તાવેજ ખરો છે. શાહેનશાહની સહી હું ઓળખું છું."

આ સાંભળી ઉમરાવ ઉભો થતાં બોલ્યો, "ઓરાનાના નામદાર કાઉંટ, તારી જગા અહીં મારી આગળ છે. પધાર. તેં તારી પ્રદવી પુરવાર કરી છે. હું તે સાંભળી ઘણોજ ખુશી થયો છું. મારી પુત્રી તને ના પાડનાર નથી. પણ પેલી ત્રીજી અડચણ છે તે દૂર થઇ શકનાર નથી, અર્થાત મારી પુત્રીને બીજા સાથે વિવાહ થયો છે."

ફોરસ્ટ બોલ્યો, "તે વિવાહ ફોક થયો છે."

ઉમરાવ બોલ્યો, "ફોક થયો છે? એમ કેમ બને?"

ફોરસ્ટે કહ્યું, "હું તમને સમજાવીશ. ઘણા ખરા જાણે છે કે, હું આ પાસેના શહેરના કેદખાનામાં પડયો હતો. એક માણસ—"

આ ઠેકાણે મુખ્ય ન્યાયાધીશ માથાથી પગ સૂધી ધ્રુજ્યો.

ફોરસ્ટે આગળ ચલાવ્યું, "એક માણસ, જેની સત્તા અને પૈસો બધા કરતાં વધારે છે તેણે મને તેમાંથી છોડવ્યો. એટલુંજ નહિ પણ મારી ઉપર દયા લાવી પોતાની દોલતમાંથી થોડો ભાગ ખરચી ઓરનાની જાગીર તથા કાઉંટનો ખેતાબ ખરીદ કરી મને આપ્યો. તે માણસ વીએનામાં કામથી પરવારીને પાછો આ તરફ આવવા નીકળ્યો, તે વખતે નામદાર આર્ચડયુક લીઓપોલ્ડે નામદાર રોઝેન્થેલના લોર્ડને આપવા માટે તેને એક દસ્તાવેજ આપ્યો. તે દસ્તાવેજ લઇને તે આજજ અત્રે આવી પહોંચ્યો તે દસ્તાવેજ તમે લ્યો."

સાદો પોશાક પહેરેલો, ઊંચો, પાતળો, નમ્ર દેખાવનો એક માણસ ઉમરાવની પાસે આવ્યો અને ઉમરાવના હાથમાં એક દસ્તાવેજ આપ્યો ઉમરાવ તે વાંચવા પડયો એટલામાં ફ્રોસ્ટ થેરેસાની આગળ જઇ ધીમે સાદે બોલ્યો, "વહાલી, તું મારીજ થઈશ!"

ઉતાવળથી તે દસ્તાવેજ વાંચી લઇ તેને ટેબલ ઉપર નાખતાં ઉમરાવ દલગીરીથી બોલ્યો, "આર્ચડ્યુક પોતાની રાજી ખુશીથી મારી પુત્રી સાથે થયલો પોતાનો વિવાહ ફોક કરેછે."

ન્યાયાધીશ તે દસ્તાવેજ ઉચકી લઇ ધ્યાનથી વાંચીને બોલ્યો, "તે નામદાર લખે છે કે, થેરેસા બીજાને ચહાય છે એમ હું જાણુંછું, અને તેથી મેં એક બીજી નાર મારે માટે પસંદ કીધી છે."

થોડીવાર પછી ફ્રોસ્ટ બોલ્યો, "હવે તમે મને શો જવાબ આપોછો?"

ઉમરાવ બોલ્યો, "ઓરાનાના કાઉંટ, તમે દરેક અડચણનો નીકાલ કરી નાખ્યો છે."

ફ્રોસ્ટ થેરેસાનો હાથ લઈ ચૂમ્યો. ત્યાં હાજર રહેલા બધાએ તેના આનંદમાં ભાગ લીધો.

---

# પ્રકરણ ૧૫ મું.

## સરત-કીનો.

ખંજર અને દોરડાની ચીઠીના બનેલા અકસમાતથી ન્યાયાધીશની વાત બધા ભૂલી ગયા. જે માણસે તે ખંજર ત્યાં લાવવાની હીમત કીધી, તેને જોયા વગર-તથા સવાલો પૂછયા વગર મોતની શિક્ષા કીધી. તેની સાથે વળી ફ્રોસ્ટ થેરેસાના હાથની માગણી કીધી એટલે આગળ શી વાત ચાલતી હતી તે બધા પરોણાઓના મગજમાંથી નીકળી ગઇ.

બધા ખાવા પીવા મંડયા. થોડીવાર પછી બાગમાં ફરવા ચાલ્યા. ફ્રોસ્ટ પણ કાંઈ બહાનુ કાઢીને ત્યાંથી બહાર નીક-

ગયો. તે બાગમાં જવાને બદલે કિલ્લાની ભીત તરફ ચાલ્યો. ત્યાં દૂરના એક ખુણામાંથી એક આકાર નીકળી આવ્યો. ફ્રોસ્ટને જોઇને તે બોલ્યો, "ફ્રોસ્ટ, હું હવે જીત્યો." આ બોલનાર સેતાન હતો.

ફ્રોસ્ટે કહ્યું, "હા, તેમ બન્યું તો ખરૂં. લગ્ન ક્રિયા આજથી ત્રીજે દિને થનાર છે. પણ તું કાંઈ મારી ઉપર દયા નહિ કરે?"

સેતાન બોલ્યો, "માનવી, એક વખત હું જે બોલ્યો તે કદી પણ ફેરવનાર નથી. આગળનો તને પશ્ચાત્તાપ થાય છે-ભવિષ્ય તું આતુરતાથી જુએ છે?"

ધ્રુજતો ફ્રોસ્ટ બોલ્યો, "ભવિષ્ય! અરે તેના તો મને ભયંકર વિચારો આવે છે!"

સેતાને કહ્યું, "ત્યારે તો હાલની મોજ મઝાહનોજ વિચાર કર. થેરેસા તારી થશે-તારાથી તે છુટી પડનાર નથી. તેં તેના મગરૂર બાપને પણ નમાવવામાં ફતેહ મેળવી. ન્યાયાધીશ ઉપર પણ તેં વેર લીધું."

ફ્રોસ્ટ બોલ્યો, "ન્યાયાધીશને પોતાને તો હજી હવે બતાવીશ."

સેતાને તેને તેની આગલી વાતો, અને ભવિષ્યમાં તેનું પરાક્રમ કહેવા માંડયું. તે સાંભળી ફ્રોસ્ટ ફુલી ગયો.

સેતાને કહ્યું, "જે માણસને વહીમ મંડળવાળા જંગળમાં ઝાડ ઉપર લટકાવી દેવા માગતા હતા. તેની જીંદગી બચાવવાની સલાહ મેં તને આપી તે વાજબી ન હતી? વળી તેજ ધણીને રોઝેન્થેલના કિલ્લાની લડાઈ વખત બચાવવા નહોતો મોકલ્યો? રોઝેન્થેલના ઉમરાવને મદદ કરવા પહેલાં તેની પુત્રી થેરેસાને લીન્સડોર્ફના કાઉંટ લઇ જાય તેમાં હરકત ન કરવા મેં તને કહ્યું ન હતું? ટુંકી નજરના માનવી! થેરેસા તને ચહાતી હતી તેથી તેને છોડવી લાવવા માટે તારે પેલું ભયંકર તોફાન ઉઠાવવાની જરૂર ન હતી. મેં તને તેમ ન કરવા સલાહ પણ આપી હતી."

સેતાને આપેલા ઠપકાથી ગુસ્સે થઇને ફ્રોસ્ટ બોલ્યો, "પિશાચ, થેરેસા મને ચહાતી નથી એમ કહીને તેં મને ઠગ્યો ન હતો? તેની પાસેની છબી વિષે તેં મને ઉંધું સમજાવ્યું ન હતું?"

તિરસ્કારથી હસીને સેતાન બોલ્યો, "ઠીક, ઠીક, એ તો હવે થયું તે થયું! તને મારા હાથમાં લેવાને મારાથી બન્યું મેં બધું કર્યું. તું કહે છે કે, ત્રીજે દિવસે લગ્ન ક્રિયા થનાર છે?"

ફ્રોસ્ટ બોલ્યો, "હા, ત્રીજે દિવસે થેરેસા મારી થશે. પણ મારા પહેલા જન્મતા બાળકને તારો ભોગ આપવાની સરત કરતાં મને આનાકાની થાય છે."

સેતાન બોલ્યો, "તારૂં પોતાનું સુખ મેળવવામાં તું શા માટે આનાકાની કરે છે? દરેક વખતે તું મને ઠપકો ન આપતો."

"તને ઠપકો આપું! તને નહિ તો બીજા કોને ઠપકો આપું?"

સેતાન બોલ્યો, "તારે પોતાનેજ ઠપકો આપવો જોઇએ. ચાળીશ વરસ સુધી મને તારો ગુલામ કરવાની તેં બધી સરતો કીધી અને તે પછી તું હમેશને માટે મારો થશે!"

ફ્રોસ્ટ બોલ્યો, "એ તો જાણે બધું થયું, પણ હવે શું કહે છે?"

સેતાને કહ્યું, "આપણે તે વિષેજ વાત કરીએ. મારી રજા વગર તારે દેવળમાં અથવા તો જ્યાં ઈશ્વર ભક્તિ થતી હોય ત્યાં જવું નહિ, અને તેને લગતી કાંઈ પણ ક્રિયા કરવી નહિ એવી આપણી સરત છે. તે સરતથી આડો ચાલે તો તારી ઉપરની મારી સત્તાનો હું તુરત ઉપયોગ કરૂં. થેરેસા તારી સાથે દેવળમાં જાહેર રીતે લગ્ન કરશે. તેમ કરવા માટે તું શા માટે અચકાય છે?"

ફ્રોસ્ટ બોલી ઉઠયો, "અચકાવુંછું? શા માટે હું અચકાવુંછું? જેવી સત્તા તેં મારી ઉપર મેળવી છે તેવીજ તું મારા પ્રથમ જન્મતા બાળક ઉપર મેળવવા માગે છે! શું મેં તને પુરૂં નથી આપ્યું? શા માટે વધારે ભોગ માગે છે?"

શાંતતાથી સેતાને જવાબ આપ્યો, "હું સંતોષી નથી તે માટે."

ફ્રેસ્ટ બૂમ પાડી, "નીચ, દયાહીણ દૈત્ય, પિશાચ! એક માણસ હજી તો પરણ્યો નથી તે પહેલાં તેના થનાર પુત્ર ઉપર તું જીત મેળવવા માગે છે?"

સેતાન ધીમેથી બોલ્યો, "હા, એવી મારી સરતજ છે."

અતિશય ગુસ્સાથી ફ્રેસ્ટ બોલ્યો, "જ્યાંથી તું આવ્યો છે, ત્યાં જો બધાજ તારા જેવા હોય તો મેં મારૂં કેટલું ખરાબ કર્યું છે! માનવીએ તારી સાથે સંબંધ રાખતાં પહેલાં પુરો વિચાર કરવો જોઇએ. દુઃખમાં, કેદખાનામાં, કંગાળ હાલતમાં રહી ટુંકી જીંદગી ખોવી-મરવું સારૂં છે પણ તારી સોબત કરી હમેશ સૂધીનું દુઃખ ભોગવવું ખરાબ છે!"

શાંતતાથી સેતાન બોલ્યો, "તારો ગુસ્સો બધો ફોકટ છે. તેં મારા અવગુણ કહ્યા, પણ જરા મારૂં સાંભળી લે. આખી દુનિયામાં મળતા સુંદર ફૂલો અને સ્વાદિષ્ટ ફળોથી ભરી રહેલા બગીચાઓ-સુંદર ઝરાઓને કિનારે ચરતા પશુઓ-સુંદર વેળાઓની વચ્ચે એક અદ્દભુત કારીગીરીનો મેહેલ છે. આ મેહેલમાં માનવીથી વિચાર પણ થઇ ન શકે એટલી મોજ તથા દોલત છે. આરસપહાણના ફુવારાઓમાંથી ઉનાળામાં સુગંધી પાણી ઉડી રહે છે તેથી ત્યાં રહેનારાઓના મનને આનંદ થાય છે. ત્યાંના સુખ આગળ આ દુનિયાનું સુખ તો કશી ગણતીમાંજ નથી."

પોતાનો ગુસ્સો, પશ્ચાત્તાપ, નાઉમેદી વગેરે ભૂલી જઈ આનંદ પામીને ફ્રેસ્ટ બોલ્યો, "આ વર્ણન તો આનંદદાયક છે!"

સેતાન બોલ્યો, "જે મહેલનું વર્ણન કર્યું છે તે ઓરાનાની જાગીર છે. ત્યાં વસનાર તું અને થેરેસા છે."

ફ્રેસ્ટ બોલી ઉઠ્યો, "બસ, બસ! મારે તારી સરત કબૂલ છે. ચાલ હમણાજ સહી કરી આપું છું."

સેતાને કહ્યું, "ઠીક છે." સેતાને ચર્મ પત્ર કાઢી, લખવાની ચીજો તેની આગળ મૂકી. ચંદ્રનું અજવાળું ત્યાં પડતું હતું તેથી બીજા દીવાની જરૂર ન હતી. તેની મદદથી તેમણે આ

નાલાયક લખત કીધું. પછી સેતાન એક તરફ તથા ફ્રોસ્ટ બીજી તરફ ચાલ્યો.

તે ફરતો ફરતો કિલ્લાના મુખ્ય દરવાજા આગળ આવી પહોંચ્યો. ત્યાં એક માણસનો આકાર ઉંચે લટકતો હતો. તેની ઉપર ચંદ્રની રોશની પડતી હતી. પાસે આવતાં ફ્રોસ્ટના સાંભળવામાં એક અવાજ આવ્યો, "બ્હીમ મંડળના હીચકારા સોબતીઓ આવી રીતે વાજબી ન્યાય પામે છે."

ઓરાનાના કાઉંટ ફ્રોસ્ટે મુખ્ય ન્યાયાધીશનો અવાજ ઓળખીને કહ્યું, "ખરૂં છે. પણ હું ધારૂં છું કે, આ કંગાળને તમે ઓળખતા હશો!"

ન્યાયાધીશ મેસર કીર્ચર બોલી ઉઠયો, "હું! મારા લોર્ડ, એમ તો નહિ હોય."

ફ્રોસ્ટે કહ્યું, "ચાલો આપણે પાસે જઇને જોઇએ."

બેઉ જણા પાસે આવ્યા. પછી છલકાતે હૈયે ફ્રોસ્ટે કહ્યું, "આ ફીકકો અને મુરદાળ ચહેરો બારીકીથી જુઓ."

બરાબર પાસે જઇ બારીકીથી જોઇ ન્યાયાધીશ બૂમ પાડી ઉઠયો, "મારો દીકરો–મારો એક પુરો વારસ!"

ફ્રોસ્ટ બોલ્યો, "નિર્દય ન્યાયાધીશ, મારી ઉપર ખોટો અપરાધ મૂકી તેં મને લાંબો વખત સુધી કેદમાં રાખ્યો હતો ત્યાં મને મોતની શિક્ષા કીધી હતી તેનો મને બદલો મળી ચૂકયો છે. મારૂં વેર વળી રહ્યું!"

ન્યાયાધીશ રડતો કકળતો ત્યાં બેસી માથું કુટવા લાગ્યો ફ્રોસ્ટ પોતાનું વેર વાળી આનંદી દીલે ત્યાંથી ચાલતો થયો.

---

## પ્રકરણ ૧૬ મું.

### મહેલની મુલાકાત.

ઉપલા બનાવને થોડા અઠવાડીઆ થઇ ગયા છે. આપણે રોઝેન્થેલના કિલ્લા આગળથી હવે વીએના શહેર તરફ નજર ફેરવીએ. આ રાજનગરના સાંકડા, ગરીબીવાળા રસ્તા

ઉપર આવેલા એક ઝુપડામાં ચાર્લ્સ હેમલ અને તેની પત્ની મેરીઆ એ બે જણ બેઠા છે.

રાત પડવા આવી છે. ઝુપડાની વચ્ચે ટેબલ ઉપર એક ઝાંખો દીવો બળતો હતો. ટેબલ ઉપર સાદો ખોરાક પડેલો હતો. ખાતી વખતે હેમલ પોતાની પ્રીયાનો ચહેરો બારીકીથી તપાસતો હતો. મેરીઆ પોતાના પતિ તરફ વારંવાર પ્રેમથી નજર ફેરવતી હતી. જેને પોતે ચહાતી હતી તેની સાથે રહ્યાથી તેને કેટલો પ્રેમ ઉપજતો હતો? તે કેવી સુખી દેખાતી હતી?

હેમલ બોલ્યો, "પ્રીયા, વીએનામાં આવે આપણને આજ દશ દિવસ થયા, પણ આપણે મોટી મોટી ઇમારતો જોવા ગયા નથી. આપણે ઘણું ફરતા નથી."

મેરીઆએ જવાબ આપ્યો, "નાથ, આપણે બહાર ફરવા જઇએ છીએ ત્યારે મને તો ઘરમાંજ હોવું તેવું જણાય છે. મને તુમારા સિવાય બીજાનો અવાજ સાંભળવા ગમતો નથી. તમારા ચહેરા સિવાય બીજું કાંઈ હું જોઇ શકતી નથી. તમે મારી તરફ જોઇને હસોછો ત્યારે આ દુનિઆમાં હું સૌ કરતાં મને વધારે સુખી સમજું છું."

ચાર્લ્સે કહ્યું, "પણ તું મારી સાથે આ એકાંત જીંદગીમાં હમેશ રહેવાને ખુશી થનાર નથી?"

મેરીઆ બોલી, "હમેશ ખુશીમાં રહીશ."

ચાર્લ્સ બોલ્યો, "વહાલી, તું કેવી માયાળુ છે! મેં તને ઠગી છે તે વિષે તો તેં મને એકે વખત કહ્યું નથી!"

તેનો હાથ પકડીને મેરીઆ બોલી, "તમે મને ઠગી! ચાર્લ્સ, કદી પણ ન બને! તમે મને ઠગી નથી-તમે ઠગનાર નથી! તમે બોલોછો તેની મતલબ શી?"

હેમલે કહ્યું, "તું આસપાસ જોઇશ તો તેની મતલબ તુરત સમજી જઇશ. રોઝેન્થેલના કિલ્લામાં તારા હાથની મેં જ્યારે માગણી કીધી ત્યારે મારી દોલત વિષે મેં તને કહ્યું હતું તે તને યાદ છે?"

હસીને મેરીઆ બોલી, "અને શું આપણી પાસે તે ન-

થી? રહેવાને ઘર અને ખાવાને ખોરાક તો છે! જ્યાં સુધી આપણે સાથે છીએ ત્યાં સૂધી મને બીજું શું જોઇએ?"

હેમલ બોલ્યો, "મેં તને ઠગી છે! આ ભીતો જો, એની ઉપર કાંઈ શણગાર છે? આ સામાન કેવો છે? ખોરાક પણ હાલહવાલ છે. તેં મારે ત્યાં આવીને આવી હલકી ચીજો જોવાની કાંઈ આશા રાખી ન હતી!"

મેરીઆએ ઉત્તર આપ્યો, "ચાર્લસ, વહાલા ચાર્લસ, હું પૈસાની ભૂખી નથી. મને તો તમારા પ્રેમની ભૂખ છે અને તે મને મળે એટલે બસ છે. તમે મને એક નોકર તરીકે જોઇ–"

"હા, તે તો ખરૂં. પણ તું એક સુંદર મેહેલમાં રહેતી હતી ત્યાં તું સુખ ભોગવતી હતી."

આંખમાંથી આંસુ પાડતી મેરીઆ બોલી, "ચાર્લસ, તમે હજી મને પુરી ઓળખી નથી. જો તમે એક ખેડુત હોત અને દરરોજની મહેનતથી સુકું પાકું મેળવતા હોત–મારે રોજ સવારથી સાંજ સૂધી મહેનત કરવી પડતી હોત–કોઈ વખત ખાવાના પણ સાંસા પડત–માત્ર પાણીથી આપણો ગુજારો ચલાવવા વખત આવત–પેટને માટે ગામોગામ રખડવું પડત–તોપણ જ્યાં સૂધી તમારો આનંદી જોત, મને જોઇ તમે ખુશી થઓ, ત્યાં સૂધી હું હસતી અને સુખી છું."

તેને છાતી સાથે ચાંપતો ચાર્લસ બોલ્યો, "મારી પ્રાણથી પ્યારી, જે દિવસે તને મેં મારો પ્યાર જાહેર કર્યો તે દિવસે પણ તું આવી સદ્‌ગુણી છે એવું મને માલમ ન હતું. જે વખતે અને જે દેવલમાં ઓરાનાનો કાઉંટ પોતાની વહાલી થેરેસા સાથે પરણીને સુખી થયો તેજ દિવસે અને તેજ દેવળમાં મેં તારી સાથે પરણી મારા સુખની શરૂઆત કીધી છે."

નમ્ર મેરીઆ બોલી, "નાથ, એક રાજકુંવરને વગર ચાહે પરણવાના કરતાં એક ગરીબને ચાહીને પરણવામાં સુખ છે. માટે હવેથી મને તમે ઠગી છે એવી વાત કરશોજ નહિ! આપણો એક બીજા તરફ પ્રેમ છે એજ બસ છે. તમે મને મેહેલમાં રાખવા કહ્યું હતું તેને બદલે એક ઝુપડામાં રાખી ત્યાં પણ તમારી સંગતમાં હું સુખી છું."

ચાર્લસે કહ્યું, "મેરીઆ, તારી ધીરજનો ઈશ્વર તને બદલો વાળી આપશે. તેં મને સુખી કર્યો છે. આ ઓરડો સાદો છે, અહીં બળતો દીવો ઝાંખો બળે છે, પણ જ્યાં તું હોય ત્યાં પ્રકાશજ છે. તારાથી આ ઓરડો શોભી રહ્યો છે. મેરીઆ, હું તારાથી સુખીજ છું."

મેરીઆ બોલી, "ઈશ્વર આગળ હું માગું છું કે, તમને તે હમેશ સુખી રાખે."

થોડીવાર સૂધી ગુપચૂપ બેસી રહ્યા પછી ચાર્લસ બોલ્યો, "આપણે ગરીબ છીએ તેથી અહીંજ બેસી રહી જીંદગી ગુજારીએ એવી મારી મરજી નથી આ મોટા શહેરમાં કેટલીક જોવા લાયક જગાઓ છે, તે ગરીબ તેમજ પૈસાદાર બધાને એક સરખી જોવા લાયક છે. આવતી કાલે આપણે આ શેહેરનો એક મોટો મેહેલ જોવા જઇશું. તે મેહેલનો રાજવંશી ધણી જ્યારે અત્રે નથી હોતો ત્યારે તે જોવા માટે ખુલ્લો મૂકવામાં આવે છે. તને ચિત્રો જોવા શોખ છે અને તારો તે શોખ ત્યાં પુરો પડશે."

મેરીઆ બોલી, "ચાર્લસ, તમારી સાથે આવી માનવીની તે કારીગરીનો નમુનો હું જોઇશ. પણ તે કોનો મહેલ છે?"

"આર્ચડ્યુક લીઓપોલ્ડનો."

મેરીઆએ પૂછ્યું, "શું જેની સાથે થેરેસાનો વિવાહ થયો હતો તે?"

ચાર્લસે જવાબ આપ્યો, "હા, તેજ. તે થેરેસાને બદલે બીજીને ચાહી તેની સાથે પરણ્યો છે."

મેરીઆએ કહ્યું, "જો તેણે મારી બાઇ સાથે પરણવા હઠ લીધી હોત તો તે ઠીક ન થાત. જે પોતાને ન ચહાતાં બીજાને ચહાતી હતી તેની ઉપરનો પોતાનો હક છોડી દેવામાં તેણે વાજબી કર્યું છે."

ચાર્લસે કહ્યું, "તું ખરૂં બોલી છે. આપણે આવતી કાલે તે આર્ચડ્યુકનો મેહેલ જોવા જઈશું. જે કીમતી પોશાક તને થેરેસાએ આપ્યો છે અને તારા લગ્નને દિવસે તેં પહેર્યો હતો તેજ કાલે પણ પહેરી લેજે."

તે નમ્ર નારે જવાબ આપ્યો, "જેવી તમારી ઈચ્છા."

* * * * * *

બીજે દિને મેરીઆ પોતાનો પોશાક પહેરી તૈયાર થઈ. ચાર્લસે પણ પોતાનો પોશાક પહેરી લીધો. આ બેઉને ઈશ્વરે એક બીજા માટેજ ઘડયા હોય એવું તેમનું જોડું શોભતું હતું. થોડું ઘણું ખાઇ લઇને તેઓ બેઉ જણા તે રાજમહેલ જોવા નીકળ્યા.

તેઓ મેહેલમાં દાખલ થયા પણ કોઇએ તેમને અટકાવ્યા નહિ. મોટા દીવાનખાનાઓ તરેહવાર રીતે શણગારેલા હતા. એક દીવાનખાનામાં મોટા મોટા અમીર ઉમરાવો અને રાજ્યના અમલદારો એકઠા થયલા હતા. તેની પાસેની ગેલેરીમાં થઇને તેઓ બીજા ઓરડાઓ આગળ આવ્યા. તેની બાજુનું દીવાનખાનું મુલાકાત લેવાના કામમાં આવતું હતું. તેની અંદરની બાજુએ બીજા બે ઓરડા હતા. એક ઓરડા તરફ આંગળી કરીને હેમલ બોલ્યો, "પેલો ઓરડો "પાળણાવાળો" ઓરડો કહેવાય છે." આમ કહી તે વિષે મેરીઆને તે સમજણ આપવા લાગ્યો. આપણે તે વિષેની સમજણ ૧૩ માં પ્રકરણમાં વાંચી ગયા છીએ. પછી ચાર્લસ બોલ્યો, "આ ઓરડાને લગતી એક નવાઈ જેવી વાત છે. જે વખતે હાલનો આર્ચડયુક લીઓપોલ્ડ જન્મ્યો તે વખતે જે રાજવૈદ હતો તેણે રાજકુમારને ઠેકાણે પોતાની બહેનના દીકરાને બદલીને મૂકવાનો વિચાર કર્યો હતો. રાજકુંવરની ધાવ તરીકે વૈદે પોતાની સ્ત્રીને રાખી. જે ચોકીદાર દરવાજાની ચોકી કરવા ઉભો હતો તેને પણ વળી તેણે લાંચ આપી, પોતાને વશ કર્યો હતો. તે વખતના નોંધપોથી રાખનારને તે વિષે વહેમ ન આવ્યો હોત તો પોતાની યુક્તિમાં તે વૈદ ફાવત. નોંધ રાખનારે તે વાત આર્ચડયુક ચાર્લસને કહી, તેણે તે વિષે પુરો બંદોબસ્ત રાખ્યો. મધરાતના વૈદે મેહેલમાં એક સ્ત્રીને દાખલ કીધી. તેના હાથમાં વૈદની બહેનનો પુત્ર હતો. તે બધાને તુરત પકડવામાં આવ્યા. પણ તેમનું શું થયું તે હું તને હાલ નહિ કહું. પણ તે નોંધ રાખનાર કોણ હતો તે તું જાણે છે? વી-

ટનબર્ગનો મુખ્ય ન્યાયાધીશ મેસર કીર્ચર! તેને તેની આ સેવાના બદલામાં મુખ્ય ન્યાયાધીશની જગા મળી."

મેરીઆ જરા ધ્રુજીને બોલી, "અને તે કમનસીબ બાપ એકદમ ગાંડો–"

ચાર્લસે કહ્યુ, "તેના છોકરાને જે દિવસે રોઝેન્થેલના દરવાજા ઉપર ફાંસી દેવામાં આવ્યો તે દિવસેજ ગાંડો થઈ ગયો! તેણે પોતેજ મોતની શિક્ષા ફરમાવી હતી."

મેરીઆ બોલી, "ઓરાનાનો કાઉંટ પણ જાણતો ન હતો કે, તે ન્યાયાધીશનો પુત્ર હતો."

ચાર્લસ બોલ્યો, "તે તો તે કોણ હતો તે વિષે તદન અજાણ્યો હતો. નામદાર કાઉંટ ફોરસ્ટ ઉદારતા દેખાડી બે વખત મારો જીવ બચાવ્યો હતો."

પછી ચાર્લસ તેને પાળણાવાળા ઓરડામાં લઈ ગયો. તેની અંદરની સુંદર ચીજો બતાવ્યા પછી તેઓ બીજા ઓરડામાં ગયા. મેરીઆ તો તે મેહેલની શોભા જોઈ ચકિત થઇ રહી. રોઝેન્થેલના મહેલને તે સૌથી સુંદર માનતી હતી પણ આ મહેલની આગળ તે તો ઝુપડા જેવો જણાતો હતો. ચાર્લસ તેમાંની ચીજો જોઇ આશ્ચર્ય પામતો ન હતો. તે પોતાની પત્નીને કહી ચૂક્યો હતો કે, તે મહેલ મેં અગાઉ જોયો છે. ત્રણ કલાક સૂધી ફરીને તે મહેલ જોયા પછી ચાર્લસ બોલ્યો, "હવે માત્ર એકજ જગા જોવા જેવી રહી છે. તે છબીઓવાળો ઓરડો છે. ત્યાં ઘણા મોટા મોટા રાજાઓની છબીઓ છે તે સાથે હાલના આર્ચડયુકની છબી પણ છે. તે પણ તું જોઇશ."

મેરીઆ બોલી, "જે માણસ સાથે થેરેસાનો પ્રથમ વિવાહ થયો હતો તે કેવો છે તે જોવાની મને હોંશ છે."

ચાર્લસે હસીને કહ્યુ, "પણ તે જો ઘણો રૂપાળો હોય તો તેની ઉપર તું મોહિત ન થતી."

તે સુંદરી બોલી ઉઠી, "ચાર્લસ, વળી પાછી મશ્કરી માંડી કે!"

તે હસ્યો–પણ જવાબ ન દીધો.

તેઓ છબીવાળા ઓરડામાં દાખલ થયા. નાના મોટા કદની સેંકડો છબીઓથી તે ઓરડો શણગારેલો હતો.

**ચાર્લ્સે** કહ્યું, "જુવાન આર્ચડયુક **લીઓ**પોલ્ડની કેટલીક વાતો મેં સાંભળી છે. રેઝેન્થેલના ઉમરાવની પુત્રી સાથે થચલા પોતાના વિવાહની ખબર તેને પાછળથી પડી હતી. પોતાની થનાર સ્ત્રી કેવી છે તે જોવા જવા માટે તેણે ઠરાવ કર્યો. છુપે વેશે તે એકલોજ નીકળ્યો. એક ગૃહસ્થ તરીકે **ઘેરેસાના** બાપને ત્યાં તે ગયો. ત્યાં તેને થોડા વખતમાંજ માલમ પડયું કે, **ઘેરેસા** તેને નહિ પણ બીજાને ચહાતી હતી. તેણે **ઘેરે**સાની સાથે થયલો પોતાનો વિવાહ ફોક કરવા ઠરાવ કર્યો. એટલામાં એક નમ્ર, ડાહી, સદ્ગુણી કુમારિકા સાથે તેની ઓળખાણ થઈ, અને તેની ઉપર તેણે પોતાનો પ્યાર બાંધ્યો."

આમ બોલતી વખતે હેમલ એક છબી આગળ ઉભો હતો. **મેરીઆ** તે એક ચિત્તે જોઇ રહી હતી, તે બૂમ પાડી ઉઠી, "**ચાર્લ્સ**! અરે, **ચાર્લ્સ**! આ હું શું જોઉંછું? તમારી છબી અહીં? હા, એ તો એજ છે-તમારીજ છબી છે! કહો-બોલો-હું ગભરાઉંછું! આનું શું કારણ?"

તેને પોતાની છાતી સાથે ચાંપતો તે સુંદર ચહેરાનો જુવાન આનંદથી પ્રફુલિત મનથી બોલ્યો, "વહાલી, તું આનું કારણ પૂછેછે? એનું કારણ એ કે પરીક્ષાનો વખત ગયો છે અને બદલો મેળવવાનો વખત આવ્યો છે! એનો અર્થ એ કે, **મે**રીઆ, આજથી તારી પદવી દુનિયાની મોટી શાણીઓમાં ગણાશે! સદ્ગુણી નાર પોતાના સદ્ગુણના જવેરાત ઉપરાંત બીજા કુદરતી જવેરાતોથી શણગારાશે! એનું કારણ એ કે, તું જર્મન રાજ્યના આર્ચડયુક **લી**ઓપોલ્ડની પત્ની થઇ છે."

ધુંટણીએ પડી હર્ષનાં આંસુ પાડતી-તેના હાથને ચુંબન કરતી તે બોલી, "મારા લોર્ડ-નામદાર આર્ચડયુક-" **મેરીઆ** વધારે બોલી ન શકી.

**ચાર્લ્સ હેમલ** જે બીજો કોઇ નહિ પણ આર્ચડયુક **લી**ઓપોલ્ડ હતો તે બોલ્યો, "વહાલી, ઉભી થા. આજથી આ ઘર તારૂં છે. મેં તને ગરીબી દેખાડીને તારી પરીક્ષા લીધી

તે ક્ષમા કરજે. જર્મન રાજ્યની આર્ચડચેસ મેરીઆ, તારા સદ્ગુણોથી તું સૌને વહાલી થઈ પડીશ એવી મારી ખાત્રી છે !"

આ આનંદનો દેખાવ આટલેથીજ આપણે બંધ કરીશું.

આર્ચડયુક લીઓપોલ્ડ બોલ્યો, "તું એમ ન જાણતી કે, હું તને છૂપે નામે પરણ્યો છું. જેણે આપણા લગ્ન કર્યા તે મારા ખરા નામ તથા પદવીથી જાણીતો હતો. હવે ચાલો આપણે મુલાકાત લેવાના ઓરડામાં જઇએ."

લીઓપોલ્ડ પોતાની સુંદર પત્નીનો હાથ પકડીને તે ઓરડા તરફ ચાલ્યો.

તુરત તેનો દરવાજો ઉઘાડવામાં આવ્યો અને જર્મન રાજ્યના અમીર ઉમરાવો તથા મોટા અમલદારોથી તે ઓરડો ભરાઇ ગયો. લશ્કરીઓએ પોતાના હથિયારો નમાવ્યા. દરેક પુરૂષે પોતાની ટોપી ઉતારી અને સ્ત્રીઓ નમી. બધાએ આ રાજવંશી લેડાને આનંદ ભર્યો આવકાર આપ્યો.



## પ્રકરણ ૧૭ મું.

### બે કુટુંબો.

વીએનાથી થોડે દૂર આવેલા પોતાના સુંદર મહેલમાં ઓરાનાનો કાઉંટ અને કાઉંટેસ રહેતા હતા. થેરેસા પોતાના પતિ સાથે સુખી હતી. ચાર્લસ હેમલની ખરી ઓળખાણ ફ્રેંસ્ટે થેરેસાને આપી હતી. મેરીઆ પોતાના કરતાં ઉંચા પદવીએ ચઢી તેની તેને અદેખાઇ ઉપજી ન હતી.

આર્ચડયુક અને ફ્રેંસ્ટની વચ્ચે ગાઢી મિત્રાચારી બંધાઇ હતી ફ્રેંસ્ટે તેનો જીવ બે વખત બચાવ્યો હતો, તે ઉપકાર હજી તે ભૂલ્યો ન હતો. મેરીઆ પોતાની તરફની થેરેસાની માયા ભૂલી ન હતી.

તેઓ વારંવાર એક બીજાને ત્યાં આવજા કરતા હતા.

પણ અફસોસ! ફ્રેંસ્ટનું અંતઃકરણ તેને અંદરખાનેથી ડંખતું હતું. તેણે પોતાના મનની વાત, થેરેસાથી તદન છૂપી રાખી હતી. પણ જ્યારે પોતાને ત્યાં એક જણનો વધારો થ-

નાર છે એવી તેને ખબર પડી ત્યારે તેના અંતઃકરણમાં થતા દુઃખનું શું પૂછવું ?

મેરીઆએ પોતાના પતિ લીઓપોલ્ડને જ્યારે એવીજ ખબર આપી ત્યારે તેને કેટલો આનંદ થયો !

ફ્રોસ્ટ પોતાના ઓરડામાં જઇ માથું કુટીને બોલ્યો, "અરે હું કેવો કંગાળ છું ! જે બાળક થેરેસાના ઉદરમાં છે તેના ભવિષ્યનો પણ હું નાશ કરી ચૂક્યો છું ! નિર્દોષ બાળકના સુખનો મેં નાશ કર્યો છે–કંગાળીઅતમાં લાવી નાખ્યો છે–મારા જેવો દૈત્ય બીજો કોણ ! ગાંડો–મારા જેવો મૂર્ખ કોણ ? હા, પણ મને એક ઉપાય સુજે છે ! હું કોઇ ધર્મગુરૂને મળું ! પણ અહીં જેવા લોભી ધર્મગુરૂને બદલે કોઇ સ્વદેશાભિમાની ગરીબ ધર્મગુરૂ આગળ જઈશ તો વધારે સારૂં ! અથવા તો કોઈ દુનિયાના ત્યાગી સાધુ આગળ જાઉં. તે મને અને મારા થનાર બાળકને બચાવશે."

સેતાનનો ગંભીર અવાજ સંભળાયો, "જે વખતે તું કોઇ ધર્મગુરૂને ત્યાં અથવા તો સાધુની ઝુપડી આગળ જઇશ તેજ વખતે આપણા લખત મુજબ હું તારો નાશ કરીશ."

ગુસ્સે થઇને ફ્રોસ્ટ બોલ્યો, "શું ! તું વગર બોલાવે આવ્યો ? શા માટે અહીં આવ્યો ?"

મશ્કરીની ઢબે તે બોલ્યો, "થોડા દિવસમાં તું એક બાળકનો બાપ થશે તેની તને મુબારકબાદી આપવા હું આવ્યો છું."

ફ્રોસ્ટે બૂમ પાડી, "તું શું મશ્કરી કરવા આવ્યો છે ? નીકલ અહીંથી ! તારૂં અહીં કાંઈ કામ નથી." પણ સેતાન ત્યાંથી ખસ્યો નહિ. એટલે ફ્રોસ્ટ પોતાની તરવાર કાઢી તેની તરફ દોડી જતાં બોલ્યો, "તારી તરવાર કાઢીને તારો બચાવ કર–હું તારાથી આજ છૂટો થવા માગું છું !" આમ બોલતાની સાથે ફ્રોસ્ટે ફટકો માર્યો. સેતાને પોતાનો હાથ ઉંચો કર્યો અને તેથી તેને ફટકો લાગવાને બદલે તરવારના બે કટકા થઇ તે તેના હાથમાંથી પડી ગઇ. સેતાન બોલ્યો, "મૂર્ખ ! મારી શકિત તું નથી જાણતો ? મને તું શું માનવી જાણે છે ? આ તરવાર જેવા રમકડાની મને બીક છે?"

કોચ ઉપર પડી જતાં ફ્રેરુટ બોલ્યો, "તારાથી છૂટો થવાનો મેં વિચાર કર્યો તેથી હું મૂર્ખજ છું!" આમ કહી પોતાના હાથથી આંખો બંધ કરી દીધી.

સેતાન થોડીવાર ત્યાં ઉભો રહ્યો. પછી ધીમેથી ત્યાંથી જતો રહ્યો. ફ્રેરુટ થોડીવાર તેજ હાલતમાં પડી રહ્યો. પણ આર્ચડયુક લીઓપોલ્ડના આવવાના સમાચાર સાંભળી તે બેઠો થયો.

લીઓપોલ્ડે કહ્યું, "મારા વહાલા કાઉંટ, તોફાનને લીધે મને અને મારી વહાલી મેરીઆને તમારા મહેલમાં આશ્રય લેવાની ફરજ પડી છે. આર્ચડચેસ હાલ તમારી થેરેસા પાસે છે. મેરીઆની સોબતમાં હું સુખી છું. તમે મારા વહાલા મિત્ર છો તેથી તમારી પાસે એમ કહ્યા વગર મારાથી રહેવાતું નથી."

પોતાની દલગીરી છૂપાવીને ફ્રેરુટ બોલ્યો, "તમો નામદાર મને પોતાના મિત્ર તરીકે માન આપોછો તેથી હું ખુશી છું."

લીઓપોલ્ડ બોલ્યો, "બીજા પણ આનંદદાયક સમાચાર મારે તમને આપવા છે. આર્ચડચેસ ગર્ભવંતી છે."

ફ્રેરુટે કહ્યું, "હું પણ એવાજ આનંદના સમાચાર તમને આપીશ."

લીઓપોલ્ડ બોલી ઉઠયો, "ત્યારે તો મારૂં સ્વપ્નું ખરૂં પડશે! ફ્રેરુટ, ગઇ કાલે રાતના મને સ્વપ્ન આવ્યું તેમાં એવું જણાયું કે, મારી પત્નીને દીકરો અને તારી પત્નીને દીકરી અવતરી છે. તે પછી ઘણા વરસ થઇ ગયા એમ જણાયું. આપણા બાળકો જુવાનીમાં આવ્યા. પછી તેઓ પરણ્યા. તે વખતે મને વિચાર થયો કે, આ બેઉના માબાપોની મિત્રાચારીનું ફળ છે."

ફ્રેરુટના મનમાં આ વખતે જુદોજ વિચાર થતો હતો છતાં તે વિચાર મનમાં દાબી નાખીને તે બોલ્યો, "જો આમ થાય તો મારા જેવો સુખી બીજો કોઈ નહિ."

આર્ચડયુક બોલ્યો, "મારી મેરીઆના પુત્રને જે વખતે પાળણાવાળા ઓરડામાં લઇ જવામાં આવશે તે વખતે મને

કેટલો આનંદ થશે! જે ઠગાંઈ મારા જન્મ વખત કરવામાં આવી હતી તેવી ઠગાઈ થવાની હવે તો ફીકર નથી"

આ સાંભળતાં ફ્રેસ્ટની જિજ્ઞાસા ઉશ્કેરાઈ. તેણે પૂછ્યું, "તમે શું કહોછો તે હું મુદ્દલ સમંજી શકતો નથી."

આર્ચંડયુક બોલ્યો, "ત્યારે તમે તે નવાઇ જેવી સાંભળી નથી? જે દિવસે મેરીઆને હું મહેલમાં લઇ ગયો તે વિષે તે વાત મેં તેની આગળ કહી હતી જે દિવસે રૌઝેન્થેલના ઉમરાવને ત્યાં મેજબાની હતી તે દિવસે મુખ્ય ન્યાયાધીશ સાહેબ તે વાત કરતા હતા. આપણે પેલા લખત ઉપર સહી કરવા રોકાયા હતા તેથી તમારૂં તે ઉપર ધ્યાન ન હતું. હું તમને તે વાત કહીશ. પછી આપણે મેરીઆ તથા થેરેસા આગળ જઇશું."

લીઓપોલ્ડે ફ્રેસ્ટની આગળ પાળણાવાળા ઓરડાની પોતાની વાત કહી. એજ વાત મુખ્ય ન્યાયાધીશે ઉમરાવ અને મેજબાનો આગળ કહી હતી.

ફ્રેસ્ટ ધ્યાનથી તે સાંભળતો હતો. જેમ જેમ તે આગળ સાંભળતો ગયો તેમ તેમ તેના મનમાં નવા નવા વિચારો ઉત્પન્ન થતા ગયા.

વાત પુરી કર્યા પછી બેઉ જણા મેરીઆ તથા થેરેસા જે ઓરડામાં હતી ત્યાં ગયા. તે પછીનો વખત તેમણે આનંદમાં ગુજાર્યો.



# પ્રકરણ ૧૮ મું.

## બાગનો બંગલો.

ફ્રેસ્ટ થેરેસાને ચહાતો હતો, પણ તેનું મન બીજી તરફ ભટકતું હતું. મોજ મજાહ ભોગવવાથી તેના મનને શાંતિ વળેતી હતી. પોતાના મનનો છૂપો ભેદ-સેતાન સાથેની કબૂલાત-બીજાને કહેથી તેને શાંતિ વળે. પણ તે કોઇને કહી શકે એવો માણસ તેને આજ સૂધી મળ્યો ન હતો.

ફ્રેસ્ટનો મહેલ સૌથી મોટો હતો. તેની પદવી પણ મો-

રી હતી. મોટા મોટા અમીર ઉમરાવો તેની મિત્રાચારી માગતા હતા. ઘણા ખરા તેના મિત્રો થયા હતા. પણ તેઓ બધા બે બાબતોથી ઘણા આશ્ચર્ય પામ્યા હતા. એક તો ફ્રેસ્ટના મહેલમાં ઈશ્વર ભક્તિ માટે દેવળ ન હતું. બીજું તે કોઈ પણ દેવલમાં ભક્તિ કરવા જતો ન હતો.

તે વખતના બધા પૈસાદાર લોકો પોતાના ઘરમાં ખાનગી દેવળ રાખતા. ફ્રેસ્ટના મહેલમાં તે ન હોવાથી તેઓ આશ્ચર્ય પામી તે વિષે તરેહવાર અટકલો કરતા. મેરીઆને કાને આ વાત આવી હતી. તેણે થેરેસા આગળ કહી. થેરેસાએ પોતાના પ્રતિ સાથે તે વિષે વાત કરવા ઠરાવ કર્યો.

તે પ્રમાણે એક દિવસે પતિ પત્ની બેઉ એકઠા બેઠા હતા તે વખતે થેરેસાએ વાત છેડી, "આવતે રવિવારે સેંટ સ્ટીફનના દેવલમાં વીએનાના આર્ચ બીશપ પ્રાર્થના વખતે આવનાર છે. આપણે પણ ભક્તિ કરવા ત્યાં જઇશું?"

ફ્રેસ્ટે જવાબ આપ્યો, "થેરેસા, તું આર્ચડચેસ સાથે જજે. મારાથી તે દિવસે આવી શકાય તેમ નથી."

ધીમે સાદે થેરેસા બોલી, "વીલ્હેમ, જે દિવસથી આપણા લગ્ન થયા છે તે દિવસ પછી આપણે કોઇ પણ દિવસે દેવલમાં સાથે ગયા નથી."

ફ્રેસ્ટ બોલ્યો, "થેરેસા, તું હમેશ ભક્તિ કરે છે તે હું જાણુંછું. મારે માટે પણ તુંજ પ્રાર્થના કરજે."

તે બોલી, "નાથ, આ કાંઈ હસી કાઢવા જેવી બાબત નથી. છ માસ પહેલાંની વાત તો યાદ કરો! ન્યાયાધીશે ફરમાવેલી સજામાંથી તમે બચી ગયા-ફાંસીથી તમે છટકી ગયા! આ બધું કોની કૃપાથી! ઈશ્વરનીજ! તેજ સર્વ શક્તિમાન ઈશ્વરે તમારે માટે એક મિત્ર મોકલ્યો અને તેની મદદથી તમે આ બધું અને મારો હાથ મેળવવા શક્તિવાન થયા."

કાંઈક અધીરાઇથી ફ્રેસ્ટ બોલ્યો, "એ તો હું બધું જાણુંછું તું ફરીથી મને શા માટે યાદ આપે છે?"

થેરેસા બોલી, "કારણ કે, જેની શક્તિ અપરંપાર છે.

જેની આપણા ઉપર કૃપા છે. તેને આપણે ભૂલી જવો ન જોઇએ. ઈશ્વરની–"

ફોસ્ટે બૂમ પાડી, "થેરેસા! થેરેસા!"

થેરેસાએ પૂછ્યું, "આમ કેમ? તમે આશ્ચર્યની બૂમ કેમ પાડી? તે નિરંજન નિરાકાર સર્વ શકિતમાન ઈશ્વરને તમે નથી માનતા?"

ફોસ્ટે ઉત્તર આપ્યો, "માનુંછું! હા, માનુંછું-અને તેનાથી ધ્રુજુંછું!"

તે સુંદરી બોલી, "ત્યારે તો ઈશ્વરનો ઉપકાર! દરેક ધર્મી ખ્રિસ્તીની ફરજ છે કે, તેને માનવો અને તેનાથી ધ્રુજવું. હવે મારૂં કહેવું એટલુંજ છે કે, તે સર્વ શકિતમાનની દરરોજ એક ચિત્તે ભકિત કર્યા વગર ન રહેવું."

ફોસ્ટ બોલ્યો, "થેરેસા, તારૂં કહેવું વાજબી છે. પણ આવતે રવિવારે મને કામ છે તેથી હું આવી શકનાર નથી. બીજે કોઈ દહાડે ફુરસદ હશે તે વખતે-"

આમ કહી તે ત્યાંથી નીકળી ચાલ્યો. તેનું મન અતિ ગુંચવાઇ ગયું હતું. બાગમાં પોતાની કંગાળ હાલત ઉપર બબડતો તે ફરવા લાગ્યો. મહેલથી થોડે દૂર નારંગી ઉછેરવા માટે એક બંગલો બાંધેલો હતો. આ બંગલામાં થેરેસાની સખી ઇડા એક નારંગીના ઝાડને સમું કરતી હતી. પોતાની પાછળ કોઇ આવી ઉભું છે એવું ઇડાને ભાન ન હતું. ઇડા સુંદર હતી. ફોસ્ટની નજરમાં આજ તે વધારે સુંદર દેખાઈ. તે પાછી ફરી તો પોતાની તરફ ફોસ્ટને જોતો ઉભેલો દીઠો. એક પળ શરમાઈ જઇને તેણે નીચું જોયું. બીજીજ પળે તેણે પાછું તેની તરફ જોયું. તેની આંખો આનંદથી ચમકવા લાગી. જરા વિચાર કર્યો પછી ફોસ્ટ અંદર દાખલ થતો બોલ્યો, "મીઠી ઇડા, તું આ સુંદર ફૂલો કરતાં વધારે સુંદર છે"

શરમાઇ જઇને ઇડા બોલી ઉઠી, "મારા લોર્ડ!"

તેનો હાથ પકડીને ફોસ્ટ માયાથી બોલ્યો, "નહિ, હું ખરૂંજ કહુંછું. તને એક વખત જોનાર માણસ બીજી વખત જોવાની આતુરતા રાખે છે."

ઇડા બોલી, "મારા લોર્ડ, અહીં ઉભી રહી તમારે મોઢે મારા વખાણ હું સાંભળીશ તો તમે મારે વિષે શો વિચાર બાંધશો?"

તેના હાથને ચુંબન કરતો ફોરસ્ટ બોલ્યો, "તો હું મને પોતાને સુખી થયલો માનીશ."

ઇડા બોલી, "મારા લોર્ડ, તમે મારા ગુણની કસોટી કરો છો. તમારી સદ્‌ગુણી પત્નીની પાસે રહેવાને હું લાયક છું કે નહિ તેની તમે પરીક્ષા લ્યો છો. મારા મહેરબાન, મને છોડી દો."

ફોરસ્ટ બોલ્યો, ",ઇડા, વહાલી ઇડા, તું ઉંધું સમજી. હું તને ચાહું છું!"

પ્રેમથી તેની તરફ આંખો ઉંચી કરીને તે બોલી, "શું, આ તમે ખરૂં બોલોછો?"

ફોરસ્ટ બોલ્યો, "ઈડા, જે રીતે તેં મારી તરફ પ્રથમ જોયું તે ઉપરથીજ હું સમજ્યો કે તું મને ચહાય છે. તું મારી ઉપર ગુસ્સે તો નથી થઇની?"

તે છોકરીએ જવાબ આપ્યો, "તમારી ઉપર ગુસ્સે થાઉં! નહિ, નહિ, મારા લોર્ડ, એમ તો બનેજ નહિ! જો હું દૃઢ વિચારની, સમજુ, ડાહી હતે તો તમારાથી દૂર જતી રહેતે. પણ હું નબળી, મૂર્ખ, ગાંડી છું તેથીજ તમારી પાસે રહી."

આમ બોલતાની સાથે તેણે ફોરસ્ટના ખભા ઉપર પોતાનું માથું નાખી દીધું. તેને પોતાની છાતી સાથે દાબતો ફોરસ્ટ બોલ્યો, "તું મને ચહાય છે-ઇડા તું મને ચહાય છે!"

તે સુંદર નાર બોલી, "હા, હું તમને ચહાઉંછું, ઘણા દિવસ થયા તમને ચહાઉંછું!"

ગંભીર અવાજે ફોરસ્ટ બોલ્યો, "સાંભળ! ઇડા, તું મને સુખી કરીશ એમ જણાય છે. (પોતાની છાતી ઉપર હાથ મૂકીને) અહીં જે પીડા થાય છે-એક છૂપો કીડો મારૂં અંતઃકરણ કોરી ખાય છે! હું થેરેસાને ચહાઉંછું! પણ તેને મારા વિશ્વાસમાં લઈ શકતો નથી. મારી છૂપી વાત સાંભળતાં તે

ગભરાઇ જશે-કદાચ તેથી તેનું મરણ નીપજે! મને એક એવા માણસની જરૂર છે કે, તે મારૂં ભયંકર ભવિષ્ય-મારી છૂપી વાત સાંભળી મને ધિક્કારે નહિ, પણ દીલાસો આપે-તે વાત પોતે બીજા આગળ કહે નહિ! ઇડા, તું મારી વિશ્વાસપાત્ર થઇશ? હું તને ચાહીશ-તારી પૂજા કરીશ! થેરેસા સાથે હું લગ્નના ગાંઠથી જોડાયો છું તેથી તારી સાથે તેમ કરી શકનાર નથી, તોપણ મારી મિત્ર, મારા સુખ દુઃખમાં ભાગ લેનાર મિત્ર તરીકે તું રહીશ?"

ગભરાઇ તેની તરફ જોતી તે બોલી, "મારા લોર્ડ, તમે મને ગભરાવોછો!"

ફ્રેસ્ટે કહ્યું, "જો તું હાલથીજ ગભરાતી હોઇશ તો મારી ભયંકર વાત સાંભળવાની તારી હીમત નથી. જે માણસ દુઃખમાં દીલાસો આપે તેનેજ આ વાત કહેવાય. એવી છે!"

ઇડા બોલી, "હું ધ્રુજીશ એવી તમારે ધાસ્તી ન રાખવી. મારૂં મન કેવું દૃઢ છે તે તમે હજી જાણતા નથી! તમારો કોઇ શત્રુ હોય અને તમે મારા હાથમાં ખંજર મૂકીને કહો કે, 'ઇડા, તું મને ચહાતી હોય તેનો પુરાવો દેખાડ!' તો હું તમારા શત્રુને તે ખંજરથી મારી નાખીશ. મારો અવાજ તમને ગભરાયલો જણાય છે? મારા હોઠ ધ્રુજે છે? જો મારામાં તમને બીકણપણું દેખાય તો તમે મને છોડી દો. પણ જો હું હીમતવાન જણાઉં તો તે વાત કહેજો!"

ફ્રેસ્ટ થોડીવાર સૂધી તેની તરફ જોઇ રહ્યો. પછી તેને છાતી સાથે ચાંપીને બોલ્યો, "ઇડા, તું મારા વિશ્વાસને પાત્ર છે!" થોડીવાર પછી તે બોલ્યો, "પણ અહીં નહિ! દિવસના અજવાળામાં હું તને કહી શક્તો નથી! આજ મધરાતના સેંટ સ્ટીફનના દેવલના દરવાજા આગળ મને મળજે. તારી હીમત છે?"

દૃઢ અવાજે તે છોકરી બોલી, "મધરાતના સેંટ સ્ટીફનના દરવાજા આગળ હું આવીશ."

"ઠીક છે ત્યારે." એમ કહી બેઉ એક બીજા ચુંબન લઇ ત્યાંથી છૂટા પડયા.

# પ્રકરણ ૧૯ મું.

## છૂપો ભેદ.

રાત અંધારી અને તોફાની હતી. પવન જોરથી ફુંકતો હતો. મધરાતની થોડીવાર પહેલાં સેંટ સ્ટીફનના દેવલ આગળ એક મોટા ઝભાથી ઢંકાયલી સ્ત્રી આવીને ઉભી. તેની પાછળજ એક પુરુષ આવ્યો. તે બોલ્યો, "ઇડા!"

પેલી નારીએ જવાબ આપ્યો, "ફ્રેસ્ટ!"

ફ્રેસ્ટે કહ્યું, "તું બહાદુર અને હીમતવાન છોકરી છે. અંધારી રાતની તને બીક લાગે છે?"

ઇડાએ જવાબ આપ્યો, "જો હું બીતી હોત તો અહીં સૂધી ન આવત. અંધારી રાત અથવા તોફાનની મને ધાસ્તી નથી."

ફ્રેસ્ટ બોલ્યો, "મને જેવા સોબતીની જરૂર હતી તેવીજ તું છે. હવે હું તને જ્યાં લઈ જાઉં ત્યાં તું આવીશ?"

ઇડાએ જવાબ આપ્યો, "હું તમને ચાહું છું એજ મારે માટે બસ છે. તમે મને જ્યાં લઈ જશો ત્યાં હું આવીશ."

ફ્રેસ્ટ દેવળની પાછલી બાજુએ ચાલ્યો. ઇડા તેની પાછળ ગઇ. એક નાનો દરવાજો ઉઘાડી ફ્રેસ્ટ અંદર દાખલ થયો ઇડા તેની પાછળજ હતી. બીજો દરવાજો ફ્રેસ્ટે ઉઘાડ્યો. ઇડાએ તેની પાછળ દાખલ થઇ તે બંધ કર્યો. પછી તે બોલ્યો, "ઇડા, થોડીવાર ઉભી રહે. અહીંથી નીચે ઉતરવાનું છે." આમ કહી પોતાની પાસેનું એક નાનું ફાનસ કાઢી તેણે સળગાવ્યું. તેને અજવાળે એક નાનો દાદર જણાયો. તે ઠેકાણેની હવા ભીનાશવાળી, તથા દુર્ગંધથી ભરેલી હતી. પછી ફ્રેસ્ટ બોલ્યો, "વહાલી ઇડા, તું મારી પાછળ નીચે ઉતરીશ?"

એક પળ તેણે આનાકાની કીધી, પણ પછી દૃઢ અવાજે તે બોલી, "તમે જ્યાં લઇ જશો ત્યાં હું આવીશ."

ફ્રેસ્ટ બોલી ઉઠયો, "ઇડા, તું આનાકાની કરે છે!"

તે બોલી, "ફ્રેસ્ટ, મને ક્ષમા કરો. મને એક પળ નબ-

ળાઇ ઉપજી હતી, પણ તે પળ હવે જતી રહી છે. જુઓ, મારો હાથ ધ્રુજે છે? મારો અવાજ બીક ભરેલો સંભળાય છે?"

ફોસ્ટ બોલ્યો, "નહિ, નહિ! તારો અવાજ દૃઢ પણ મધુર છે. ચાલ, આવ ત્યારે."

તેઓ જેમ જેમ નીચે ઉતરતા ગયા તેમ તેમ દુર્ગંધ વધતી ગઈ. તે દાદર ઉતરી રહ્યા પછી તેઓને થોડું ચાલવું પડયું અને તે પછી વળી દાદર ઉતરવાનું થયું. ફોસ્ટે કહ્યું, "ઇડા, આપણે જમીનની સપાટીથી ઘણાજ નીચે ઉતર્યા છીએ. આ એકાંત જગા છે."

દૃઢતાથી તે વીરબાળા બોલી, "જે રસ્તે નીચે જવાય છે તેજ રસ્તે પાછું ઉપર પણ જવાશે."

ફોસ્ટે કહ્યું, "આપણે થોડીવારમાંજ પાછા ફરીશું"

ઇડા બોલી, "પણ તમે બધી વાત મને કહેશો તે પછીજ."

તેણે જવાબ આપ્યો, "હા, તને બધી વાત કહીશ."

આ વખતે તેઓ દાદર ઉતરી રહ્યા હતા. એક મોટા ઓરડા આગળ આવીને ફોસ્ટ બોલ્યો, "ઇડા, હવે મારી સાથે આવીશ? નહિ તો ચાલો આપણે પાછા જઇએ. મેં તને કાંઈ વાત કહેવા કહ્યું હતું એવું પણ તું ભૂલી જજે."

"વીલ્હેલ્મ, હું તમને ચાહું છું. મારે બધું જાણવું જોઇએ."

આ શબ્દો તે એવી તો દૃઢતાથી બોલી કે, જેથી તેની હીમત વિષે ફોસ્ટને મુદલ શક ન રહ્યો તેઓ પેલા ઓરડામાં દાખલ થયા. ફાનસનું અજવાળું તે જગાની ભયંકર ચીજો ઉપર નાખતો ફોસ્ટ બોલ્યો, "આ ઠેકાણે હું તને મારો છૂપો ભેદ કહીશ"

ઇડા તેની બાજુમાં ઉભી રહી પણ ત્યાંનો ભયંકર દેખાવ જોઇને ડરી નહિ. જમીન ઉપર ભયંકર દેખાવના મુરદાઓ પડેલા હતા! તેઓ હાલ સેંટ સ્ટીફનના કબરસ્થાનના ભોંયરામાં હતા! મુરદાઓના શરીરની ચામડી ખવાઇ, સૂકાઇ, ગઇ હતી. કોઇના હાથ પગ જતા રહ્યા હતા. કોઈ ધડ ઉપર માથું ન હતું. કેટલાકની ખોપરીઓ દેખાતી હતી. થોડીવાર

સૂધી તે ભયંકર દેખાવ જોયા પછી ફ્રોસ્ટ બોલ્યો, "ઇડા, તું બીહે છે?"

તે બહાદુર છોકરીએ જવાબ આપ્યો, "જીવતા માણસથી હું નથી બીહતી તે આ મુવેલાની શી દરકાર કરીશ!"

ફ્રોસ્ટ બોલ્યો, "ચાલો, આપણે આ પથ્થર ઉપર બેસીએ. હું તને મારા દીલનો ભયંકર છૂપો ભેદ કહીશ. ઇડા, તું મને ચહાય છે-અને હું તને ચહુ ઉંછું. તારી હીમત જોઇ આનંદ થાય છે. હું તને આ ભયંકર જગાએ શા માટે લાવ્યો તે મારે તને પહેલા સમજાવવું જોઇએ. મારો છૂપો ભેદ એવો છે કે, નબળો પોચો માણસ તો તે સાંભળતાંજ મરણ પામે. તારી હીમતની કસોટી કરવા માટેજ હું તને અહીં લાવ્યો. તારી હીમત મેં જોઇ. વળી મારો ભેદ સૂર્યના પ્રકાશમાં તેમજ ચાંદની રાતના અજવાળામાં કહેવાઇ શકાય એવો નથી. એ તો અંધારામાં-આવી ભયંકર જગામાંજ કહેવા લાયક છે."

દૃઢ અવાજે ઇડા બોલી, "તમે શું કહો છો તે સાંભળવા હું તૈયાર છું"

ફ્રોસ્ટ તેને પોતાની છાતી સાથે ચાંપી, તેના હોઠને ચુંબન કરતો બોલ્યો, "મારો ભેદ તારે કોઇને પણ કહેવો નહિ એવા સોગન ખા. મારી સાથે તે વિષે વાત કરવાની તને છુટ છે. પણ તે સિવાય તારા મરણ વખતે પણ તારા ધર્મગુરૂ આગળ તે વાત કહેવી નહિ. વળી તુ હમેશાને માટે મારી થઈ રહેવાના સોગન ખા."

ઇડા બોલી, "મારા વહાલા વીલ્હેમ, મને ગમે એવી રીબાવવામાં આવશે તોપણ તમારો ભેદ હું કોઇને કહેનાર નથી, એવા હું સોગન ખાઉછું. ફ્રોસ્ટ તમે કોઇનું ખુન કર્યું હશે-તમારા હાથો લોહીથી ખરડાયા હશે તોપણ તમે મને ઓછા વહાલા લાગનાર નથી. તમારા સુખમાંજ હું મારૂં સુખ સમજીશ. મને તમારો જે કાંઈ ભેદ હોય તે કહો."

થોડીવાર સૂધી ગુપચૂપ બેસી રહ્યા પછી ફ્રોસ્ટ બોલ્યો, "સાંભળ! થોડા વખત પહેલાં હું એક ગરીબ વિદ્યાર્થી હતો. હું થેરેસાને ચહાતો હતો. તને જેવી રીતે ચાહુ છું તેવી રીતે

તો નહિજ. તોપણ તેને મેળવવાને હું આતુર હતો. મને દુઃખી કરનાર ઉપર વેર લેવા મેં ઠરાવ કર્યો હતો. મને કેદખાનામાં નાખનાર તે ઉમરાવ–થેરેસાનો બાપ હતો."

આશ્ચર્ય પામીને ઇડા બોલી ઉઠી, "તે ઉમરાવ!"

ફ્રેસ્ટ બોલ્યો, "હા, તે મગરૂર ઉમરાવ પોતાની છોકરી મને પરણાવવાને ખુશી ન હતો. પણ આ વાત મેં હજી સૂધી થેરેસાને જણાવી નથી. તે મને ચહાય છે તો શા માટે આ વાત તેને સંભળાવીને હું દુઃખી કરૂં ? કેદખાનામાં મને તેના ઉપર વેર લેવાનો–મારી જીંદગી બચાવવાનો વિચાર સુઝ્યો. એક બાજુએ મારે માટે ફાંસી તૈયાર થઇ હતી–બીજી બાજુએ પૈસો અને છુટાપણું તૈયાર હતું! મેં જુવાનીમાં મરવાને બદલે સુખ ભોગવવાનું કબૂલ કર્યું. મેં મારો આત્મા સેતાનને વેચ્યો!"

ઇડાના શરીરમાંથી કંપારી છૂટી ગઇ. તે બોલી ઉઠી, "નહિ, નહિ, ફ્રેસ્ટ! એમ તો ન બને!"

ફ્રેસ્ટ બોલ્યો, "શું! તું મને ધિક્કારે છે?"

ઇડાએ જવાબ આપ્યો, "નહિ, નહિ, હું તમને ધિક્કારતી નથી! તમે ગમે તે હો તોપણ તમને ચહાવાના મેં સોગન લીધા છે. જો કદાચ મેં સોગન લીધા ન હોત તોપણ હું તમારી ઉપર પ્રેમ રાખત."

ફ્રેસ્ટે કહ્યું, "ઇડા, તારી ઉપર મને શક આવ્યો તે ક્ષમા કરજે. મારો ભેદ તેં સાંભળ્યો છે, હવે મારા અંતઃકરણનું દુઃખ તું જાણશે. મને દીલાસાની શા માટે જરૂર છે તે પણ તું પામી જશે! ઇડા, સેતાનના હાથમાં જવાને બદલે હું પાછો કેદખાનામાં પડવાને–ફાંસી જવાને ખુશી છું. ચોવીસ વર્ષ સૂધી તે મારો ગુલામ છે પણ તે વખત પુરો થતાં તે મને પોતાના રાજ્યમાં હમેશને માટે લઇ જશે! આ મારો ભેદ છે."

ઇડા બોલી, "ફ્રેસ્ટ, તમે બહાદૂર અને મોટા માણસ છો. મનુષ્ય પ્રાણી કરતાં તમે વધારે સત્તા ધરાવો છો. મારા વહાલા, હું તમને ચાહુછું–તમને વખાણુંછું. હું હમેશને માટે તમારીજ થઇ રહીશ."

ફોસ્ટ બોલ્યો, "તું મારી ઉપર પ્રેમ રાખે છે તેથી મને દીલાસો મળે છે. હજી બીજી પણ કેટલીક ખરાબ બાબતો સાંભળી લે. સેતાન સાથે એક એવી સરત છે કે, મારે દેવલમાં જવું નહિ. પણ થેરેસા સાથે લગ્ન તો મારે કરવા જોઇએ, તે વખતે દેવલમાં મારે હાજર થવું જોઇએ. આ રજા સેતાન પાસેથી મેળવવા માટે મારા પહેલા જન્મતા પુત્રનો ભોગ તેને આપવો પડ્યો છે!"

"આ તો અતિ ભયંકર!"

ફોસ્ટ બોલ્યો, "ઇડા, મારાથી ઈશ્વર પ્રાર્થના થઇ શકતી નથી, પણ મારે બદલે તું પ્રાર્થના કરજે કે, થેરેસાને છોકરાને બદલે છોકરી અવતરે."

ઇડા બોલી, "હું રાત દિવસ તે વિષે પ્રાર્થના કરીશ."

ફોસ્ટ બોલ્યો, "મારે માટે પણ સાથેજ પ્રાર્થના કરજે. ઇડા, ચાલો આપણે અહીંથી બહાર નીકળીએ."

આમ કહી બેઉ એક બીજાને મળીને બહાર નીકળ્યા.

## પ્રકરણ ૨૦ મું.

## ભાઈ.

ઉપલા બનાવને ત્રણ માસ નીકળી ગયા, પછી એક જુવાન ઓરાનાના કિલ્લા આગળ આવતો જણાયો. તે ઘણે દૂરથી ચાલ્યો આવ્યો હોય એવો તેનો દેખાવ હતો. તેનો ચહેરો સુંદર પણ ચિંતાતુર હતો. સાંજ પડી હતી, તેથી આગળે દરવાજે દાખલ થવાને બદલે બાગનો એક નાનો દરવાજો ઉઘાડી તે બાગમાં દાખલ થયો. તે બોલ્યો, "ત્રીશ માઇલ સૂધી હું ચાલ્યો આવ્યો છું. રસ્તામાં ખાવાનાએ સાંસા પડયા હતા. મેં નદીના પાણી ઉપરજ ચલાવી લીધું. પણ ઓરાનાના કિલ્લામાં એક માયાળુ જીવડો છે તે મારૂં ગુજરાણ કરશે એવી આશાએ મારો જીવ ટકી રહ્યો. તે જો કે મારી બહેન છે પણ તેને આશ્રયે જીવવાના કરતાં હું મરવાનું વધારે પસંદ કરૂં છું! તે બહેન મગરૂર છે. તે લોભી છે! તે ગમે

તેવી છે છતાં મારી ઉપર હેત રાખે છે! તે મને માયાથી બોલાવશે! કાઉન્ટ મારો જુનો મિત્ર છે તે પણ મને ભૂલી ગયો નહિ ગયો હોય! અરે મારી ગરીબ મા! ત્રણ અઠવાડીઆ થયાજ તું મરણ પામી છે! પણ એ ત્રણ અઠવાડીઆ મારે મન ત્રણ વરસ જેવા ગયા છે! અરે, તું મને કેવી ચહાતી હતી! તેના મરણ ક્રિયાના ખરચમાં મેં મારી પાસેનું બધું ખરચી નાખ્યું!" ઓરાનાના મહેલ તરફ જતાં આ કંગાળ મુસાફર આ પ્રમાણે બોલતો હતો. અંધારૂં થવા આવ્યું હતું પણ મહેલમાંથી પડતા દીવાના પ્રકાશે તેને રસ્તો મળતો હતો તે એક મોટા દરવાજા આગળ આવી પહોંચ્યો. સારે નસીબે આ દરવાજો ઉઘાડો હતો તે અંદર આવતાં બોલ્યો, "મારા નસીબ તો સારા છે. હવે મારી બહેન મને મળી જાય તો કેવું સારૂં? ઈશ્વર કરે ને તેનું અંતઃકરણ પણ મારા જેવું હોય! તે માનું મરણ સાંભળી દલગીર તો થશે"

આમ તે વિચારમાં હતો એટલામાં પોતાથી થોડે દૂરથી પ્રકાશ પડતો દીઠો. આ પ્રકાશ એક નાના મકાનમાંથી આવતો હતો. મહેલમાં દાખલ થવા પહેલાં પોતાની બહેન વિષે તે મકાનમાં પુછપરછ કરવી એવી મતલબે તે તરફ તે ગયો. તે એક નાનો બંગલો હતો. તેનો દરવાજો અરધો ઉઘાડો હતો પણ તેણે અંદર જવા હીમત ન કીધી. કોઇના ઘરમાં વગર પૂછે કેમ જવું? તે આનાકાની કરતો ઉભો રહ્યો, એટલામાં તેને કાને એક જાણીતો અવાજ પડયો. ઓરાનાનો કાઉન્ટ બોલ્યો, "ઇડા, પણ તું મને શું કહે છે?"

પેલો મુસાફર પોતાના મનમાં બોલ્યો, "ઇડા-ફોરસ્ટ-અહીં!" તે ધ્યાનથી સાંભળવા લાગ્યો.

ઇડા બોલી, "મારા વહાલા, ગમે તે રીતે મને આ શરમ ભરેલી હાલતમાંથી બચાવો."

ફોરસ્ટે કહ્યું, "પણ કેવી રીતે હું તને બચાવું! મને કહીશ! તેં કાંઈ તારા મનમાં યુકિત રચી છે? તું મારી દોલત-મારી સત્તા જાણે છે. મારી વહાલી ઇડા, તારે માટે હું શું કરૂં તે કહે!"

ઇડાએ જવાબ આપ્યો, "ગમે તે રસ્તે મારી શરમ મારે છુપાવવી જોઈએ. મેં કાંઈ યુક્તિ કરી નથી શાખી. હું તમારી સલાહ લેવા આવી છું."

ફ્રોસ્ટ બોલ્યો, "વહાલી, તારે માટે બે ઉપાય છે. એક તો એ કે તું અહીંથી થોડા દિવસ દૂર જઇને રહે, અને તેમ ન બને તો કોઇ જુવાનીઆને શોધી કાઢી તેની સાથે પરણી જા. તે માણસ પૈસાની તંગીમાં હોવો જોઇએ. એટલે હું તેને તારી રીતમાં સારો પૈસો આપીશ એટલે તે તને કબૂલ કરશે."

ઇડાએ જવાબ આપ્યો, "મને આ બીજો ઉપાય સારો દેખાય છે. વીએનામાં ઉમરાવ ખાનદાનના ઘણા ઉડાઉ જુવાનીઆઓ રહે છે. તેઓ કોઇબી સરતે પૈસા મેળવવા ના પાડનાર નથી. તેમ થવાથી વળી હું પણ તમારી પાસેજ રહી શકીશ."

ફ્રોસ્ટ બોલ્યો, "એ પણ ખરૂં છે. બે મહિના પછી મને પેલા કામ માટે તારી જરૂર પડનાર છે. બેઉ બનાવો ઘણું કરીને એકજ વખતે બનશે. તે વખતે તારૂં કામજ છે. હું—"

આ પછીના શબ્દો પેલા મુસાફરને ન સંભળાયા. થોડીવાર ધીમે સાદે વાત થયા પછી મોટેથી સંભળાઇ. ફ્રોસ્ટ બોલ્યો, "બે મહિના સૂધી તો તારી હાલત છુપી રહી શકશે. ઝરનીનનો ઉમરાવ મારો ઓળખીતો છે. તે તારી—"

તેજ પળે દરવાજો ઉઘાડીને પેલો મુસાફર અંદર ધસ્યો. તેને જોતાંજ ફ્રોસ્ટના હાથમાંથી છૂટી થતી ઇડાએ બૂમ પાડી, "મારો ભાઇ!"

ફ્રોસ્ટ પોતાની તરવાર ઉપર હાથ નાખી ઉભો થતો બોલ્યો, "ઓટો ષ્યાનાલા!"

---

## પ્રકરણ ૨૧ મું.

### બંગલો.

આ નાના બંગલામાં એકઠા થયલા ત્રણે જણા ગુંચવાઈ ગયા હતા. ફ્રોસ્ટનો તે અગાઉ મિત્ર થતો હતો, પ-

ણુ તેજ મિત્રની બહેનને હાલ તેણે રાખેલી હતી. ઇડા પોતાના ભાઇનો ગુસ્સા ભરેલો ચહેરો જોઇ પામી ગઇ કે, તેણે બધી વાત સાંભળી છે અને તેથી શરમને લીધે તે ફીકી પડી ગઇ. સદ્‌ગુણી ઓટો પોતાની બહેનને પોતાના જેવી માનતો હતો તે તેને બગડેલી જોઇ ગુસ્સે થયો હતો.

થોડીવાર સૂધી તેઓ કાંઇ પણ બોલ્યા વગરજ ઉભા રહ્યા. પછી ઓટો એક ઠેકાણે બેસી જઇ આંખે હાથ દઇ રડવા લાગ્યો. ફોસ્ટ પોતાના આગલા મિત્ર તરફ જોઇને તિરસ્કારથી હસ્યો અને પછી ઇડા તરફ જોયું. ઇડાનું ધ્યાન તેની તરફ ન હતું. તેને પોતાના ભાઇનો દુઃખી ચહેરો જોઇ પશ્ચાતાપ ઉપજ્યો હતો.

ઓચીંતો પોતાની બહેન તરફ રડતી આંખે જોતો તે બોલ્યો, "બહેન, મેં અહીં આવતાં શું સાંભળ્યું? વીટનબર્ગથી વીએના મારી બહેનને મળવા માટે હું ભુખ તરસની દરકાર કર્યા વગર ચાલ્યો આવ્યો. બહેન મને આવકાર આપશે એમ મને લાગ્યું. મારી પેઠે તું ભુખમરો ભોગવતી નથી એમ જોઇ મને સંતોષ થયો. મારી નાવારસ બહેન આબરૂદાર કુટંબમાં રહી છે જોઇ મને આનંદ થતો!"

રડતી આંખે તેની તરફ જોતી તે બોલી, "નાવારસ! હા, હું બાપ વગરની તો છું–પણ મારી મા—"

દલગીર અવાજે ઓટો બોલ્યો, "જે માતાએ પોતાના બાળકોને સદ્‌ગુણી બનાવવા માટે પોતાનું બધું ખરચી નાખ્યું હતું તે મરણ પામી છે. અને હું ઈશ્વરનો આભાર માનુંછું કે, પોતાની પુત્રીની શરમ ભરેલી હાલત જોવાને તે જીવવા ન પામી."

"મારી માતા!" આમ બોલી ઇડા જમીન ઉપર પડી. તેને ઉભી કરતો ઓટો બોલ્યો, "ઇડા, તારી માને માટે ઈશ્વરની પ્રાર્થના કર."

પછી તિરસ્કારથી ફોસ્ટ તરફ જોતો તે બોલ્યો, "સાહેબ, અથવા મારા લોર્ડ, હું જાણુંછું કે, તમે અમીરી પદવી ધરાવો છો, પણ નીચ છો–મારે તમારી સાથે કામ છે."

ફ્રોસ્ટ બોલ્યો, "ઓટો, મારા ભલા મિત્ર, બનનાર બની ગયું. હવે તે કાંઈ ન બન્યું થનાર નથી. પણ હું તેનો બદલો વાળી આપીશ."

પ્રકટ ધિક્કારે તે બોલ્યો, "બદલો! શું તું એમ સમજે છે કે, જે શરમ ભરેલી હાલત તેં આ છોકરીની કરી મેળી છે-તેની નીતિ લુટી છે તેનો બદલો આખી દુનિયાની દોલતથી વળી રહેશે? હું ગરીબ છું પણ લાલચુ નથી. મારી બહેનની તરફથી મને લાગેલો ઘાહ શું કોઇબી રીતે રૂઝાઇ શકાશે?"

ફ્રોસ્ટ બોલ્યો, "ઓટો, તારા શબ્દો ઘણા સખત છે."

ઓટો બોલ્યો, "મેં આજ રાતના જે સાંભળ્યું છે તેથી શું મારૂં અંતઃકરણ ચીરાઇ જતું નહિ હોય? વળી તું શું એમ સમજે છે કે, એક કુમારિકાની નીતિ ભ્રષ્ટ કર્યા પછી તેના સંબંધીઓ પૈસાની લાલચથી સમજી જશે? આવા સંબંધીઓને ધિક્કાર છે! પણ તારી સાથે આવી રીતે માથાફોડ કરવામાં શો ફાયદો? તેં મને આજે નુકશાન કર્યું છે તેનો બદલો વાળી આપવા તું તૈયાર છે?"

ફ્રોસ્ટ બોલ્યો, "હા, બોલ, તું શું માગે છે?"

ઓટો બોલ્યો, "મને એક દારૂનું ગલાસ આપ. તે પીવાથી મારા જીવને જરા શાંતિ થશે અને પછી એક તરવાર આપ ઈશ્વર ન્યાયની પક્ષ લેશે."

તિરસ્કારથી હસીને ફ્રોસ્ટ બોલ્યો, "ઉદ્ધત માણસ! આ તેં શું માગ્યું? તારા જેવા નબળાથી મારી સામે થઇ શકવાનું નથી."

ઓટો બોલ્યો, "લડાઇમાં કાંઈ હમેશ બળવાનજ જીતતો નથી. તેં તારૂં વચન આપ્યું છે અને ફરી જાય તો તારી મરજી."

જરા હસીને ફ્રોસ્ટ બોલ્યો, "જો તારે હાથે હું મુવો તો તારી બહેન ઇડાનું શું થશે?"

પોતાને કપાળે હાથ મારતો ઓટો બોલ્યો, "હા, એ ખરી વાત છે! જો તું મારે હાથે મરી જાય તો તે બાળકના

બાપનો મેં નાશ કર્યો કહેવાય. અને જો તારી ઉપર વેર ન લઉં તો મારા નામને સદા કલંક લાગ્યું રહે.”

ફ્રેસ્ટ બોલ્યો, “મેં તારી બહેનને ઇજા કીધી છે માટે તેનો બદલો મારે કોઇ પણ રીતે વાળી આપવો જોઇએ. તારી બહેન જેમ કહેશે તેમ મારે કબૂલ છે.”

ઓટોએ કહ્યું, “મારા લોર્ડ, જો તમે તેને બદલોજ વાળી આપવા માગતા હો તો હું લખાવું તેમ લખી આપો.”

ફ્રેસ્ટ લખી આપવા તૈયાર થયો. ઓટો બોલ્યો, “મારા લોર્ડ, લખોઃ—

“ઇડા મ્યાનાલા, જે હાલ ગર્ભવંતી છે, તેના પેટમાંના બાળકનો હું બાપ છું. એક હજાર ક્રાઉનની રકમ તેના ગુજરાન માટે હું—”

ફ્રેસ્ટ બોલ્યો, “નહિ, હું દશ હજાર આપીશ.”

ઓટો બોલ્યો, “દશ હજાર મારી બહેન કદી પણ લેનાર નથી. તે પોતાનું ગુજરાન મહેનત મજુરી કરી કરવાને શકિતવાન હશે. મારા લોર્ડ, લખોઃ—

“તેના ગુજરાન માટે હું આપવાને કબૂલ છું. આ રકમમાંથી મારા જન્મનાર બાળકને લાયક કેળવણી મળે. આ રકમ મારા વારસ વકીલો આપવાને મુખત્યાર છે.”

કાંઈક અધીરાઇથી ફ્રેસ્ટ બોલ્યો, “બસ એટલુંજ?”

ઓટો બોલ્યો, “બસ, હવે તમારી સહી કરો.”

ફ્રેસ્ટે તે પ્રમાણે કર્યું. પછી તે ચીઠી તેના હાથમાંથી લઇ ઇડાને આપતો ઓટો બોલ્યો, “ઇડા, આ તારી પાસે રાખ. થોડા વખત પછી એનું તને કામ પડશે.”

ઇડા ગભરાઇને બોલી, “એટલે?”

ગંભીરાઇથી ઓટો બોલ્યો, “તેનો અર્થ તું હમણાંજ સમજશે. મારા લોર્ડ, હવે મારી માગણી મુજબ મને દારૂનું ગલાસ અને તરવાર આપો.”

ઇડા ફ્રેસ્ટની શકિત જાણતી હતી તેથી પોતાનો ભાઇ કેવા જોખમમાં હતો તે જાણતી હતી. તે તેનો હાથ પકડીને

બોલી, "મારા વહાલા ભાઇ, મારે લીધે તારી જીંદગી જોખમમાં ન નાખ."

ઓટો બોલ્યો, "મારા કુટુંબના નામને કલંક લાગ્યું છે તે જ્યાં સૂધી દૂર નહિ થાય ત્યાં સૂધી મને સુખ થનાર નથી. (ફોરસ્ટ તરફ ફરીને) હવે મારા લોર્ડ, તમે તૈયાર છો કે, મારે તમને હલકાં શબ્દો કહી ઉશ્કેરવા પડશે?"

ફોરસ્ટ બોલ્યો, "તેમ કરવાની કાંઈ જરૂર નથી. પણ યાદ રાખજે કે, મારા જોર આગળ તારૂં કાંઈ ચાલવાનું નથી."

ધિક્કારથી હસીને ઓટો બોલ્યો, "મારા લોર્ડ, ખાલી ધમકીથી હું ડરતો નથી."

ફોરસ્ટે કહ્યું, "ઠીક છે ત્યારે. આ બાજુના ઓરડામાંની કબાટમાં દારૂ છે, તેમાંથી તું પી લે. એ તારો છેલ્લોજ ગલાસ સમજજે. તેની બાજુમાંજ તરવારો છે તેમાંથી પસંદ પડતી તું લેજે. આપણે કોઇ એકાંત જગાએ જઇને લડીશું."

ઓટો બોલ્યો, "ભલે. બહેન, હવે છેલ્લી સલામ! આ લડાઇનું ગમે તે પરિણામ આવશે તોપણ તું મને ફરીથી જોનાર નથી. જો હું જીવતો રહ્યો તો કોઇ દૂરના દેશમાં જઈ, જે નામને તેં કલંક લગાડયું છે તે નામ બદલી નાખી બીજું ધારણ કરીને રહીશ. અને મારૂં તને એટલુંજ કહેવું છે કે, હવેથી નીતિને રસ્તે ચાલી, તારી માતાની મરણ સમયની ઇચ્છા પુરી કરજે"

આમ કહી પોતાની બહેનને ચુંબન કરી બહાર નીકળતાં તે બોલ્યો, "મારા લોર્ડ, હું તમારી સાથે આવવાને તૈયાર છું."

ઓટોને જતો જોઇ ઇડા બોલી ઉઠી, "ભાઇ—મારા વહાલા ભાઇ, મારૂં જરા સાંભળી લે! જેની સાથે તું લડાઇ કરવા જાય છે તેની શકિત વિષે તું જાણતો નથી. એ—"

ઇડાનો હાથ પકડી તેને અંદર લઇ જતો ફોરસ્ટ ધીમેથી બોલ્યો, "ઇડા, તારા સોગન તું ભૂલી ગઇ! તું મને ફસાવશે?"

ઇડા તુરત શાંત થઇ ગઇ. તે ધીમેથી બોલી, "તમે એને બચાવજો. મારે ખાતર બચાવજો."

ફોરસ્ટે જવાબ આપ્યો, "હું તેને બચાવીશ. હું પાછો ફરૂં ત્યાં સૂધી અહીંજ રહેજે."

કોચ ઉપર પડતી તે બોલી, "મારો ભાઇ હમેશને માટે મને તજી ગયો-તેનું શું થશે?"

થોડીવારમાંજ તે પોતાનો શોક ભૂલી ગઇ. તે ઉભી થઇ, ફોરસ્ટે લખી આપેલી ચીઠી કાઢી બોલી, "ફોરસ્ટ હવે મારા હાથમાં છે. આ ચીઠીમાં તે પોતાનું પાપ કબૂલ કરે છે. પણ હજી તે પાછો કેમ ન ફર્યો? લડાઇ થઇ હશે. તેને કોઇ પણ જીતી શકનાર નથી. પણ મારા ભાઇને બચાવવા તેણે વચન આપ્યું છે!"

થોડીવાર ચૂપ રહી. પછી બારી આગળ જઇને ઉભી રહી ધીમે સાદે બોલવા લાગી, "થેરેસા જાણે છે કે, ફોરસ્ટ વીએનામાં કામે રોકાયો છે! સેંટ સ્ટીફનના ભોંયરામાં ફોરસ્ટે મને લઇ જઇ મારી હીમત તપાસી જોઇ તે વખતે મને એમ લાગ્યું કે, કાંઈ ભયંકર ભેદ હું તેને મોઢેથી સાંભળીશ અને તે ઉપરથી ફોરસ્ટને હું દબાવી શકીશ. પણ-અરે તેને ગયે કેટલી વાર થઇ? હજી સૂધી તે પાછો કેમ ન ફર્યો?"

પણ એટલામાં ફોરસ્ટ ત્યાં આવતો જણાયો. તેની તરફ દોડી જતી તે બોલી, "તમે તેને બચાવ્યો?"

ફોરસ્ટે જવાબ આપ્યો, "તારે ખાતર મેં તેને બચાવ્યો. જ્યારે તે નીચે પડયો ત્યારે મેં તેને સોગન ખવરાવ્યા કે, હવે પછી આપણને દુઃખ દેવા તે ન આવે."

ઇડા બોલી, "તમે ઠીક કીધું. તે પોતાનું વચન પાળશે"

ફોરસ્ટ બોલ્યો, "વહાલી, હવે તું મહેલ તરફ જા. હું બીજે રસ્તે આવુંછું. પેલી વાત આપણે કાલે કરીશું"

તેઓ બેઉ જણા જુદે જુદે રસ્તે મહેલ તરફ ગયા.

---

## પ્રકરણ ૨૨ મું.

### પાળણાવાળો ઓરડો.

ઉપલા બનાવને થોડો વખત વહી ગયો. ફરીથી એક વખત પેલા નાના બંગલામાં ફોરસ્ટ અને ઇડા બેઠેલા જણાય છે.

ફ્રેસ્ટ બોલ્યો, "ઇડા, આજ સૂધી તો આપણી બધી યુકિતઓ સફળ નીવડી છે. જરૂર વખત રાજવૈદની મદદ મળે એવી મતલબથી થેરેસાને તો મેં આર્ચડયુકના મહેલમાં રાખી છે. એ રાજવૈદને પણ મેં વશ કર્યો છે. બેઉ બનાવો ઘણું કરીને એકજ વખતે બનશે એમ જણાય છે."

ઇડા બોલી, "તમારી દોલત એટલી બધી છે કે, આખું જર્મન રાજ્ય તમે ખરીદી શકો. પણ મારે અહીં વધારે વાર રોકાવું ન જોઇએ."

ફ્રેસ્ટે કહ્યું, "પણ ઇડા, તું સાવધ રહેજે. નવા જન્મનાર બાળકો વિષે ધ્યાન રાખવાની જરૂર છે. તેમ વળી તારી મદદ વગર હું કાંઈ કરી શકું તેમ નથી."

ઇડાએ જવાબ આપ્યો, "મારે માટે તમારે જરાએ ધાસ્તી ન રાખવી. પણ—"

ફ્રેસ્ટ બોલ્યો, "બીજી બાબત વિષે તારે કાંઈ ધાસ્તી ન રાખવી. બેઉ વૈદો મારા હાથમાં છે. અને મારૂં કામ હું પોતેજ કરીશ."

ઇડાએ પૂછયું, "વહાલા ફ્રેસ્ટ, એક સવાલનો મને જવાબ આપો. જે ચોકીદાર પાળણાવાળા ઓરડા આગળ ચોકી કરતો હશે તેને વિષે શું ધાર્યું?"

ફ્રેસ્ટે જવાબ આપ્યો, "તે ચોકીદારની તારે ધાસ્તી કરવી નહિ ચોકીદારને વશ કરવાની કાંઈ જરૂર નથી. મેં તને નથી કહ્યું કે, હું અને મારી સાથે આવનાર કોઇ પણ જ્યારે મારી મરજી થાય ત્યારે લોકોની નજરેથી અદૃશ્ય થઇ જઇએ છીએ? થેરેસાને આવી રીતેજ મેં લીન્સડોર્ફના કિલ્લામાંથી છોડવી હતી તે તું ભૂલી ગઇ? ઠીક, હવે તું જા. તને બહુ વખત થયો."

* * * * * *

ઉપલી વાતને એક અઠવાડીઉં થયા પછી એક દિવસે આર્ચડયુકના મહેલમાં ગડબડ થઇ રહી. સાંજના પાંચ વાગવા આવ્યા હતા. મેરીઆ અને થેરેસા ઘણું કરીને એકજ વખતે પ્રસુત થશે એમ ધારવામાં આવતું હતું. ડાક્ટર ડોરેનબર્ગ

જે ઓરડામાં આર્ચડચેસ મેરીઆ કષ્ટાતી હતી ત્યાં રોકાયો હતો. એક બીજા ઓરડામાં થેરેસા કષ્ટાતી હતી તેની સંભાળ જર્મન રાજ્યનો પ્રખ્યાત વૈદ લુઝેન રાખતો હતો. ઇડા થેરેસાની પાસેજ હતી. તે તેને મૂકીને જરા પણ દૂર જતી ન હતી.

આર્ચડ્યુક અને ફ્રેસ્ટ મુલાકાતવાળા ઓરડામાં હતા. ત્યાં મોટા મોટા અમીર ઉમરાવો એકઠા મળ્યા હતા.

ફ્રેસ્ટનો હાથ પકડીને એક બારી આગળ લઇ આર્ચડ્યુક બોલ્યો, "મારા વહાલા મિત્ર આ કેવી અજાયબી! ઈશ્વરે આપણે માટે-તમે ચોંકયા કેમ? તમે આજારી છો? શું તમે—"

ફ્રેસ્ટે ઉત્તર આપ્યો, "નહિ, નહિ, એ તો જરા મને હમેશ પીડા થઇ આવે છે તેનો આંચકો લાગ્યો. તમે નામદાર કહેતા હતા કે—"

લીઓપોલ્ડ બોલી ઉઠયો, "બે મિત્રોની પત્નીઓ એકજ વખત પ્રસુત થનાર છે. મને એમ જણાય છે કે, એકને પુત્ર અને બીજીને પુત્રી અવતરશે અને તે બેઉ જણા મોટા થતાં એક બીજા સાથે લગ્ન કરશે."

હસીને ફ્રેસ્ટે કહ્યું, "એમ થશે તો તમ નામદારનું સ્વપ્ન ખરૂં પડશે. પણ આ બૂમો શાની પડે છે?"

લીઓપોલ્ડે ઉત્તર આપ્યો, "એ તો છાવણીમાંથી બે ચોકીદારોને ચુંટી કાઢવામાં આવ્યા છે તેમને—"

આશ્ચર્ય પામીને ફ્રેસ્ટ બોલી ઉઠયો, "બે ચોકીદારો, મારા લોર્ડ?"

આર્ચડ્યુકે જવાબ આપ્યો, "હા. તમે ભૂલી ગયા કે જ્યારે હું જન્મ્યો ત્યારે પેલા વૈદ અને ચોકીદારે મળીને દગો કરવા વિચાર કર્યો હતો?"

ફ્રેસ્ટે જવાબ આપ્યો, "ના, હું તે ભૂલી ગયો નથી. તમ નામદારે તે માટે વધારે ચોકસી રાખવા માટેજ બે જણને બોલાવ્યા હશે."

લીઓપોલ્ડ બોલ્યો, "હા, એ બાબતજ મેં ધ્યાનમાં રાખી હતી. તેમ વળી જેમ મારા પોતાના બાપ ઉપર હું વિશ્વાસ રાખું તેમજ મારા વૈદ ડાકટર ડોરેન્બર્ગ ઉપર પણ મને ભરોસો છે."

જરા હસીને ફ્રોસ્ટ બોલ્યો, "તે સૌથી વિશ્વાસુ માણસ છે."

લીઓપોલ્ડે કહ્યું, "તેમ જે બાઇને ધાવ તરીકે રાખી છે તે પણ અતિ વિશ્વાસને પાત્ર કોઇથી ન ફુટે એવી છે."

ફ્રોસ્ટે કહ્યું, "એમજ છે." એજ ધાવે થોડા દિવસ ઉપર ફ્રોસ્ટની પાસેથી પૈસા લઇ તેનું કામ કરી આપવા કબૂલાત આપી હતી.

લીઓપોલ્ડ બોલ્યો, "જ્યાં સૂધી બાળકને પાળણાવાળા ઓરડામાં લઈ જવામાં આવશે ત્યાં સૂધી હું ત્યાંથી ખસનાર નથી."

ફ્રોસ્ટે કહ્યું, "એ પણ સારી વાત છે. અને જો તમ નામદારની ઇચ્છા હશે તો હું પણ તમારી સાથેજ રહીશ."

લીઓપોલ્ડ બોલ્યો, "ભલે, તેમ કરજો, મારા મિત્ર."

આ વાત થતી હતી એટલામાં આર્ચડયુકે રાખેલી ધાવ ઓરડામાંથી બહાર નીકળી અને સંભાળથી દરવાજો બંધ કરી બીજા ઓરડા તરફ ચાલી. ચાલમાં તેને ઇડા મળી.

ઇડાએ આસપાસ કોઇ નથી એવી ખાત્રી કરીને કહ્યું, "આપણે ઠીક મળી ગયા. હું તમને સમાચાર કહેવા આવતી હતી. થેરેસાએ પુત્રને જન્મ આપ્યો છે."

ધાવ બોલી, "નામદાર આર્ચડચેસને એક સુંદર પુત્રી પ્રસવી છે."

ધીમેથી ઇડા બોલી, "પણ ડાકટર ડોરેન્બર્ગે-આર્ચડચેસને કહ્યું કે, તેને પુત્ર પ્રસવ્યો છે? ડાકટર હુબેને તો થેરેસાને કહી દીધું કે, તેમને પુત્રી અવતરી છે."

ધાવે કહ્યું, "ડાકટરે પુત્રજ કહ્યો છે."

બે જણીઓ ત્યાંથી છુટી પડી. ઇડા થેરેસાના ઓરડામાં અને ધાવ મેરીઆના ઓરડામાં ગઇ. મુલાકાતના ઓરડામાંથી

સુવાવડના ઓરડામાં જતી વખતે ધાવ ફ્રોર્સ્ટની તરફ નજર કરતી ગઇ. ધાવ ઓરડામાં ગઇ તે પછી થોડીવારે ડાકટર ડૉરેન્બર્ગે બહાર આવી ખબર આપી કે, નામદાર ડચેસે પુત્ર પ્રસવ્યો છે. એટલામાં ડાકટર લુઝેને આવીને કહ્યું કે, ઓરાનો નામદાર કાઉન્ટ એક પુત્રીનો પિતા થયો હતો. બેઉ વૈદોને ઇનામો આપવામાં આવ્યાં.

પછી ફ્રોરસ્ટનો હાથ પકડીને આર્ચડયુક લીઓપોલ્ડ બોલ્યો, "મારૂં સ્વપ્ન ખરૂં પડશે. તમારી છોકરી સાથે મારો પુત્ર પરણશે."

ફ્રોરસ્ટે જવાબ આપ્યો, "ભલે."

એકઠા થયલાઓએ લીઓપોલ્ડને મુબારકબાદી આપી. એક જણ લશ્કરી ચોકીદારોને તેડવા ગયો. ફ્રોરસ્ટ ઉપરથી તો હસતો ચહેરો રાખી રહ્યો હતો, પણ અંદરખાનેથી પોતાના પુત્રને પારકાના હાથમાં આપવાને નારાજી હતો. પણ તેમ કર્યા વગર તેને છૂટકો ન હતો.

એક કલાક પછી બાળકને લઇને ધાવ મેરીઆના ઓરડામાંથી નીકળી. આર્ચડયુકે આગળ જઇ બાળકને ચુંબન કર્યું. ડાકટર ડૉરેન્બર્ગ તેની સાથે હતો. તે બોલ્યો, "આ ઓરડામાં શરદી વધારે છે, તેથી આ બાળક હેરાણ થશે."

આર્ચડયુક બોલી ઉઠયો, "ત્યારે બાળકને લઇને ધાવને એકદમ પાળણાવાળા ઓરડામાં જવા દો. ભલા ડાકટર તમે એના શરીરના ચિહ્નોની નોંધ કરાવો."

ધાવ બાળકને લઇને પાળણાવાળા ઓરડામાં દાખલ થઇ. દરવાજો તુરત બંધ કરવામાં આવ્યો. દરવાજા આગળ ચોકીદારો ચોકી કરવા ઉભા.

ડાકટરના કાન આગળ જઇને ફ્રોરસ્ટ બોલ્યો, "બાળકને તમે ઓરડામાં મોકલાવી દીધું એ ઠીક કર્યું."

તેવીજ રીતે ડાકટરે જવાબ આપ્યો, "તેમ કર્યા વગર બીજો ઇલાજ ન હતો. પણ અહીં તો એક ચોકીદારને બદલે બે છે.

ફ્રોસ્ટ બોલ્યો, "તેની તમારે ધાસ્તી ન કરવી. હું બેઉને લાંચ આપીશ."

પછી ડાકટરે નોંધ પોથીમાં ધારાસર બધું લખાવ્યું. આર્ચંડયુકે છોકરાને પોતાના શહેનશાહ કાકાના નામ ઉપરથી મેક્ષીમીલીઅન નામ આપવાનું કહ્યું. થોડીવાર પછી બધી ક્રિયા પુરી થઇ.

ફ્રોસ્ટનો વિચાર આ ચોકીદારોને લાંચ આપવાનો ન હતો. પણ ડાક્ટર સંતોષ પામે માટેજ તેને ઉપલો જવાબ તેણે આપ્યો.

* * * * *

મધરાત થવા આવી છે. આર્ચંડયુક અને ફ્રોસ્ટ મુલાકાતવાળા ઓરડામાંજ ખાવા બેઠા છે. બેઉ ચોકીદારો પાળણાવાળા દરવાજા આગળજ પુતળાની પેઠે ગુપચૂપ ઉભા હતા.

આર્ચંડયુક બોલ્યો, "કાઉન્ટ, મારા કરતાં તમે વધારે સુખી છો. તમે તમારી પુત્રીનું મોઢું ગમે તે વખત જોવા પામશો પણ હું તો મારા બાળકને કાલ સાંજ સુધી જોવા પામીશ નહિ. થેરેસા પોતાની બાળકી સાથે સુખી છે?"

ફ્રોસ્ટ બોલ્યો, "મારી વહાલી એડેલા—મેં મારી પુત્રીનું નામ એડેલા પાડયું છે—ને જન્મ આપ્યા પછી થેરેસાની હાલત નબળી પડી ગઇ હતી તેથી તેને શાંત નિદ્રા આવે જાણી વૈદે ઉંઘની દવા આપી છે કે, તેણે હજી સુધી પોતાનું બાળક દીઠું નથી."

લીઓપોલ્ડ બોલ્યો, "હા, તમે એ વાત મને કહી હતી ખરી. પણ તમે હવે થોડીવાર અહીંજ બેસજો. હું જરા મેરીઆની પાસે જઇ તેની ખબર લઇ આવું છું. આ નાના ઓરડાની સંભાળ રાખજો."

તેના ગયા પછી ફ્રોસ્ટે પોતાના ગજવામાંથી એક નાની શીશી કાઢી અને કાંઈ ફળ ઉચકી લેવાને બહાને તે શીશી આર્ચંડયુકના ગલાસમાં ખાલી કીધી. ચોકીદારોની નજર કાઉન્ટ તરફજ હતી પણ તે શું કરે છે તે તેમના જોવામાં ન આવ્યું. થોડીવાર પછી પ્રફુલ્લિત ચહેરે આર્ચંડયુક પાછો ફર્યો.

ફ્રોરટે પૂછ્યું, "નામદાર આર્ચડચેસ કેમ છે ?"

લીઓપોલ્ડે જવાબ આપ્યો, "ઘણી સારી હાલતમાં છે."

આમ કહી તેણે દારૂનું ગલાસ ભર્યું. ફ્રોરટે પણ તેમ કર્યું. બેઉ જણા પી ગયા. થોડીવાર થઈ એટલે લીઓપોલ્ડને ઉંઘ આવવા માંડી. તે ઉઠીને ઉભો થયો. ઓરડામાં ફરવા લાગ્યો પણ તેની ઉંઘ ન ઉડી. તેણે થોડાં ફળો ખાધા, અને પછી એક મોટી ખુરશી ઉપર પડીને ઉંઘી ગયો. ફ્રોરટ થોડીવાર સૂધી પોતાને ઠેકાણેજ બેસી રહ્યો. પછી ઉભો થઇ ચોકીદાર આગળ જઇને બોલ્યો, "ભલા મિત્રો, તમારી નોકરી અઘરી છે. માટે તમે ટેબલ ઉપર બેસીને એકેક દારૂનું ગલાસ લ્યો અને થોડું ખાવાનું ખાઓ. નામદાર આર્ચડયુકના હુકમથીજ હું તમને કહુંછું. હું થોડીવારમાંજ પાછો ફરીશ."

ચોકીદારોને બીજી વખત કહેવું પડે એમ ન હતું. તેઓ તુરત બેસી ગયા. ફ્રોરટ ત્યાંથી બહાર નીકળ્યો.

થોડીવારમાંજ ફ્રોરટ પોતાના પુત્રને હાથમાં લઇને પાછો ફર્યો પણ તે ચોકીદારોની નજરે ન પડયો. તે પાળણાવાળા ઓરડામાં દાખલ થયો અને ત્યાં પોતાનો પુત્ર મૂકી આર્ચડચેસ મેરીઆની પુત્રીને લઇને બહાર નીકળ્યો. આ વખત પણ ચોકીદારોએ તેને દીઠો નહિ. તેના પગનો અવાજ સાંભળ્યો નહિ. થોડીવાર પછી તે પાછો ફર્યો તે વખતે ચોકીદારોની તે નજરે પડયો. તેના આવવાનો અવાજ તેમને સંભળાયો.

તેણે તેમને એક એક ગલાસ બીજી વાર લેવા કહ્યું અને તેમ કર્યા પછી તેઓ પાછા દરવાજા આગળ જઇ ઉભા. થયલા દગા વિષે તેમને જરાએ વહેમ ન પડયો. ફ્રોરટ તે ઓરડામાં આખી રાત રહ્યો. આર્ચડયુક ઉંઘી ગયો હતો. સવારના તેના બાળક રાજકુંવર મેક્ષીમીલીઅનને લશ્કરને બતાવ્યો અને પછી તેને મેરીઆને સોંપ્યો. મેરીઆએ તેને પોતાનો પુત્ર જાણી હેતથી ચુંબન કર્યું.

આ વખત સૂધીમાં થેરેસા પણ શુદ્ધિમાં આવી હતી.

તેણે મેરીઆની પુત્રીને પોતાની પુત્રી જાણી હેતથી છાતી સાથે ચાંપી.

આ રીતે ફોરટનો પુત્ર આર્ચડચેસ સાથે રહ્યો અને રાજકુમારી થેરેસાની પાસે રહી.



## પ્રકરણ ૨૩ મું.

### વીસુવીઅસ.

ઉપલા બનાવને એક વરસ વીતી ગયું. સન ૧૪૯૫ નું વરસ હાલ ચાલતું હતું.

આપણે ઇટાલી દેશ તરફ જઇએ. નેપલ્સ શહેર સૌથી સુંદર છે. તેની બાંધણી, તેના રસ્તા, તેના મિનારા વગેરે જોવાલાયક છે. પણ તે શહેર વીસુવીઅસ નામના જ્વાળામુખી પર્વતની પાસે છે તેથી તેની સલામતી વિષે હમેશ ભય રહે છે. વીસુવીઅસ પર્વતનો નીચેનો ભાગ સુંદર લીલોતરીથી ભરપુર છે પણ ઉપરનો ભાગ તદન ઉજડ વેરાન છે.

આસપાસ સુંદર ગામડા અને શહેરો શોભી રહ્યા છે. પણ વીસુવીઅસ ક્યારે ફાટશે તેની કોઇને ખબર ન હોવાથી તેમને સુખે ઉંઘ આવતી ન હતી. તા૦ ૧ લી મે ૧૪૯૧ ને દિને સાંજના ધરતીકંપનો એક આંચકો લાગ્યો. દરીઆના પાણી ઉછળવા લાગ્યા. તે દિને સવારથીજ પર્વતના ઉપલા ભાગમાંથી લાલચોળ થયલા પથ્થરો નીકળવા લાગ્યા. તેની સાથે લાવા રસ પણ નીકળવા લાગ્યો. લોકો ઘરબાર છોડીને નાશવા લાગ્યા. અમીરોએ પોતાના મહેલો અને ગરીબોએ પોતાની ઝુંપડી છોડી દીધી. સ્ત્રીઓ ચીશો પાડતી પોતાના બાળકોને લઇને નાશવા લાગી. લાવા રસથી નાના મોટા ઘરો પડી જવા, દટાઇ જવા લાગ્યા. એક કલાક સુધી લાવા રસ નીકળ્યો તે પછી બંધ થઇ ગયો પણ પર્વતમાંથી નીકળતી જ્વાળા તો ચાલુજ રહી. દરીઆ તોફાનીજ રહ્યા. પથ્થરો વારંવાર પડતા હતા.

લોકો જયારે આ પ્રમાણે ત્યાંથી દૂર જતાં હતા ત્યારે બે જણા પર્વત ઉપર ચઢતા હતા. તેમની આસપાસથી લાવા રસ વહી જતો હતો. પથ્થરો ઉડતા હતા પણ તેની તેમને દરકાર ન હતી. જાણે કાંઈજ બનવું ન હોય તેમ તેઓ જતા હતા. તેઓ પર્વતના મોઢા આગળ જતા હતા. કેવી ભયંકર મુસાફરી!

પવન જોરથી ફુંકતો હતો-પથ્થરો તેમની પાસેથી ઉડતા હતા-લાવા રસ તેમના શરીરને લાગતો હતો છતાં તેમને ઈજા થતી ન હતી! જાણે કાંઈ ન હોય તેમ તેઓ રસ્તો કાપતા આગળ જતા હતા!

લાવા રસમાં દટાઇ જતા પુરુષો, સ્ત્રીઓ અને બાળકોની મરતી વખતની બૂમો આ બે જણા સાંભળતા હતા છતાં તેઓ પાછા ફરતા ન હતા. જેમ જેમ રાત પડતી ગઇ, તેમ તેમ પર્વતનો દેખાવ ભયંકર થતો ગયો. પણ આ બે જણને તેની બીક ન હતી. આખરે તેઓ પર્વતના મુખ આગળ જઈ ઉભા. આ ઠકાણે જ્વાળા નીકળતી હતી. સૌથી વધારે ભયંકર જગા આ હતી. આ બે મુસાફરો કાંઈ પણ ઈજા પામ્યા વગર તદ્દન સહીસલામત ત્યાં ઉભા હતા.

સેતાનની પાછળ ચાલતો ફ્રેસ્ટ બોલ્યો, "સેતાન, આ બધું તારૂં કામ છે કે?"

સેતાને જવાબ આપ્યો, "તું કહે તો મારૂં કામ, પણ વળી તારૂં પણ એ કામ છે."

ફ્રેસ્ટ બોલી ઉઠયો, "મારૂં! મેં આમાં શું કર્યું છે?"

ભયંકર રીતે હસીને સેતાન બોલ્યો, "ટુંકી નજરના માનવી! તું તો કદાચ એમ પણ કહીશ કે, તે દિવસે જે તોફાન ઉભું કર્યું હતું તેમાં જે ખરાબી થઇ તેથી પણ તું નિર્દોષ છે?"

ફ્રેસ્ટે કહ્યું, "નહિ, તે મારી મૂર્ખાઇનો હવે મને પશ્ચાત્તાપ થાય છે."

સેતાન હસીને બોલ્યો, "તારી ભૂલ તું કબૂલ કરે છે એટલું તો સારૂં છે. પણ એમાં તારો અપરાધ નથી. દરેક મા-

ણુસના દીલમાં એક ચીજ હોય છે. જેનાથી તે છૂપી રીતે સુખી થવાના ફાંફા મારે છે"

ફોસ્ટે પૂછયું, "તે શું છે?"

સેતાને જવાબ આપ્યો, "ગર્વ! ગર્વને લીધે પતિ પત્નીને કજીઆ થાય છે. એક માણસને તેનો કોઈ મિત્ર તેની ભૂલ બતાવે તો તેને તે ગર્વથી સખ્ત શબ્દો બોલે છે, પણ પોતાની ભૂલ કબૂલ કરતો નથી. ગર્વને માટે બાપ દીકરાને તજી દે છે. માં દીકરીથી છૂટી પડે છે. ભાઇ બહેન ઉપરનો પ્યાર તજી દે છે. પણ "મારી ભૂલ થઇ, મને ક્ષમા કરો" એમ કોઇ કહી નમી પડતું નથી. આ બધું તને કહેવાની મારી મતલબ એટલીજ છે કે, આ જે જ્વાલામુખી ફાટયો છે-જેનાથી હજારોના જીવ ગયા છે-લાખો માણસો ઘરબાર વગરના થયા છે તે મેં તારે માટે કર્યું છે!"

ફોસ્ટે પુછયું, "મારે માટે?"

સેતાન બોલ્યો, "હા, તારે માટે. હું તારી ખાત્રી કરી આપીશ. હું તારો નમ્ર ગુલામ છું!"

ફોસ્ટ બોલ્યો, "ગુલામ! તું તો મારો ધણી છે!"

સેતાન બોલ્યો, "તારો ધણી હું બાવીશ વર્ષ પછી થઈશ. આ મેં તારે માટે શી રીતે કર્યું તે હું તને સમજાવીશ. ગઇ કાલે આપણે વીએનામાં વાતો કરતા હતા તે વખતે તેં મને મારા રાજ્યનું વર્ણન કરવાનું કહ્યું. મેં તને મારા રાજ્યમાં આવી તે નજરે જોવા કહ્યું. તેં કબૂલ કર્યું. પણ જે ઠેકાણે તું ભવિષ્યમાં રહેવા આવશે તે ઠેકાણું તને એમ ને એમ બતાવી દેવાનું મને ઠીક ન લાગ્યું. ત્યાંનો બધો ભયંકર દેખાવ તારી નજરે પડે તેથી આ જ્વાળામુખી પર્વતને ફાડવો પડયો, તેમાંથી નીકળતા લાવા રસમાંથી હું તને વગર ઈજા થયે ચલાવી લાવ્યો. અહીંનો બધો ભયંકર દેખાવ જોઈ મારા રાજ્યનો ભયંકર દેખાવ જોવા મેં તને તૈયાર કર્યો. અહીં કાંઈ ત્યાંના ભયંકર સર્પો નથી. એ ભયંકર સર્પોના મોઢામાંથી હમેશ અગ્નિની જ્વાળા નીકળતી રહે છે. નાઇલ નદીના સૌથી મોટા મગરમચ્છ કરતાં દશ હજારગણા મોટા ત્યાંના

જળચરો પોતાના ભોગનો શિકાર હમેશ કર્યા કરે છે. છતાં તે ભોગ મરતો નથી! આ લાવાના રસથી માનવી જાત થોડી પળ સુધી વેદના ભોગવી મરણ પામે છે, પણ ત્યાંના લાવાના રસમાં તે હમેશ રીબાયા કરે છે! મારા રાજ્યમાં અગ્નિની જ્વાલા કદી પણ થડી પડતી નથી!"

ફોરસ્ટ બોલી ઉઠયો. "બસ! બસ! આ તો અતિ ભયંકર છે!"

સેતાને પૂછ્યું "કેમ ત્યારે તારે મારૂં રાજ્ય નથી જોવું? બોલ, શી મરજી છે? હાલ તું મારો શેઠ છે!"

ફોરસ્ટે જવાબ આપ્યો, "તારૂં રાજ્ય જોયા વગર હું પાછો જનાર નથી. પણ આજ રાતના મારે વીએનામાં હાજર રહેવું પડશે તે યાદ રાખજે."

સેતાન બોલ્યો, "તાર તાબે છું. મારા મનથી નેપલ્સથી વીએના કાંઈ દૂર નથી"

તેઓ હજી ઉપર ચઢવા લાગ્યા. એટલામાં બે રસ્તા દેખાયા. સેતાન બોલ્યો, "એક રસ્તે તું ચાલ અને બીજે રસ્તે હું ચાલીશ."

ફોરસ્ટે પૂછ્યું, "આપણે છૂટા શા માટે પડીએ?"

સેતાને ઉત્તર દીધો, "ઉપરની બાજુએ બે જણ એકઠા ઉભા રહી શકે એટલી જગા નથી"

સેતાને દેખાડેલે રસ્તે ફોરસ્ટ ચાલ્યો. એકનો રસ્તો ઉત્તર તરફનો અને બીજાનો દક્ષિણ તરફનો હતો. થોડીવારે બેઉ જણા બે બાજુએ એક બીજાની સામે જઇ ઉભા. તેઓ એક બીજાથી ઘણે દૂર હતા છતાં ફોરસ્ટ સેતાનનો અવાજ સાંભળતો હતો. આ વખતે લાવા રસનું જોર નરમ પડી ગયું હતું. નેપલ્સ શહેર બચી ગયું. પણ તેની આસપાસના ગામડા નાશ પામ્યા. નેપલ્સના દેવલોમાં ઘંટ વાગવા લાગ્યો. લોકો પોતાનો બચાવ થયો માટે ઈશ્વરની પ્રાર્થના કરવા જવા લાગ્યા.

પણ જે ખોહના મોઢા ઉપર, જેની અંદરથી બળતી જ્વાલા નીકળતી હતી તેની અંદર ફોરસ્ટે નજર કીધી તો તેને ધ્રુજરી છૂટી. એટલામાં સેતાનનો અવાજ સંભળાયો, "અહીંથી

મીરા રાજ્યની શરૂઆત થાય છે. ત્યાં આવવાની તારી હીમત છે?"

ફોરસટે જવાબ આપ્યો "હા."

સેતાન બોલ્યો, "ત્યારે ચાલો આપણે જઇએ." આગ બ.થી સેતાન તેની બાજુએ આવી ઉભો. પછી તેનો હાથ પકડીને બોલ્યો, "તું તૈયાર છે?"

ફોરસટે જવાબ આપ્યો, "હા."

સેતાન બોલ્યો, "ત્યારે ચાલો." આમ કહી બેઉ જણા પર્વતના પેટાખાનામાં કુદી પડયા.

---

## પ્રકરણ ૨૪ મું.

### ઝરનીનનો અમીર.

જે દિવસે વીસુવીઅસ પર્વત ફાટયો તેજ દિવસે વીએનામાં એક જાણવા જોગ બનાવ બન્યો. એક ભપકાદાર મહેલમાં ઝરનીનનો અમીર અને અમીરજાદી રહેતા હતા અમીર પોતે ચાલીશ વર્ષને આશરેનો હતો. તેનો ચહેરો એક વખત સુંદર હશે પણ હાલ તે બદલાઇ ગયો હતો. આ અમીરનો ટુંક ઇતિહાસ જાણવાજોગ થઈ પડશે.

તેના માબાપ તેને નાનો મૂકીને મરણ પામ્યા હતા. મરતી વખતે તેને પોતાના એક ભાઇના હાથમાં સોંપી ગયો હતો. નાનો થીઓડોર ઝરનીન કાંઈ ગરીબ ન હતો તેના બાપની દોલત મોટી હતી. તેમ જે કાકાના હાથ નીચે તે ઉછરી મોટો થતો હતો તેને પણ કાંઈ સંતાન ન હોવાથી તેનો વારસ પણ તેજ હતો. થોડા વર્ષમાં તે ઉમરે પહોંચ્યો અને બાપની મોટી દોલતનો વારસ થયો. તે પછી થોડે વખતે તેનો કાકો પણ મરી ગયો અને તેની મીલકત પણ તેનેજ મળી.

થીઓડોરને નાનપણથીજ મુસાફરીનો શોક હતો પણ તે ઉમરે આવ્યા સૂધી પુરો થયો ન હતો.

પણ જ્યારે તે ઉમરે આવ્યો અને સ્વતંત્ર થયો ત્યારે

મુસાફરી જવા તૈયાર થયો. મુસલમાની રાજ્યમાં ફરી તે રાજ જોવાની તેને ઘણી હોંસ હતી. મુસાફરીમાં ખરચવા માટે પૈસો જોઇએ તે માટે તેણે ઝવેરાત બાંધી લીધું ત્રણ ચાર વરસની ખરચી તેણે સાથે લીધી. તે મુસાફરી કરવા નીકલી પડયો. તેને ગયે બાર વરસ થવા આવ્યા છતાં તે કયાં છે તે વિષે કોઇ જાણતું ન હતું. આટલા વખતમાં તેની તરફથી તેના મિત્રોને એક પણ કાગળ આવ્યો ન હતો. આ વાતની શાહેનશાહને ખબર કરવામાં આવી. તેની જાગીર ઉપર વસનારાઓ વગર ભાડે તેનો ઉપયોગ કરતા હતા. તેમ તેનું કોઇ સગું વહાલું પણ ન હતું. એટલે શાહેનશાહે હુકમ કાઢયો કે, તેની મીલકત રાજ્યમાં જપ્ત કરવી અને જો કદાચ થીઓડોર પાછો આવે અને તે તેજ છે એવી ખાત્રી આપે તો તેને તેની મીલકત પાછી હવાલે કરવી પણ આ હુકમનો અમલ કરવામાં આવે તે પહેલાં થીઓડોર નામથી એક જણ તેનો દાવો કરવા વીએનામાં આવ્યો. જે વખતે થીઓડોર મુસાફરીએ નીકળ્યો ત્યારે સુંદર જુવાન હતો, પણ હાલ તેની સુરત બદલાઇ ગઇ હતી. તેણે પોતાની મીલકત ઉપર દાવો કર્યો. પોતાની મીલકત અને તેની ઉપર વસનાર દરેક ભાડુતનું તેણે વર્ણન કર્યું. પોતાની ખરચી માટે કેટલાક ઝવેરાત જે સાથે લઇ ગયો હતો તે તેણે બતાવ્યા. તેના કેટલાક મિત્રોએ તે ઝવેરાતો ઓળખ્યા. તેણે પોતાના મિત્રોનું વર્ણન કર્યું. પોતાની મુસાફરીનું વર્ણન આપ્યું અને આટલા વરસ સૂધી પોતા વિષે કાંઈ ખબર ન મળી તેનું કારણ તેણે પોતાને મુસલમાની રાજ્યમાં કેદ પડવાનું આપ્યું. વળી જ્યારે તે વીએનામાં હતો તે વખતે તેની નોકરીમાં હતા તે નોકરોએ આવી સાક્ષી આપી કે, આ માણસનો દેખાવ બદલાઇ ગયો છે છતાં એજ થીઓડોર ઝરનીન છે. સરકારમાં તેણે આ પ્રમાણે પોતાનો દાવો પુરવાર કર્યો અને તેથી સરકારે તેને તેની મીલકત ભોગવવા હક આપ્યો.

જે વખતની આપણે વાત કરીએ છીએ તે વખતે તેને પોતાની મીલકત મળે ચાર વરસ થવા આવ્યા હતા. મીલકત

પાઘડી મેળવ્યા પછી તેની ચાલચલણ તદ્દન ફેરવાઇ ગઇ. પોતાના જુના નોકરોને તેણે કાઢી મૂકી નવા રાખ્યા. મોટા લોકોની સંગત કરવાને બદલે હલકા લોકોની સંગત કરવા લાગ્યો. બધી રીતના વ્યસનમાં તે પડી ગયો. તેના જુના મિત્રો તેને તજી ગયા હાજી હા ભણનારા તેની પાછળ ભમવા લાગ્યા. પણ જ્યારે થોડા વખતમાં તેની દોલત ખપી ગઇ-ઉડી ગઇ-ત્યારે તેની આંખો ઉઘડી. આ વખતે તેની પાછળ ફરનાર અને બહારથી મિત્રો કહેવાતા તેને છોડી ગયા. આ વખતે ફ્રોસ્ટે તેની સાથે ઓળખાણ પાડી. તે પછી થેરેસાને બાળક અવતર્યું. બાળકોની અદલાબદલી ફ્રોસ્ટે કીધી તેમાં ઈડાએ પણ ભાગ બજાવ્યો હતો.

હવે ઇડાને વધારે વાર પોતાની પત્ની પાસે રાખવાની તેને જરૂર ન હતી તેથી ઈડા માટે ફ્રોસ્ટે કોઇ નામનો પતિ શોધવા માંડ્યો. આ કારણ સરજ ફ્રોસ્ટે થીઓડોર ઝરનીન સાથે ઓળખાણ પાડી. ઈડા વિષેની વાત તેની સાથે નક્કી કીધી. ફ્રોસ્ટે આ લોર્ડ થીઓડોરને પૈસાની મોટી લાંચ આપી. થેરેસાની સુવાવડ પછી એક મહિને લોર્ડ થીઓડોર અને ઈડાના લગ્ન થયા. લગ્ન પછી તેઓ તુરતજ બીજે દેશ જતા રહ્યા. ત્યાં ઘણા મહિના સૂધી નામ બદલીને રહ્યા. અહીં ઇડાએ એક બાળકને જન્મ આપ્યો. આ બાળક ફ્રોસ્ટ સાથેની ઇડાની મોહબતનું પરિણામ હતું. પણ તે બાળક વધારે જીવવા ન પામ્યું જન્મ્યા પછી બીજે દિને મરણ પામ્યું. તે પછી તેઓ વીએનામાં પાછા આવ્યા આ પ્રમાણે ઇડાએ પોતાની શરમ ભરેલી હાલત દુનિયાની નજર આગળથી છુપાવી.

પણ ફ્રોસ્ટે તેને માટે પતિ શોધી કાઢવાની મહેનત શા માટે લીધી એ જાણવું જરૂરનું છે. લોર્ડ ઝરનીનને મોજ મજાહ ભોગવવા ગમતી હતી. પોતાની બાયડી ગમે તેવી ચાલ ચલાવે તેની તેને દરકાર ન હતી. પોતે તેનો નામનોજ પતિ થયો હતો. ફ્રોસ્ટ ઈડાને ચહાતો હતો. ઈડા તેની બધી છુપી વાતો જાણતી હતી.

તા૦ ૧ લી મે ૧૪૯૫ નો આજ દિવસ છે. ઇડા પોતાના

ઓરડામાં બેઠી હતી તે વખતે તેની દાસી અંદર આવીને બોલી, "બાઇ સાહેબ, એક માણસ નીચે આવ્યો છે તે તમને મળવા માગે છે."

ઈડા ચોંકી ઉઠી. કદી ઓટોં પ્યાલા પોતાને મળવા આવ્યો હશે એવી તેને બીક લાગી. તેણે પૂછ્યું, "મને મળવા માગે છે? તે માણસ કેવો છે?"

દાસીએ જવાબ આપ્યો, "ઠીંગણો, પાતળો, લાંબી દાઢીવાળો માણસ છે."

ઈડા બોલી, "હું તેને ઓળખતી નથી. કાંઇ ભૂલ થઇ હશે."

દાસીએ જવાબ આપ્યો, "બાઇ સાહેબ, કાંઈ ભૂલ થઈ નથી. પહેલાં તેણે લોર્ડ સાહેબ વિષે પૂછ્યું. પણ ચોકીદારે કહ્યું કે લોર્ડ સાહેબ નથી ત્યારે તેણે બેસવા માંગ્યું. તેને નીચેના ઓરડામાં બેસાડયો. થોડીવાર પછી તેણે ખાવાનું અને દારૂ માગ્યો, પણ આપણા માણસોએ તેને ના પાડી એટલે તે બરાડા મારવા લાગ્યો. એટલામાં હું ત્યાં જઇ લાગી અને—"

ઈડા બોલી, "પણ આપણા માણસો તેને ધક્કા મારી કાઢી શા માટે નથી મૂકતા?"

દાસી બોલી, "તેમ કરવા તેમની હીમત ચાલે તેમ નથી. એ માણસના હાથમાં એક લાકડી છે, તથા તેની કમરમાં બે પીસ્તોલો ખોસેલી છે.

ઈડાએ પૂછ્યું, "તેણે મારે માટે પૂછ્યું?"

દાસીએ ઉત્તર આપ્યો, "હા, બાઇ સાહેબ. મે કહ્યું કે, મારી બાઇ તારી ઉપર ગુસ્સે થશે ત્યારે બોલ્યો, 'શું તમારો શેઠ પરણ્યો છે?' અને પછી તમને મળવા માગ્યું."

ઈડા બોલી, "ઠીક છે. ત્યારે. આ જંગલીને હું મળીને તેને અત્રેથી જતા રહેવા કહીશ."

પોતાના પતિનો આ કહેવાતો મિત્ર કેવો છે તે જોવાની આતુરતાને લીધેજ ઈડા તેની આગળ જવા કબૂલ થઇ. ઈડા પાસે આવી તેને જોઇ તે જંગલી જેવો દેખાતો બોલ્યો, "તમેજ અમીરજાદી બાઇ છો, નહિ વારૂં?"

ઇડાએ જવાબ આપ્યો, "હા, હુંજ ઝરનીનની અમીરજાદી છું તમે કોણ છો?"

પેલાએ જવાબ આપ્યો, "હું ગમે હોઉં! શત્રુ કે મિત્ર! પણ તે તો લોર્ડ સાહેબ સાથે વાત કરતા મને જણાશે. પણ મારી ખાત્રી છે કે, તે મને ધિક્કારનાર નથી અમે એક બીજાને ઘણા વરસ થયા જોયા નથી છતાં અમે જુના મિત્રો છીએ. તે ઘેર ક્યારે આવશે?"

તિરસ્કારથી ઇડાએ જવાબ આપ્યો, "તારા જેવા બેઅદબને ઘરમાં કાઢી મૂકવાને માટે વખતસરજ આવશે."

પેલો બોલ્યો, "બાઈ સાહેબ, મારી તો ખાત્રીજ છે કે, તે મારી સાથે તો નરમાસથીજ વર્તશે પણ તમારા જેવી સુંદરી સાથે એ વિષે વધારે તકરાર કરવા—"

ગુસ્સે થઇને ઇડા બોલી "નમક હરામ! નીકળ અહીંથી!"

શાંતતાથી પેલો અજાણ્યો બોલ્યો, "બાઇ સાહેબ, મારો પણ તેજ વિચાર છે પણ સાંજના હું પાછો આવીશ લોર્ડ સાહેબ ઘેર આવે ત્યારે તેને કહેજો કે, તમારો મિત્ર શારમન આવ્યો હતો મારૂં નામ સાંભળી તે ખુશી થશે."

આમ બોલી નમીને તે જતો રહ્યો દ્વારપાળ તેને ગાળો આપવા લાગ્યો પણ તેની દરકાર કર્યા વગર તે ગાયન ગાતો ચાલતો થયો. ઇડા થીઓડોરના પાછા ફરવાની આતુરતાથી રાહ જોવા લાગી પણ તે છેક સાંજના આવ્યો દારૂ પી છાકટો થઇ તે આવ્યો હતો તે દિવસે જુગારમાં પણ તેણે ઘણા પૈસા ગુમાવ્યા હતા. તે અંદર દાખલ થયો તે વખતેજ ઇડા તેની આગળ આવીને બોલી, "મારા લોર્ડ, સારૂં થયું કે આપણે અહીંજ મળી ગયા. મારૂં આપણા નોકરોના દેખતાં અપમાન થયું છે. તે લુચ્ચાને તમે અહીં આવતો અટકાવશો."

અમીર બોલ્યો, "તમારૂં અપમાન થયું?"

ઇડાએ જવાબ આપ્યો, "મારૂં ઘણુંજ અપમાન થયું છે. અને તે અપમાન કરનાર માણસ પાછો અહીં આવવા કહી ગયો છે."

અમીરે પૂછયું, "તે માણસ કોણ છે? પોતાનું નામ તે જણાવી ગયો છે?"

ઇડાએ જવાબ આપ્યો, "તે કહેતો હતો કે, તમારો મિત્ર થાય છે અને તેનું નામ "શરમન." છે."

ફીકકો પડી જઇને અમીર બોલ્યો, "શરમન!"

ઇડા બોલી, "હા, શરમન. તમે એને ઓળખો છો?"

અમીર બોલ્યો, "હા, હું તેને ઓળખું છું. મારે તેની સાથે વાત કરવી છે. તે કાંઈ ઈજા કરનાર નથી. હું તેને આ ઓરડામાં મળીશ." આમ કહી તે બીજા ઓરડામાં જતો રહ્યો. શરમન નામથી અમીર ઉપર થયલી અસર ઇડાએ જોઇ હતી.

## પ્રકરણ ૨૫ મું.

## સીનોરા ફોનટેના.

ઇડા તો ત્યાંજ ઉભી રહી. થીઓડોર જેવા મોટા અમીરજાદાને શરમન જેવા લુચ્ચા સાથે શી રીતે ઓળખાણ થઇ–તે તેનું નામ સાંભળી શા માટે ફીકકો પડી ગયો વગેરે બાબતો તેના મનમાં એક પછી એક આવવા લાગી. પણ એટલામાં જોરથી ઘંટ વગાડી, દરવાજો ઉઘાડીને શરમન ઓરડામાં દાખલ થયો. તે બોલ્યો, "સુંદર બાઇ, અમીર ઘરમાં આવ્યો કે? જો તે આવ્યો હોય તો મારે તેની સાથે મળવું છે. ઘણા દિવસ થયા તેની સાથે બેસીને મેં દારૂ નથી પીધો.

તિરસ્કારથી તેની તરફ જોઇને ઇડા બોલી, "લોર્ડ સાહેબ, જેને તું તારા મિત્ર તરીકે ઓળખે છે તે તને મળવા માટે આતુર છે."

શરમન હસીને બોલ્યો, "લુચ્ચો! તે અહીં લોર્ડ સાહેબ કહેવાય છે કે? બાઇ, એ તો એવો દારૂડીઓ છે કે ન પૂછો વાત!"

ગુસ્સે થઇને ઇડા બોલી, "નીચ ગુલામ! મારા ઘરમાં આવીને તું આ પ્રમાણે બોલે છે?"

આમ કહી જે ઓરડામાં અમીર હતો તે ઓરડાના દરવાજા ઉઘાડી નાખીને ઇડા બોલી, "મારા લોર્ડ, જે નીચ ગુલામ, પોતાના ઘરમાં આવી અપમાન કરે તે તમે કેમ સહન કરોછો? શા માટે એને આવવાની રજા આપી?"

પોતાના મિત્રને મળવા આગળ આવતો અમીર બોલ્યો, "ઇડા, એ તો એની બોલવાની રીત છે. મારા મિત્ર, તું ભલે આવ્યો."

પેલો લુચ્ચો અંદર જતો બોલ્યો, "એ તો હું જાણતોજ હતો. પણ આ સુંદર બાઇ મને ગાળો આપે છે તે એમને ચૂપ કરવાનો ઉપાય મને આવડે છે. હું બોલું તો—"

કાલાવાલા કરતો અમીર બોલ્યો, "ચૂપ, ચૂપ, શરમન, ઈશ્વરને ખાતર ચૂપ થા."

ઇડા જતી જતી બોલી, "મારા લોર્ડ, જ્યારે તમને ફુરસદ હોય ત્યારે મને મળજો. આ નીચ લુચ્ચા વિષે આપણે વાત કરીશું."

પણ એટલામાં તેણે શરમનને બોલતાં સાંભળ્યો, "અહ્યા, અમીર, પણ તારૂં નામ શું, આપણે એ સ્ત્રીને શિક્ષા કરીશું."

ઈડા પોતાની દાસીને ત્યાં ઉભી રાખી કહેતી ગઇ કે, જ્યારે તે લુચ્ચો ત્યાંથી જાય ત્યારે મને બોલાવજે.

એક કલાક પછી દાસી ઇડાના ઓરડામાં આવી. ઇડાએ પૂછ્યું, "પેલો ગયો?"

દાસીએ ઉત્તર દીધો, "નહિ, બાઇ સાહેબ, પણ લોર્ડ સાહેબ તમને બોલાવે છે."

ઇડાએ કહ્યું, "મારા લોર્ડને કહે કે, તમે મને અહીં મળી જાઓ."

દાસી ગઇ અને થોડીવારમાં અમીર તેના ઓરડામાં આવ્યો. તે બોલ્યો, "શરમન હવે તને કોઇ પણ વખત અપમાન આપનાર નથી. પણ મારી પાસે પૈસા નથી તે આપ. થોડા પૈસા તેને આપવા છે."

તેની તરફ જોતી ઈડા બોલી, “તમારી પત્નીનું અપમાન તમે સાંખી ગયા તે । તમારો કાંઈ ભેદ એ જાણતો હશે?”

તિરસ્કારથી હસીને અમીર થીઓડોર બોલ્યો, “મારી પત્ની! તુ મારી પત્ની છે?”

ઇડાએ જવાબ આપ્યો, “શું! દેવલમાં આપણા લગ્ન નથી થયા? તમે મારો બચાવ કરવા ત્યાં કબૂલ નથી કર્યું?

અમીર બોલ્યો, “આપણા હાથ તો મેળવાયા છે. પણ આપણાં અંતઃકરણ જુદાં છે. મેં કોઇ પણ વખત પતિ તરીકેનો હક મેળવવા તને કહ્યું નથી. તારી વાતની વચ્ચે હું નથી આવતો તેમ તારે મારી વાત જાણવી ન જોઇએ.”

ઇડા બોલી, “ભલે ત્યારે. પણ જો હું પૈસા આપવા ના પાડું તો?”

અમીરે ઉત્તર દીધો, “તો હું કાઉન્ટની પાસે પૈસાની માગણી કરીશ જો કાઉન્ટ ના પાડશે તો કોઇ યાહુદી પાસે જઈ મારી મીલકત ગીરવી મૂકી પૈસા મેળવીશ. આ શરમનને મારે ગમે તેમ કરી પૈસા આપવા જોઇએ.”

ઇડા બોલી, “તમે કાંઈ અપરાધ કર્યો હશે અને તે આ માણસ જાણતો હશે!”

તિરસ્કારથી અમીર બોલ્યો, “અપરાધ! શું! ઓરાનાની કાઉન્ટેસની આગળી સખી અને હાલની ઝરનીનની અમીરજાદી ઈડા મને અપરાધનું કહી શકશે? બાઇ સાહેબ, તમારા ચાર ફેરાથી તમને થએલું બાળક.”

ઈડા બોલી ઉઠી, “બસ, બસ, મારા શેઠ, આ કુચી લ્યો અને તમને જેટલા જોઇએ તેટલા પૈસા કાઢી લ્યો. પણ આ માણસ આ ઘરમાં ન આવે એવો બંદોબસ્ત કરજો.”

અમીરે કુચી લઇ પોતાને જોઇતી રકમ કાઢી લીધી. થોડીવાર પછી દાસીએ આવી ખબર આપી કે, પેલો માણસ ગયો. દાસીને સુવા જવાની રજા આપી, ઈડાએ કપડાં પહેર્યાં અને સોનાના સીક્કાની કોથળી ભરી તે છૂપે દરવાજે ઘરમાંથી બહાર નીકળી. ગલી કુંચીમાં થઇ ઇડા એક ઘર આગળ આવી. નીચેનો દરવાજો બંધ હતો. ઈડાએ તે ખખડાવ્યો. સફેદ

બાજુથી પણ ફીક્કા ચહેરાવાળી એક સ્ત્રીએ દરવાજો ઉઘાડયો. પોતાનું નામ કહીને ઇડા અંદર દાખલ થઈ તે એક મોટા ઓરડામાં દાખલ થઇ આ ઓરડાના એક ખૂણામાં એક કબાટ હતો આ કબાટના દરવાજા ઉઘાડા હતા તેની અંદર ખાનામાં જાત જાતના રંગ અને આકારની શીશીઓ મૂકેલી હતી. ટેબલ ઉપર કેટલાક હથિયારો પાડેલા હતા એક બાજુ કાચનો મુખવટો હતો. એક ખૂણામાં પાંજરામાં કેટલાક સસલા હતા આ પાંજરાની ઉપર એક પેટી હતી, તેના ઢાંકણા ઉપર હવાના આવજાવ માટે કાણા પાડેલા હતા. આ બધા ઓરડામાં દવાની વાસ ફેલાઇ રહી હતી. તે ઘરની માલેક પેલી દરવાજો ઉઘાડવા આવનાર ડોસી હતી તેની વય સાઠ વરસની હતી છતાં તે કમરમાંથી વાંકી વળી ગયલી ન હતી. તેના શરીરનો બાંધો મજબૂત હતો તે ઇટાલી દેશની વતની હતી. તેનું નામ ફ્રેનટોના હતું. પોતાના ઓરડામાં ઇડાને દાખલ કરતી તે બોલી, "દીકરી, બેસ. બોલ. આજ તારૂં શું કામ છે?"

ઇડા બોલી, "શાણી મા, લાંબે વખતે. માણસ ઘસાઈ પીસાઇને મરણ પામે એવી દવા મને જોઇએ છે."

સીનોરા ફ્રેનટોના બોલી, "હું તને એક દવા આપીશ, તેના છ ટીપાંજ છ અઠવાડીઆમાં એક માણસને મારી નાખવાને બસ છે. તે કોઈ પુરૂષ છે?"

ઇડા બોલી, "નહિ, તેનો ઉપયોગ સ્ત્રી માટે કરવો છે. પણ છ અઠવાડીઆં ઘણાં ઓછા છે. તે સ્ત્રી પરણેલી છે અને તેનો ધણી મારી ઉપર શક લાવ્યા વગર રહેનાર નથી. આ રહ્યા તમારા પૈસા." આમ કહી પૈસાની કોથળી તેને આપી.

ડોસી બોલી, "તારૂં કહેવું હું સમજી છું તને એવી દવા આપીશ કે, જેનાથી તે સ્ત્રી ઘસાતી જશે. તેની ભૂખ ઓછી થશે. તરસ મરી જશે. પણ તેના શરીરમાં દુખ થનાર નથી. લાંબી મુદતે તે મરશે. આ દવામાં સ્વાદ કે રંગ કાંઈ નથી. તેમ એનો ઉતાર પણ કોઇએ શોધી કહાડ્યો નથી."

આનંદથી ચમકતી આંખે ઇડા બોલી, "હા, એવીજ ચીજ મને જોઇએ છે."

ડોસી બોલી, "હું તે તને આપીશ પણ હું તેની મેળવણી કરૂં ત્યાં સુધી અહીં બેસી રહેવાની તારી હીમત છે?"

ઇડા બોલી, "હા, હું બેસીને જોયા કરીશ."

ડોસીએ ઉઠીને કબાટમાંથી કેટલીક શીશીઓ કાઢી ટબલ ઉપર મૂકી અને તેમાંથી થોડી થોડી પ્રવાહી કાઢી એકઠી કીધી. પછી પેલા સસલાના પાંજરા આગળ જઇ એક સસલું કાઢયું. તે પાંજરા ઉપર મૂકેલી પેટી ઉઘાડી ડોસી બોલી, "કેટલીક નવી ચીજો બનાવવા માટે આ ચીજો મેં મંગાવી છે."

તે ચીજો શી હતી તે જોવા માટે ઇડા ગઇ. પણ તે જોતાંજ બીહીને પાછી ફરી પેટીની અંદર ગુંચલું વાળીને કેટલાક નાના મોટા સર્પો પડેલા હતા. ઇડાને બીહતી જોઇ પેલી ઝેર વેચનારી ડોસી હસી. તેણે કેટલાક સાપો કાઢીને પોતાના હાથમાં લીધા તેમની સાથે થોડીવાર રમત કર્યો પછી તેમને પેટીમાં નાખ્યા. પછી તે બોલી, "આ સર્પો અતિશય ઝેરી છે. તેમનું ઝેર આજ રાતના હું કાઢી લઈશ. મેં મારા હાથને દવા લગાડી છે તેથી મને તેઓ કરડી શકતા નથી."

આમ કહી તે પોતાના કામ ઉપર મંડી પેલું સસલું જે બહાર કાઢયું હતું તેને પોતાના હાથમાં લઈ પેલો એકઠો કરેલો પ્રવાહી પદાર્થ તેને થોડો પીવરાવ્યો. પછી તેને જમીન ઉપર છૂટો મૂકયો. સસલો તો અહીંથી તહીં આનંદથી દોડવા લાગ્યો. પણ તેની ગતિ ધીમે ધીમે ઓછી થતી ગઇ. આખરે તેનાથી જરા પણ હાલચાલ થઇ ન શકી. તે મરણ પામ્યું. તેને મરતાં સોળ મીનીટ લાગી હતી. ડોસી બોલી, "આ ઝેર ત્યારે જલદી અસર કરે એવું છે. તને ઘણા દિવસ પછી અસર થાય એવું બનાવી આપું. તું આ સઘડીથી દૂર રહે."

આમ કહી લોખંડની એક કઢાઇમાં તેણે પેલી પ્રવાહી નાખી અને તે ચુલે ચઢાવી પેલો કાચનો મુખવટો પહેરી લીધો. ઝેર ઉકળતી વખતે ઝેરી હવા તેના શ્વાસમાં ન જાય તેથી તે પહેરતી. આ વખતે તે રોઝ [illegible] ની ડાકણના

જેવો દેખાતો. ઇડા, જે કોઇથી પણ ડરતી ન હતી તે પણ તે વખતનો તેનો ભયંકર દેખાવ જોઇ ડરી ગઇ. પણ એટલામાં તેના ઉપર ઝેરી હવાની અસર થવા માંડી. તે પોતાની ખુરશી ઉપર બેભાન થઇ પડી. થોડીવારે પેલી ડોસીના 'લે આ તૈયાર થયું છે' એવા શબ્દોથી તે જાગી ઉઠી.

ઇડા બોલી, "અરે હું કેટલીવાર સુધી ઉંઘી ગઇ?"

ડોસીએ કહ્યું, "એક કલાકથી તને અત્રે આવે વધારે વખત નથી થયો."

ઇડા પેલી ઝેરની શીશી લઇ, ડોસીને પૈસા આપી ત્યાંથી પોતાના ઘર તરફ પાછી ફરી.

## પ્રકરણ ૨૬ મું.

### ચીતારો.

વીએના શહેરના એક કંગાળ ઝુપડામાં એક ચીતારો રહેતો હતો. તે ઉપલા બનાવને બીજે દિવસે વહેલોજ ઉઠયો. કપડા પહેરી લઇ તેણે એક નાના કબાટમાંથી ખાવાનું કાઢવા માંડયું. ખાવાનું થોડું અને ઘણા દિવસનું વાસી હતું તે છતાં તે ખાઈ ગયો. પછી નિરાશ થઇ તે પડયો. તે બોલવા લાગ્યો, "અરે! મારી પાસે હવે કાંઈ ન રહ્યું! પાણી તો પાસેના ઝરામાંથી હું મેળવીશ, પણ ખોરાક કયાંથી મળશે? ભૂખે મરવા સિવાય બીજો ઉપાય નથી. મારૂં આ ચિત્ર પુરૂં થશે ત્યારે મને પૈસા મળશે, પણ એ ચિત્ર પુરૂં થતાં એક મહિનો લાગશે. મારી બહેન-પણ નહિ, તેની આગળ મારાથી જવાય નહિ. મારૂં વચન મારે પાળવું જોઇએ. મારી પાસે આજના ખોરાકના પૈસા નથી તો એક મહિનો તે શી રીતે ચલાવું? મારો કોઇ મિત્ર નથી!"

એટલામાં ગંભીર અવાજ સંભળાયો, "નહિ, તારા મિત્ર છે."

ચીતારાએ પાછળ ફરી જોયું તો સફેદ દાઢીવાળા એક વૃદ્ધને પોતાની પાછળ ઉભેલો જોયો. વૃદ્ધ બોલ્યો, "સાહેબ,

તમે એવા તો વિચારમાં ગોઠાઇ રહ્યા હતા કે, મેં દરવાજો અફાળ્યો, પણ તે તમે સાંભળ્યો નહિ, એટલે હું ઉઘાડીને અંદર આવ્યો.”

જુવાન ચીતારો બોલ્યો, “દરવાજો તો બંધ હતો!”

વૃદ્ધે કહ્યું, “દરવાજો ઉઘાડો હતો.”

ચીતારાએ કહ્યું, “કદાચ તાળવા તો મારેથી ઉઘાડો રહી ગયો હશે.”

વૃદ્ધ બોલ્યો, “જુવાન માણસ, તમારી સ્થિતિ વિષે મેં સાંભળ્યું છે, તમે ગરીબ છો છતાં કોઇની પાસે કાંઈ માગતાં શરમાઓ છો અને તમે ગરીબ ન હતે તો હું તમારી પાસે કદી પણ આવત નહિ.”

ચીતારો બોલ્યો, “પણ તે કેમ જાણ્યું?”

વૃદ્ધે કહ્યું, ‘શું, મારૂં કહેવું ખોટું છે? તમારા ઘરનો દેખાવજ તેની સાક્ષી પુરે છે. પણ આ ચિત્રને પુરૂં થતાં કેટલો વખત લાગશે?”

ચીતારાએ જવાબ આપ્યો, “એક મહિનો”

વૃદ્ધે પૂછ્યું, “પછી તમે તે વેચી નાખશો?”

જવાબ મળ્યો, “હા.”

વૃદ્ધે પૂછ્યું, “તમને એના કેટલા પૈસા આવશે? હું તમને એના બે હજાર ક્રાઉન આપીશ.”

ચીતારો બૂમ પાડી ઉઠયો, “બે હજાર ક્રાઉન! સાહેબ, તમે મને ગરીબ જાણી મારી મશ્કરી કરોછો.”

વૃદ્ધ બોલ્યો, “હું મશ્કરી નથી કરતો. મારા સોદાના પેટામાં આ એક હજાર ક્રાઉન તમને હું આગળથી આપું છું.”

ચીતારો તેની આગળથી પૈસા લેતો બોલ્યો, “સાહેબ, તમારો કેટલો ઉપકાર?”

વૃદ્ધ બોલ્યો, “પણ મારૂં એક કામ છે. આ કામ પરોપકારનું છે, તે તમે કરી આપશો?”

ચીતારો બોલ્યો, “બોલો, સાહેબ, હું તમારી નોકરી બજાવવાને તૈયાર છું.”

## પ્રકરણ ૨૭ મું.

### ઝેરનો ઉતાર.

વૃદ્ધ બોલ્યો, "તમારૂં નામ ઓટો પ્યાનાસા છે. તમારી બહેન અને ઓરાના કાઉન્ટ વિષેનો સંબંધ તમે જાણો છો. તમે અને ફોરસ્ટ લડયા. ફોરસ્ટ જીત્યો. તે વખતે પોતાના કામની વચ્ચે ન આવવાના તેણે તમને સોગન આપ્યા. આ બધી વાતો હું જાણું છું. હું તમને ઝાડની વચ્ચેથી છૂપાઇને જોતો હતો. પણ હવે હું મારી મતલબ તમને સમજાવું છું. ઓરાનાની કાઉન્ટેસ થેરેસા હાલ ભયમાં છે. તેને તમે બચાવી શકશો."

ઓટો બોલ્યો, "મેં આપેલું વચન તોડીને પણ હું એ બાઇનો બચાવ કરીશ."

વૃદ્ધ બોલ્યો, "તમારી બહેન ઇડા તેને ઝેર આપનાર છે. ફોરસ્ટ આ વાતથી તદન અજાણ્યો છે. તમારી મહેનતના પૈસા આ રહ્યા."

ઓટો બોલ્યો, "મારી બહેન! આ શું! પણ નહિ, તમે એક જીવ બચાવવાને આતુર છો. બોલો, હું તમારો હુકમ બજાવીશ."

પોતાની પાસેથી એક નાની શીશી કાઢી વૃદ્ધ બોલ્યો, "ઇડા સમજે છે કે, તેના ઝેરનો ઉતાર નથી, પણ આ શીશીમાં તેનો ઉતાર છે. એ ગમે તેવા ઝેરનો ઉતાર છે."

ઓટોએ પૂછયું, "શું એ ઉતાર હું થેરેસાને આપું?"

વૃદ્ધ બોલ્યો, "નહિ, નહિ! થેરેસાને આ વાતથી વાકેફ નથી કરવી. અજાણતાં તેના પીવામાં આ દવા આવે તેમ કરવું છે."

ઓટો બોલ્યો, 'ત્યારે ફોરસ્ટને આપું?"

વૃદ્ધે કહ્યું, "નહિ. ફોરસ્ટ થેરેસાને ચહાય છે, છતાં ઇડાને પણ ચહાય છે. તેને આ વાતની ખબર કરવી નહિ. આજ સાંજના ઓરાનાના કિલ્લામાં મેજબાની છે. થેરેસાની બાજુએ ઇડા બેસશે. તે લાગ જોઇને થેરેસાના ગલાસમાં ઝેર

રેડી દેશે. થેરેસા અજાણતાં તે પી જશે. તે પછી ચોવીશ ક-લાકની અંદર આ દવા તેને આપવી જોઇએ. આવતી કાલે ફ્રોસ્ટ વીએનામાં જશે તે વખતે તમે કાંઈ બહાનુ કાઢી થેરેસાને મળવા જજો. ત્યાં તમને કાંઈ લાગ મળશે."

ઓટો બોલ્યો, "સાહેબ, ગમે તેવી મુશ્કેલી હશે છતાં હું આ કામ બજાવીશ."

વૃદ્ધ બોલ્યો, "હવે હું જાઉં છું. પણ મારાં બોલ યાદ રાખજે. એમાં જરા પણ ભૂલ ન થાય. કાલ સાંજના હું પાછો આવીશ."

આમ કહી તે જતો રહ્યો. ઓટો થોડીવાર ગુપચૂપ બેસી રહી પૈસા તરફ જોવા લાગ્યો. પણ પછી ઉઠીને બોલ્યો, "ઇડા, મારી બહેન, આ કેવા અપરાધ કરે છે? પણ આ વૃદ્ધ માણસ કોણ હશે? મારી બહેનના ઇરાદા વિષે તેને કેમ ખબર પડી હશે? પણ તે બીજી વખત આવશે ત્યારે હું તેને પૂછીશ. હું થેરેસાનો જીવ તો બચાવીશજ."

---

## પ્રકરણ ૨૮ મું.

### થેરેસાની દલગીરી.

ઉપલા બનાવને બીજે દિને બપોરના થેરેસા પોતાના ઓરડામાં એકલી બેઠી હતી. તે દલગીર હતી. કોઇ પણ રીતે દુઃખી હતી. દિવસનો ઘણો ભાગ ફ્રોસ્ટ બહાર ગુજારતો હતો. રાતની વખતે તે ઘણી વખત ચોંકી ઉઠતો. થેરેસા એટલું તો જાણી ગઇ હતી કે, ફ્રોસ્ટ કોઇ રીતે દુઃખી છે. તેનું દુઃખ જાણવા માટે તેણે ઘણી વખત તેને પૂછયું હતું, પણ ફ્રોસ્ટે તેને જવાબ આપ્યો ન હતો. તે પોતાના પતિને પોતાના પ્રાણથી પણ અધીક ચહાતી હતી તેથી તેને દુઃખી જોઈ તે દુઃખી થતી.

વળી એક બીજું કારણ હતું. તે એક બાળકની માતા હતી. તેની બાળક પુત્રી એડેલા રમકડા જેવી હતી છતાં તેની

ઉપરે થેરેસાને જોઇએ તેવો પ્રેમ ઉપજતો ન હતો. તેના કરતાં આર્ચડયુક લીઓપોલ્ડના પુત્ર મેક્ષીમીલીઅન ઉપર તેને વધારે પ્રેમ ઉપજતો હતો. એજ પ્રમાણે આર્ચડચેસ મેરીઆ થેરેસા આગળ વાત કરતી હતી તે વખતે તે પણ એમજ બોલી ગઇ હતી કે, મેક્ષીમીલીઅન મારો પુત્ર છે છતાં તમારી પુત્રી એટેલા મને વધારે ગમે છે.

આ બેઉ સ્ત્રીઓ પોતાના બાળક કરતાં એક બીજાના બાળકને વધારે ચહાતી હતી છતાં તેમણે તે વાત પોતાના ભરથારોથી છુપાવી હતી.

ઉપર જોયું તેમ તે પોતાના ઓરડામાં બેઠી હતી એટલામાં 'કોઇ માણસ તેને મળવા માગે છે' એવી દાસીએ ખબર આપી. થેરેસા તેને મળવા જવા ઉઠી. ઓટો પ્યાનાલાને થેરેસા ઓળખતી હતી. તેને પોતાને ત્યાં આવેલો જોઈ તે ખુશી થઇ. આ વખતે ઓટોએ સાદા પણ સારા કપડા પહેર્યાં હતા. થેરેસા તેને બેસવાનું કહીને બોલી, "સેંસર પ્યાનાલા, તમે ભલે આવ્યા. તમે અમારા મિત્ર છો છતાં અજાણ્યા તરીકે શા માટે વર્તો છો?"

ઓટોએ જવાબ આપ્યો, "બાઇસાહેબ, હું સાદો માણસ છું. મને મોટા લોકોની સોબતમાં આવવું ગમતું નથી. હું આ શહેરમાં રહું છું એવી મારી બહેનને પણ ખબર નથી. તેમ તમે પણ તેને એ વાત ન જણાવશો."

થેરેસા આશ્ચર્ય પામીને બોલી, "એમ કે! તમારી મરજી હશે તો હું જણાવનાર નથી."

ઓટો બોલ્યો, "બાઇ, તમારો મોટો ઉપકાર થયો. પણ ઓરાનાના કાઉન્ટ પણ ન જાણે તો સારૂં."

થેરેસા બોલી, "ભલે, જેમ તમારી મરજી. કદાચ મારા પતિ ઇડા સાથે વાત કરતાં બોલી દે એવી તમને બીક લાગતી હશે."

ઓટો બોલ્યો, "બાઇ, તમારો તો અમારી ઉપર હમેશ ઉપકાર હોય છે. હું આ રસ્તેથી જતો હતો તેથી તમને મળવા-તમારી પ્રકૃતોની ખબર મેળવવા અહીં આવ્યો."

થેરેસા બોલી, "તમે આવ્યા તેથી હું ઘણી ખુશી થઈ છું." આમ કહી તેણે નોકરને બોલાવી દારૂ અને મેવો મંગાવ્યા. ઓટો પણ આવીજ કાંઈ ચીજની રાહ જોતો હતો. દારૂના ગલાસ ભરાયા તે વખતે કાંઈ કારણસર થેરેસા બીજી તરફ ફરી. એટલામાં લાગ જોઇ તેના ગલાસમાં ઓટોએ પેલી નાની શીશીની દવા ખાલી કીધી. થેરેસાના જોવામાં તે ન આવ્યું. તેણે તુરત ગલાસ ઉચક્યો. બેઉ જણા દારૂ પી ગયાં.

આગલે દિવસે ફ્રેનટેનાને ત્યાંથી આણેલું ઝેર ઇડાએ થેરેસાના ગલાસમાં ચુપચૂપ નાખી દીધું હતું. આ જીવલેણ ઝેરનો ઉતાર થેરેસાના પીધામાં આવ્યો તેથી તેની જીંદગી બચી

પણ આ ઝેરનો ઉતાર આવ્યો ક્યાંથી? પેલી ઇટાલીઅન સીનોરા ફ્રેનટેનાએ ઇડાને ખાત્રીથી કહ્યું હતું કે, તે ઝેરનો ઉતાર કોઇએ પણ શોધી કાઢ્યો ન હતો, વળી પેલા અજાણ્યા વૃદ્ધ પુરુષે તે વાત જાણી લઇ ઓટોને તેનો ઉતાર આપી શા માટે મોકલ્યો? આ બધો ભેદ આપણી વાર્તામાં આગળ ખુલ્લો થયો.

થોડીવાર સૂધી વાતચીત કર્યા પછી ઓટો રજા લઇ પોતાની ઝુપડીમાં પાછો ફર્યો. પેલા વૃદ્ધે તેને ત્યાં આવવા વચન આપ્યું હતું પણ તે ન આવ્યો.

---

# પ્રકરણ ૨૯ મું.

## ખુનાની સ્ત્રી.

ઉપલા બનાવને આઠ માસ થઇ ગયા. ૧૪૯૬ નું વરસ બેસી ચૂક્યું હતું. એક સાંજના ઇડા પોતાના યાર ફ્રેરસ્ટ સાથે ફરતી હતી. ફ્રેરસ્ટ બોલ્યો, "નહિ, નહિ, ઇડા, ત્યાં જોયલી બધી ભયંકર બાબતો હું તને જણાવી શકતો નથી. ત્યાં હું કેવી રીતે ઉભો રહી શક્યો તે મારાથી કહેવાતું નથી."

ઇડા બોલી, "પણ આજ આઠ આઠ માસ થયા તમે એ વાત મને ન જણાવી! હું શું તમારા વિશ્વાસને લાયક નથી? શું તમારી દરેક વાત હું નથી જાણતી?"

ફોરસ્ટ બોલ્યો, "ઘણી વખત મેં તને એ વાત કહેવા વિચાર કર્યો પણ મારી હીમત ન ચાલી. તે છતાં તે કહ્યા વગર પણ મારાથી ન રહેવાયું. ઇડા, બીજી વખત હું તને બધી વાત કહીશ. આ વાત જ્યાં સુધી હું ભૂલી નહિ જાઉં ત્યાં સુધી મને ચેન પડનાર નથી."

ઇડા બોલી, "ત્યારે તમે ભૂલી કેમ જતા નથી. સેતાન તમારો ગુલામ છે. તે કોઇ એવો ઉપાય બતાવશે કે, જેથી તમે એ વાત ભૂલી જશો."

ફોરસ્ટ બોલી ઉઠયો, "ઇડા, એ તેં ઠીક વિચાર સુઝાડયો. હવે તું અહીંથી જા. મને એ ઉપર વિચાર કરવા દે."

બેઉ જણા છુટા પડયા. ફોરસ્ટ ત્યાંજ ફરવા લાગ્યો. ઈડ પોતાના ઘર તરફ ચાલી. ઘર આગળ આવી પહોંચતાં તેને એક સ્ત્રી મળી તેણે મોઢા ઉપર બુરખો નાખ્યો હતો. ઇડાને નમીને તે બોલી, "મહેરબાન બાઇ, ઝરનીનનો અમીર અહીં રહે છે?"

ઇડાએ જવાબ આપ્યો, "હા, આ ઘર તે અમીરનું છે. તમારે કોનું કામ છે?"

પેલી બુરખાવાળી સ્ત્રી બોલી, "મારે તે અમીરનું પોતાનું કામ છે."

આમ કહી તે સ્ત્રીએ પોતાનો ચહેરો ઉઘાડયો. ઇડાએ જોયું તો તેના સુંદર ચહેરા ઉપર દલગીરીની નિશાની પ્રકટ દેખાતી હતી. તે ચુનાની સ્ત્રી દેખાતી હતી. ઇડાએ તેને મહેલમાં દાખલ કીધી અને પોતાના ઓરડામાં બેસાડી. પછી દાસીને બોલાવીને 'અમીર ઘરમાં છે કે નહિ' એમ પૂછ્યું. દાસીએ ના પાડી.

ચુનાની સ્ત્રી બોલી, "બાઇ, તમારી રજા હોય તો હું અમીરના આવ્યા સુધી અહીં રહું! તમે એ અમીરના પત્ની છો?"

ઇડાએ જવાબ આપ્યો, "હા, હું ઝરનીનની અમીરજાદી છું."

થોડીવાર સુધી તે ચુનાની સ્ત્રી ચૂપ બેસી રહી. પછી ધીમેથી બોલી, "હા, તમે સુંદર છો–મારા કરતાં નાના છો! એમજ હોવું જોઇએ–" તે વધારે બોલી ન શકી.

ઇડા બોલી, "મારા અહીં બેસવાથી તમને અડચણ તો થતી નથીને ?"

દલગીર અવાજે તે યુનાની સ્ત્રી બોલી, "તમને જોઇને એક રીતે હું દલગીર છું. એક રીતે તમે મારા હરીફ છો, બાઇ, હું છૂટથી બોલુંછું તે ક્ષમા કરજો. પણ તમારા પતિએ દમાસકસના વેપારીની ઈરીન નામની પુત્રી વિષે કદી વાત કીધી છે ?"

ઈડાએ જવાબ આપ્યો, "કદી પણ નહિ!"

યુનાની સ્ત્રી બોલી, "તે શા માટે બોલે ! બાઇ, જે ઇરીનની મેં વાત કહી તે હું પોતેજ છું. તમારા ભરથારને હું ઘણા વરસ થયા ઓળખુંછું"

અમીરજાદી ઇડા બોલી, "તમારા બોલવા ચાલવા ઉપરથી જણાય છે કે, તમે તેને ચહાઓ છો. તમારે જે કાંઈ બોલવું હોય તે બોલો. હું તમને ઠપકો આપનાર નથી."

ઇરીન બોલી, "બાઇ, તમે કેવા માયાળુ છો ! મારો બાપ દમાસકસમાં રહેતો એક યુનાની વેપારી હતો. પંદર વરસ ઉપર તેણે જંગલમાં લુટારાઓના હાથમાંથી એક જર્મન મુસાફરને છોડવ્યો હતો. તે મુસાફરને લુટારાઓ સાથે લડતાં જખમ લાગ્યા હતા. એક પાલખીમાં નાખીને મારો બાપ તેને અમારે ઘેર લઈ આવ્યો. તેને લાગેલા જખમમાંથી તે ઘણે મહિને સાજો થવા પામ્યો. આટલા વખત સુધી મેં તેની સારવાર કીધી. તેણે અમને કહ્યું કે, તે ઝરનીનનો અમીર હતો. તેની જાગીર મોટી હતી. અમારો એક બીજા ઉપર પ્રેમ બાઝયો હતો અને એક બીજા સાથે પરણવાને અમે વચનથી બંધાઇ ચૂકયા હતા. મારા બાપે અમારા લગ્નનો દિવસ નક્કી કર્યો. અમારા સુખ સ્વપ્નનો વિચાર કરતા અમે બાગમાં દરરોજ ફરતા હતા. એક દિવસ તે મને કહી ગયો કે, બજારમાં કાંઈ ખરીદી કરવા જાઉંછું. પણ તે ગયો તે ગયોજ. ત્યાંથી તે પાછો ન ફર્યો. થીઓડોર વોન ઝરનીનના પાછા ફરવાની અમે દર પળે રાહ જોતા હતા. દિવસો પછી મહિનાઓ અને વરસો વહી ગયા પણ તે પાછો ન ફર્યો. મારા બાપે તેને માટે ઘણી શોધ કીધી પણ તે ન મળ્યો. દશ વરસ ઉપર

મારો બાપ મરણ પામ્યો. મારો બાપ પૈસાદાર હતો. તેની દોલતની હું એકલીજ વારસ હતી. થીઓડોરે મને એક કીમતી હાર ભેટ આપ્યો હતો. તે હું હમેશ પહેરી રાખતી હતી. તેનાથી તે મને યાદ રહેતો હતો. આટલા વરસ સુધી તેના પાછા ફરવાની રાહ જોયા પછી હું અહીં આવવા નીકળી. એક વેપારીની સાથે હું આવી પહોંચી. પણ તે તો તમારી સાથે પરણ્યો છે માટે હવે મારે તેને મળવાની ઇચ્છા નથી. આ હાર તમે એને આપજો." આમ કહી તે સુંદર નારે ગળામાં પહેરેલો એક કીમતી હાર તેને ઉતારી આપ્યો. ઈડા તે હાર લઈ જોવા લાગી. ઇરીન જવાને ઉઠી, પણ એટલામાં દરવાજો ઉઘાડી થીઓડોર ઝરનીન ઉમર ઓલંઘતો દેખાયો.

---

## પ્રકરણ ૩૦ મું.

## મેળાપ.

ઈડા અને ઈરીન બેઉ જણીઓ ચમકી ઉઠી. બેઉ સુંદર હતી. પણ તેમના સ્વભાવમાં ફરક હતો. પહેલી જ્યારે કપટી હતી ત્યારે બીજી ભોળી હતી.

તેને જોઇ ઇરીન બૂમ પાડી, "એ એજ છે!" આમ બોલી તે પાછી બેસી ગઇ.

ઇરીન તરફ જોતાં અમીરે પૂછ્યું, "આ બાઇ કોણ છે?"

આ સાંભળી રડતી આંખે ઇડાના હાથમાંથી પેલો હાર લઇને ઇરીન બોલી, "અરે એ તો મને તદન ભૂલી ગયો છે. મારા લોર્ડ, મેં તમને મળવા માટે આ લાંબી મુસાફરી કીધી છે. પણ હવે તો મારે તમને આ હાર પાછો આપીને અહીંથી જતા રહેવાની-તમને ભૂલી જવાની મરજી છે."

અમીરને હવે કાંઈક યાદ આવ્યું હોય એમ જણાયું. તે બોલ્યો, "હા, હવે યાદ આવ્યું! તમે પેલા વેપારીની પુત્રી ઈરીન નોતારસ છો. આ હાર અને બીજી ચીજો મેં તમને જુદે જુદે વખતે-"

ઈરીન તેને ધ્યાનથી તપાસતી હતી. પહેલાં તો અમીર

બોલ્યો કે, 'આ બાઇ કોણ છે?' તેની ઉપર તેનું ધ્યાન ગયું. પણ તે શબ્દોથી તે દુઃખી થઇ હતી. પણ અમીરની ચાલચલણ બદલાયલી હતી. પોતે જેને ચહાતી હતી તે એ નથી. એવી તેની કાંઈક અંશે ખાત્રી થઇ હતી. અમીર થોડું બોલ્યો એટલામાં તો ઈરીન બોલી ઉઠી, "નહિ, નહિ, હું કદી ઠગાવાની નથી! મેં જેને મારો પ્યાર આપ્યો છે તે આ થીઓડોર નથી! તેની છબી મારી છાતીમાં છે!" આમ કહી પેલો હાર પાછો ગળામાં પહેરી લઇ તે ઓરડામાંથી નીકળી ગઇ. તે ગઇ તેજ પળે શારમન ઓરડામાં આવી ઉભો.

---

# પ્રકરણ ૩૧ મું.

## ધમકી-કાચનો મુખપટો.

શારમન વગર પૂછે એકદમ અંદર ચાલી આવ્યો તેથી ઈડા ગુસ્સે થઈ. પણ તેની દરકાર કર્યા વગર એક કોચ ઉપર બેસી જઇ શારમન બોલ્યો, "મારા લોર્ડ, આજ તમારી ઊંચી અમીરાતને દલગીરી કેમ છે? શું તમારી પાસે દારૂ ખુટી ગયો છે? તમારી ત્રીતેરીનું તળીઉ તો નથી આવ્યુંની?"

અમીર થીઓડોર અધીરાઇથી બોલ્યો, "કેમ શારમન તું અહીં શા માટે આવ્યો?"

શારમન બોલ્યો, "તમારી ઉપરના મારા હેતે મને અહીં આવવા ફરજ પાડી છે. (ઇડા તરફ ફરીને) બાઇ, તમે ગુસ્સે શા માટે થાઓછો! તમારા ગુસ્સાની મને કાંઈ દરકાર નથી."

તેની તરફ ધિક્કારથી જોઇને ઈડા બોલી "નીચ ગુલામ!"

શારમન બોલ્યો, "બાઇ સાહેબ, જરા સભ્યતા રાખો. અમીર સાહેબ, તમારા નોકરોને બોલાવો આપણે થોડું ખાઇએ પીએ મને ભૂખ તથા તરસ લાગી છે."

અમીર આગળ જઈને ઇડા બોલી, "મારા લોર્ડ, મારૂં જરા સાંભળી લ્યો. જો આ માણસ આ પ્રમાણે વગર પૂછે અહીં આવશે તો હું આ ઘરમાં રહેવાની નથી."

કાલાવાલા કરતો અમીર બોલ્યો, "ઇડા, હાલ હું ગુચવાઇ ગયો છું. અમને અહીં રહેવા દે. આપણે કાલે વાત કરીશું."

ઇડા બોલી, "નહિ, એમ બનવાનું નથી! જો આ માણસનો તમારી ઉપર કાંઈ દાવો હશે તો તેનો આપણે હમણાજ નીકાલ કરીશું. જો એ વધારે વાર અહીં ઘુસી આવશે તો પછી–"

શરમન તેમની આગળ આવીને બોલ્યો, "જો બાઇ સાહેબ, તમે મને ગુસ્સે કરશો તો પછી—"

તેનો હાથ પકડીને અમીર બોલ્યો, "શરમન!"

તે લુચ્ચો બોલ્યો, "હું કાંઈ ભેદ ખુલ્લો કરવા નથી માગતો. પણ તમારી સ્ત્રીને કહો કે તે સભ્યતાથી વર્તે. શું એ મને કુતરો બુતરો જાણે છે? એ પોતાની જાત તરફ ક્યાં જુએ છે? મેં હમણાજ સાંભળ્યું કે, ઓરાનાની કાઉન્ટેસની દાસી અમીરજાદી થઇ છે! હા, હા!"

પણ ઇડા આ શબ્દો સહન કરી ન શકી. તે બૂમ પાડી ઉઠી, "નીકળ અહીંથી! જતો રહે! નહિ તો નોકરોને બોલાવી ધક્કા મરાવવા પડશે!"

શરમન ગુસ્સે થઇને બોલ્યો, "અમીર, આ સાંભળે છે કે? હું કહુ છું કે—"

અમીર બોલી ઉઠયો, "શરમન, ચૂપ રહે! અને ઇડા, હું તને હુકમ કરૂં છું કે, તું જતી રહે! મેસર શરમન મારો જુનો મિત્ર છે. તે આબરૂદાર છે."

ઇડા બોલી, "હીચકારા! તું કોઇ ખરોજ હીચકારો છે! એને બહાર કાઢ નહિ તો હું પોતે અહીંથી જતી રહીશ."

અમીર બોલ્યો, "ઇડા, તું આ માણસને ગુસ્સે ન કર. એ ગુસ્સે થશે તો મારો નાશ થશે અને તે સાથે તારો પણ નાશ થશે. આપણે એક બીજાના કામની વચ્ચે ન આવવા વચન આપ્યું છે. પેલું બાળક—"

ઇડા બોલી ઉઠી, "બસ, બસ! મારા લોર્ડ! તમે ગમે તેમ કરો!" આમ કહી તે પોતાના ઓરડામાં જતી રહી.

થેરેસાને ઝેર આપે છ છ માસ થઇ ગયા હતા તો તેની તબીઅતમાં કાંઈ ફેરફાર થયો ન હતો તેથી ઇડા વિચારમાં પડી હતી. શું પેલી ઝેર વેચનારીએ તેને ઠગી હતી? તે તેને ત્યાં જવા નીકળી. તેના ઘર આગળ આવી પહોંચતાં દરવાજો અફાળ્યો પણ જવાબ ન મળ્યો. ઈડાએ વિચાર્યું કે, તે ઝેર બનાવવામાં રોકાઇ હશે. દરવાજો ઉઘાડી ઇડા અંદર દાખલ થઇ. અંદરના ઓરડામાં પેલી ડોસી ખુરસી ઉપર બેઠી હતી. પણ તે ઓરડામાં વાસ હતી તેથી ઈડા પહેલાં તો બારી ઉઘાડવા દોડી. બારી ઉઘાડી નાખતાં પેલી ખરાબ વાસ નીકળી જવા લાગી. પણ ડોસી કાંઈ બોલી નહિ. ઇડા તેની પાસે આવવા લાગી તો તેના પગે કાંઈ ચીજ અઠડાઇ. તે ડોસીનો કાચનો મુખવટો હતો. ડોસી તરફ જોયું તો તે મરણ પામેલી હતી. ડોસી કાતેલ ઝેર બનાવતી હતી તે વખતે મુખવટો પડી જવાથી તેના શ્વાસમાં ઝેરી હવાના જવાથી તે ત્યાંજ મરણ પામી હતી. ઇડા ત્યાંથી પાછી ફરી. પોતાના ઝેરથી ડોસી પોતેજ મરણ પામી હતી.

---

## પ્રકરણ ૩૨ મું.

### આલ્પ્સ પર્વત.

ઓટો પ્યાનાલા વીએના શાહેરના દુશ્મણી લોકોથી કંટાળીને મુસાફરી કરવા નીકળ્યો છે. કારન્યોલા પ્રાંતમાં તે હાલ મુસાફરી કરતો હતો. તેનો ઘોડો મજબૂત હતો. તે હથિયારબંધ હતો. લોબેલ પર્વત પસાર કરીને તે હવે આલ્પ્સ પર્વત તરફ જતો હતો. તેનો રસ્તો ઝાડીમાંથી હતો. આગલી રાત જે ખેડુતને ત્યાં તેણે ગુજારી હતી તેણે તેને રસ્તાથી જાણીતો કર્યો હતો. ઓટો તેથી બેધડક ચાલ્યો આવતો હતો. આખરે તે જંગલઝાડીમાંથી બહાર નીકળ્યો. પર્વત તેનાથી થોડે દૂર હતો. જંગલના નાકા ઉપર એક ખેડુતની ઝુપડી હતી. તેમાં તેણે ઉતારો કર્યો. રાતની રાત ગુજારી શાંત ઉંઘ કાઢી તે બીજે દિને ઉઠયો. નાસ્તો કરી લીધા પછી ઘોડો

ત્યાં બાંધીને પોતે પગે નાની નાની ટેકરીઓ ઉપર ફરવા ચાલ્યો. પડતો ખડતો તે ઉપર ચઢયો. થોડીવારે તે શિખર ઉપર ચઢી ગયો. ત્યાંથી બધો દેખાવ આનંદમય દેખાતો હતો. જેમ જેમ તે આગળ ચાલતો ગયો તેમ તેમ દેખાવ વધારે મનહર લાગતો ગયો. તે થોડે દૂર ચાલ્યો એટલામાં તેણે ઉતરાણ જોઇ. આ ઉતરાણ આગળજ પગઠીઓ બાંધેલી દેખાઇ. સારી અથવા માઠી મતલબ માટે કોઇ માણસે તે બાંધી હશે એમ તેને લાગ્યું. તે પગઠીઓ ઉતરીને કયાં જવાતું હશે તે જોવાની ઓટોની જિજ્ઞાસા ઉશ્કેરાઇ. તે સંભાળ રાખી નીચે ઉતરવા લાગ્યો. જો એક પણ પગઠી ચૂકી જાય તો નીચે પડી જવાય. અરધો કલાક સૂધી તે ધીમે ધીમે ચાલ્યો. આખરે તે એક દરવાજા આગળ આવી પહોંચ્યો. તે દરવાજો મજબૂત હતો. તેની બાજુએ મોટા મોટા ખડકો આવ્યા હતા તેથી કિલ્લા જેવો તે દેખાતો હતો. ઓટો તે જોતો વિચારમાં ઉભો એટલામાં ખડકમાં એક નાની બારી ઉઘડી અને એક માણસનો અવાજ સંભળાયો, "અરે ભાઇ, હે મુસાફર, તું ગમે તે હોય તો પણ મારી ઉપર દયા લાવી મને બચાવ! હું ઘણા વરસ થયા અહીં કેદ પડયો છું."

ઓટોએ તે તરફ જોયું તો તે માણસ પોતાનો ઓળખીતો જણાયો. તેણે આશ્ચર્યની બૂમ પાડી. પણ તેજ વખતે તે માણસ ત્યાંથી ખસી ગયો અને નાની બારી બંધ થઇ ગઇ.

---

## પ્રકરણ ૩૩ મું.

### નવા નવા બનાવો.

ઓટો ત્યાંજ ઉભો રહ્યો. તે બોલ્યો, "અરે, એ તો એજ છે! પણ હું જ્યારે વીએનાથી નીકળ્યો ત્યારે તો તે ત્યાંજ હતો! તેને આજ વીસ દિવસ થયા. પણ આ તો ઘણા વરસની વાત કરે છે એનું કારણ શું? કદાચ એનું મગજ હાલ ખસી ગયું હશે!"

પણ એટલામાં દરવાજા ઉઘડી ગયા અને છ માણસોએ

આવીને તેને પકડી લીધો. તેની આંખો ઉપર પાટા બાંધી તેને ઉચકીને દરવાજાની અંદર લઇ ગયા. થોડા અંદર ગયા પછી તેઓ ઉપર ચઢવા લાગ્યા. આ વખતે ઓટાને પણ તેમણે પગે ચાલવાની ફરજ પાડી. ઉપર ચઢીને તેઓ ઉભા રહ્યા. એક દરવાજા આગળ ઉભા હોય એવો ઓટાને અવાજ આવ્યો. પણ દરવાજો બંધ હોવાથી ઉઘડી ન શક્યો. પણ અંદરથી વાજાં સાથે મધુર ગાયનનો સ્વર સંભળાયો. કોઇની પ્રાર્થનાનો તે અવાજ હતો. થોડીવાર પછી ગાયન બંધ પડતાં દરવાજો ઉઘડ્યો અને બધા અંદર દાખલ થયા. તેમને ઘણું ચાલવું પડયું. વળી પાછો એક દરવાજો આવ્યો એટલે તેઓ ઉભા રહ્યા. તે બંધ હતો.

એક જણ બોલ્યો, "કાર્લ, કુંચીઓ લઇ આવ."

એક જણ જતો સંભળાયો. તેઓ બાજુએ જઇ ઉભા રહ્યા. થોડીવાર પછી કાર્લ કુંચીઓ લઇ આવ્યો. ઓટાએ આ વખત પોતાની આંખ ઉપરનો પાટો ખસાડવા હાથ ઉંચો કર્યો પણ એક માણસે તે પકડી લીધો. તે જોઇ બીજો બોલ્યો, "ફ્રીઝ, એને કહે કે, બીજી વખત જો પાટો ખસાડવા કરશે તો પછી—"

ફ્રીઝ ઘોઘારી અવાજે બોલ્યો, "હવે હું એનો હાથ મૂકું તેમ નથી,"

તેઓ દરવાજો ઉઘાડી તેમાં દાખલ થયા. તે એક ચોક જેવો જણાતો હતો. તેઓ થોડા અંદર ગયા એટલે ઉપર ચઢવાનોદાદર જણાયો. દાદર ચઢી રહી તેઓ એક ઓરડા આગળ આવ્યા. પછી ફ્રીઝ બોલ્યો, "જુવાન માણસ, અંદર આવ. ભાઇઓ, તમે ખાવાનું ખાવા જાઓ."

આમ કહી તેને ઓરડામાં લઇ ગયો. દરવાજો બંધ કર્યો પછી ફ્રીઝે તેની આંખેથી પાટો છોડી નાખ્યો. ઓટાએ પોતાને એક ઓરડામાં ઉભેલો દીઠો. સઘડીમાં દેવતા બળતો હતો. ટેબલ ઉપર ખાવાનું પડયું હતું. ફ્રીઝ બોલ્યો, "જુવાન માણસ, અમે માણસ છીએ. તમને જે રીતે લાવવામાં આવ્યા છે તે ઉપરથી-"

ઓટો ટેબલ તરફ જોતો બોલ્યો, "હું આલ્પાઇનના બરફમાં છું, છતાં અહીં ઇટાલીના ફૂલો અને ઉનાળાના ફળફળાદી દેખાય છે."

ફ્રીઝ, જે સફેદ વાળવાળો વૃદ્ધ હતો તે બોલ્યો, "તમને બધું નવાઇ જેવું જણાય છે. પણ તમે ટેબલ ઉપર બેસીને ખાવા માંડો. તમને ભૂખ લાગી હશે." આમ કહી તે પોતે ખાવા બેસી ગયો ઓટોએ પણ બીજા તેડાની રાહ ન જોઇ તે ખાવા બેસી ગયો. જમતાં જમતાં તેણે આસપાસ નજર ફેરવી. તે ઓરડાને બારી મુદલ ન હતી. અજવાળા માટે ઉપરની બાજુએ થોડો ભાગ ખુલ્લો હતો. આ તે કેવો ઓરડો હતો તેના વિચારમાં પડયો.

ફ્રીઝે પૂછ્યું, "જુવાન, તમે આ પર્વતથી જાણીતા હશો! તમે હાલ કયાં છો તે જાણોછો?"

ઓટોએ જવાબ આપ્યો, "આ પર્વત આગળ હું આજેજ આવ્યો છું. હું કયાં છું તે પણ જાણતો નથી."

ફ્રીઝે પૂછ્યું, "પણ ત્યારે જે રસ્તે આવવાને અહીંનો કોઇ રહેવાશી પણ હીમત ન કરે તે રસ્તે તમે કેમ આવ્યા?"

ઓટોએ ઉત્તર આપ્યો, 'હું ફરતો ફરતો ઉપર ચઢયો. એટલામાં મારી નજરે પગઠીઓ પડી. તે ઉતરીને કયાં જવાય છે તે જોવા માટેજ મેં નીચે ઉતરવા હીમત કીધી. પણ જો મેં એ રસ્તે ઉતરવામાં કાંઈ ખોટું કર્યું હોય તો મને ક્ષમા કરી મને અહીંથી બહાર જવા દેશો એવી મારી વિનંતિ છે."

ફ્રીઝ બોલ્યો, "તમારૂં બોલવું મને ખરૂં જણાય છે. જો તમે આ પર્વત ઉપર રહો તો એક સારા શિકારી થઇ શકો. પણ તમે પેલી નાની બારીમાં માણસને જોઇને બૂમ શા માટે પાડી?"

ઓટોએ જવાબ આપ્યો, "મેં તે માણસને ઓળખ્યો તેથી."

ફ્રીઝે પૂછ્યું, "હં, ત્યારે તો તમે એને ઓળખો છો?"

ઓટોએ જવાબ આપ્યો, "મારે એને બોલાચાલી નથી પણ મેં એને વીએનામાં ઘણીવાર દીઠો છે."

થોડીવાર સૂધી ફ્રીઝ વિચારમાં પડી રહ્યો. પછી બોલ્યો "તમને અમે હેરાણ કરનાર નથી. પણ જો તમે એ માણસ વિષે કોઇની પાસે પણ વાત ન કરવાના સોગન ખાઓ તો હમણાજ તમને જવાની રજા છે."

ઓટો બોલ્યો, "એવા સોગન હું કેમ ખાઇ શકું? શું એ મારો જાતભાઇ–અને વળી સગો નથી?"

ફ્રીઝે પૂછ્યું, "તમારો સગો? તમારૂં નામ શું?"

"ઓટો પ્યાનાલ્લા."

ફ્રીઝ બોલ્યો, "આહા, હું સમજ્યો!" થોડીવાર સૂધી ઓરડામાં ફર્યા પછી તે બોલ્યો, "હું તમને ભલા માણસ તરીકે જાણુંછું તેથી તમે મારૂં કહેવું કબૂલ કરશો એમ હું જાણું છું. તમને અહીંથી થોડા વખતમાં છૂટા કરવામાં આવશે. તે પછી તમે વીએનામાં એ માણસને જોશો. અમે એને છૂટો કરીશું. જો તમે એને છૂટો થયલો જુઓ તો તે વાત કોઇને જણાવશો નહિ, એવું વચન આપો."

ઓટો બોલ્યો, "હું તમને કોઇ પણ રીતનું વચન આપી શકતો નથી. પણ જો એ માણસ છૂટો થશે તો પછી પોતાને ગમે તે કરશે. મારે તેના કામની વચ્ચે આવવાનું કાંઇ કારણ નથી."

ફ્રીઝ બોલ્યો, "ઠીક છે ત્યારે. હવે આપણે દારૂનું એકેક ગલાસ પીએ."

આમ કહી તેઓએ એકેક ગલાસ દારૂ પીધો. પણ જેવો ઓટોએ ગલાસ પાછો ટેબલ ઉપર મૂકયો તેવોજ તે બેશુદ્ધ થઇ ગયો.

જ્યારે તે શુદ્ધિમાં આવ્યો. ત્યારે એક બાગમાં પડેલો હતો. સૂર્ય પુરજોસથી પ્રકાશતો હતો. મધ્યાનનો સમય હતો. ઓટો ઉઠીને ઉભો થયો. તે દિવસે બનેલા બધા બનાવો તે યાદ કરવા લાગ્યો. તેને દૂરથી આલ્પ્સ પર્વતનો કેટલોક ભાગ દેખાતો હતો. જો કારન્થોલામાં હોય તો પર્વત દક્ષિણ તરફ દેખાવો જોઇએ. તેને બદલે પર્વત ઉત્તરમાં દેખાતો હતો. ત્યારે

તે ક્યાં હતો? તેમ વળી કારન્યોલા પ્રાંતના ફૂલો પણ ત્યાં જણાતા ન હતા. એટલામાં એક માણસ તેની તરફ આવતો જણાયો. તેનો પોશાક કારન્યોલાના રહેવાશી કરતાં જુદોજ હતો. પોતે જાગે છે કે, સ્વપ્ન જુવે છે તે વિષે તે વિચારમાં પડયો. પણ પેલા માણસને પોતાની પાસે આવેલો જોઇ ઓટોએ પૂછયું, "ભલા માણસ, હું કયાં છું?"

પેલાએ ઇટાલીઅન ભાષામાં જવાબ આપ્યો, "તમે મારા બાગમાં છો."

ઓટોએ ઇટાલીઅન ભાષામાં પૂછયું, "પણ હું કયા દેશમાં-કયા પ્રાંતમાં છું?"

તેના મગજની હાલત સારી નથી જાણી પેલા ખેડુતે જવાબ આપ્યો, "કયા દેશમાં? વળી ઇટાલીમાં! ગરીબ બાપડો?" આમ કહી તે ત્યાંથી ચાલતો થયો.

---

## પ્રકરણ ૩૪ મું.

### ઇટાલીઅન ખેડુત.

ઓટો પાછો ત્યાંજ બેસી ગયો. તે બનેલા બનાવ ઉપર વિચાર કરવા લાગ્યો. તેણે પોતાના ગજવા તપાસ્યા તો કાંઈ પણ ચીજ ચોરાયલી ન જણાઇ. તે ત્યાંથી ઉઠયો અને થોડે દૂર દેખાતા એક ઝુપડા તરફ ચાલ્યો. તે ઝુપડાની બારીમાં એક છોકરી બેસી કામ કરતી હતી. પોતાને માટે ઉતારાની જગા મળશે કે નહિ એમ તેણે પૂછયું. છોકરીએ દરવાજો ઉઘાડી તેને અંદર આવવા કહ્યું. તેને બેસાડીને તેની પાસે સાદો પણ સારો ખોરાક લાવી મૂકયો. તેને ભૂખ લાગી હતી તેથી તે ખાવા લાગ્યો. તેણે વાત ઉપરથી વાત કરતાં તે દિવસ કયી તારીખ અને કયો વાર હતો તે જાણી લીધું. એ ઉપરથી તેને માલમ પડયું કે, તેને માત્ર એકજ દિવસ થયો હતો. આગળે દિવસે તે કારન્યોલામાં હતો. તેણે પૂછયું, "આ પર્વત ઓલંઘીને કારન્યોલામાં જતાં કેટલા દિવસ લાગે?"

તે ખેડુતની સુંદર છોકરીએ જવાબ આપ્યો, "સાહેબ, ઓછામાં ઓછા ત્રણ દિવસ. રસ્તો લાંબો નથી, પણ નાના મોટા ડુંગરો ચઢવા ઉતરવા ઘણા પડે છે."

ઓટો તો કારન્યોલામાંથી ઇટાંસીમાં એક દિવસમાં આવી શકયો હતો તેથી આશ્ચર્ય પામીને બોલ્યો, "ત્રણ દિવસ! છોકરી, આ રસ્તા સિવાય બીજો કોઇ ટુંકો રસ્તો નથી?"

છોકરીએ જવાબ આપ્યો, "મારા જન્મથીજ આ ઝુપડામાં હું રહુંછું પણ મેં ટુંકા રસ્તા વિષે કદી સાંભળ્યું નથી. પણ મારા બાપ હમણા આવતા હશે તેઓ જાણતા હશે તો તમને કદાચ ખુલાસો કરી શકશે."

એટલામાં મજબૂત બાંધાનો એક ખેડુત ત્યાં આવ્યો. તેને જોઇ છોકરી બોલી, "આ મારા બાપા આવ્યા. એઓ તમે માગશો તે ખુલાસો આપશે."

ખેડુત ઓટોને જોઇને બોલ્યો, "સાહેબ, તમને જોઇને હું ખુશી થયો છું. તમે મારી પાસે શાનો ખુલાસો માગોછો?"

ઓટોએ જે સવાલ તેની છોકરીને પૂછયો હતો તેજ તેને પૂછયો. તે સાંભળી તે ખેડુત બોલ્યો, "સાહેબ, આ બાબત તમે એક મુસાફર તરીકે જાણવા માગો છો કે, તેનું કાંઈ ખાસ કારણ છે?"

ઓટોએ કહ્યું, "હું તમારી સાથે વધારે ખુલાસાથી વાત કરીશ. ગઇ કાલે સવારના હું કારન્યોલામાં હતો. સવારના પહોરમાં હું ફરવા નીકળ્યો. ફરતો ફરતો એક પર્વત ઉપર જઈ ચઢયો. બે કલાક સૂધી હું ફર્યો. તે વખતે મારી નજરે પગઠી કોરેલી જણાઇ. જિજ્ઞાસાને લીધે હું તે પગઠીઓ ઉપરથી ખીણમાં ઉતર્યો. ત્યાં એક કિલ્લા જેવી ગુફા મને જણાઇ. તેને દરવાજો કરેલો હતો. તે દરવાજો ઉઘડી ગયો અને કેટલાક માણસોએ અંદરથી નીકળી આવી મને પકડી લીધો. મારી આંખે પાટા બાંધી તેઓ મને અંદર લઇ ગયા. એક ઓરડામાં મને મૂકયો. ત્યાં ફ્રીઝ નામનો એક માણસ હતો. તેણે મને દારૂનો ગલાસ પીવરાવ્યો. હું બેશુદ્ધ થઇ પડયો.

થોડીવાર ઉપર હું શુદ્ધિમાં આવ્યો ત્યારે પેલા પાસેના બાગમાં હું પડેલો હતો."

ખેડુત બોલ્યો, "સાહેબ, તમારી વાત હું માનુંછું એટલુંજ નહિ, પણ તમે ખરૂં બોલોછો એમ હું જાણુંછું."

આશ્ચર્ય પામીને ઓટોએ પૂછયું, "તમે તે જાણોછો?"

ખેડુતે જવાબ આપ્યો, "હા સાહેબ, કારણ કે જે રસ્તે તમે જઈ આવ્યા તે રસ્તે હું પણ ગયો હતો.

તેની છોકરી બોલી ઉઠી, "બાપા, તમે!"

તે માણસે જવાબ આપ્યો, "હા નીના, દીકરી, પણ આજ સુધી એ વાતનો એક શબ્દ પણ મેં કોઇની આગળ કાઢયો નથી. મને તે લોકોએ ઘેર લેવાની ધારતી આપી હતી, નીના, છ વરસ ઉપર જ્યારે તારી મા મરણ પામી ત્યારે મને કારન્થોલા જવાની ફરજ પડી હતી. તે પોતાના સગાને ત્યાં ગઇ હતી. ત્યાં એકદમ આજારી પડી ગઇ. મને તેડું આવવાથી હું ગયો. પણ મારા ત્યાં જઇ પહોંચવા પછી થોડી વારમાંજ તે મરણ પામી. મારી છોકરીને હું અત્રે મૂકી ગયો હતો તેથી તે ગભરાતી હશે જાણી હું ત્યાંથી મારી સ્ત્રીને ભૂમિદાહ કર્યા પછી તુરત પાછો ફર્યો. પણ મારી સ્ત્રીના મરણથી મને અતિ દુઃખ થયું હતું તેથી હું રસ્તો ભૂલી ગયો. ફરતો ફરતો હું પેલી ખીણ આગળ આવ્યો. ત્યાં પગઠીઓ દેખાઇ. અહીં તે શા માટે બનાવી હશે એવી મને પણ આતુરતા ઉપજી. હું નીચે ઉતરી તમે કહેલા દરવાજા આગળ આવી પહોંચ્યો. તેજ પળે એક નાની બારી ઉઘડી અને એક માણસનો સુંદર ચહેરો મને જણાયો. તે મને જોઇને બોલ્યો, "હે ભલા મુસાફર, તું ગમે તે હોય તોપણ ઈશ્વરને ખાતર મારી ઉપર દયા કરી લેબેચના હાકમ આગળ જઇ કહે કે, ઝરનીનનો અમીર—"

ઓટોએ બૂમ પાડી, "ઝરનીનનો અમીર! અને તે પણ વળી છ વરસ ઉપર?"

ખેડુત બોલ્યો, "હા, બરાબર છ વરસ અગાઉજ. પણ જેવો તે આટલા શબ્દો બોલ્યો કે, તેને તુરતજ અંદર ખેંચી

લેવામાં આવ્યો અને કેટલાક માણસો દરવાજો ઉઘાડી બહાર નીકળી આવ્યા. મને પકડી લઇ આંખે પાટા બાંધી તેઓ અંદરના ભાગમાં લઇ ચાલ્યા. થોડીવારમાં તેમણે મને એક ઓરડામાં મૂકયો. આ ઓરડો સારી રીતે શણગારેલો હતો. પણ તેને બારી મુદ્દલ ન હતી.”

ઓટોએ પૂછયું, “પણ ઉપરનો થોડો ભાગ અજવાળા માટે ખુલ્લો હતો નહિ વારૂં?”

ખેડુત બોલ્યો, “હા, તેજ. પછી તે લોકો મારૂં શું કરવું તેના વિચારમાં પડયા. એકે કહ્યું કે, એને મારી નાખો. બીજો બોલ્યો કે, એને જન્મ સૂધી કેદ રાખો. આખરે બુઢો ફ્રીઝ મારી તરફથી બોલ્યો. તેણે મને જીવતો રાખવા કહ્યું. પછી ફ્રીઝ સિવાય બધા જતા રહ્યા. ફ્રીઝે મને ખાવાનું કહ્યું. પણ ધાસ્તીને લીધે મારી ભૂખજ જતી રહી હતી. તે વૃધ્ધે કહ્યું, ‘જો તું આજની વાત કોઇની પણ પાસે કહીશ તો મોત સિવાય તારો બીજો છૂટકો નથી. તું કોના હાથમાં પકડાયો છે તે વિષે તને વિચાર નથી. પણ એટલું તો યાદ રાખજે કે, જો આજનો બનાવ કોઇ પણ પાસે કહીશ તો તારા સૌથી બુરા હાલ કરીશું.’ પછી તેણે મને દારૂનો ગલાસ પીવા કહ્યું. હું તે પી ગયો કે, તુરત બેશુદ્ધ થયો. બીજે દિને હું શુદ્ધિમાં આવ્યો ત્યારે મારા ઝુપડાથી થોડે દૂર પડેલો હતો.

ઓટો બોલ્યો, “આપણી બેઉની વાત એક સરખી છે. મેં પણ તે નાની બારી ઉઘડતી જોઇ હતી. તેજ ચહેરો મને પણ દેખાયો હતો. તેણે મારા કાલાવાલા કર્યા હતા. મેં તેને ઝરનીનના ઉમરાવ તરીકે તુરત ઓળખ્યો.”

ખેડુત બોલ્યો, “ત્યારે તો મેં તેને જોયો ત્યારથીજ તે ત્યાં કેદ પડયો હતો.”

ઓટોએ જવાબ આપ્યો, “નહિ, તે છેલ્લા થોડા વરસ થયા વીએનામાં રહેતો હતો. તે મારી બહેન સાથે પરણ્યો છે.”

ખેડુત બોલ્યો, “ત્યારે બીજી વખત પોતાના શત્રુના હાથમાં સપડાઇ ગયો.”

ઓટો બોલ્યો, “પણ મને એક વાતની નવાઇ લાગે છે

કે, જ્યાંથી તે એક વખત છુટયો ત્યાં પાછો શા માટે ગયો? તેમ વળી તેણે પોતાના શત્રુઓને પકડાવવાના ઉપાયો કેમ ન લીધા?"

ખેડુતે કહ્યું, "સાહેબ, જેવી ધમકી તેમણે મને આપી હતી તેવીજ ધમકી તેને આપી હશે અને તેથી તેણે કાંઈ ઈલાજ—"

ઓટોએ કહ્યું, "નહિ, નહિ! એમ તો હોવું ન જોઇએ. તે અમીર એમ બેસી તો ન રહે. વીએનામાં આવી તેણે પોતાની દોલત અને પદવી પાછી મેળવી. તેની દોલત એટલી બધી છે કે, તે એક મોટું લશ્કર એકઠું કરી આ લુચ્ચાઓને શિક્ષા કરી શકે. વળી તે બાર તેર વરસ બહાર ગામ રહી આવ્યો તેનો તેણે ખુલાસો કરતી વખતે કહ્યું કે, તે તુર્કીના રાજ્યમાં કેદ રહ્યો હતો. આલ્પ્સ પર્વતનું તો તેણે નામ પણ દીધું ન હતું. આ બધા ખુલાસા કરવાનું કારણ એટલુંજ કે તમને બધી સમજણ પડે. ઝરનીનનો અમીર, જે પેલા કિલ્લારૂપી ગુફામાં કેદ છે તે મારો બનેવી થાય છે. તેની ચાલચલણ મને પસંદ નથી, તેની સાથે બોલવા ચાલવાનો મારે વ્યવહાર નથી, છતાં મારી ફરજ છે કે, મારે તેને બનતી મદદ કરવી."

ખેડુત બોલ્યો, "પણ એ કામ અઘરૂં છે."

ઓટોએ કહ્યું, "એ વાત ખરી છે. આગળના ભાગ આગળથી હુમલો કરવો એ ન બને એવું છે. પણ આપણે બેઉ જણ જ્યારે ત્યાં જઇ આવ્યા છીએ અને થોડા કલાકમાં ઈટાલી દેશમાં આવી પડયા ત્યારે પર્વતની અંદરથી કોઇ છૂપો રસ્તો હશે."

ખેડુતે કહ્યું, "મને પણ એમ લાગે છે ખરૂં."

ઓટો બોલ્યો, "તમે મને મારા કામમાં મદદ કરી શકશો. મારો વિચાર એવો છે કે, આ સામે દેખાતા પર્વતની અંદરથી કોઇ છૂપો રસ્તો હશે. એ રસ્તો પેલા કિલ્લાના પાછળા ભાગ સાથે સંબંધ ધરાવતો હશે."

ખેડુત બોલ્યો, "તમારી સાથે તે રસ્તાની શોધ માટે આવીશ, પણ બીજી કોઇ રીતની હું મદદ કરી શકનાર નથી."

ઓટો બોલ્યો, "ઠીક છે. આજની રાત ત્યારે તમારે ત્યાં હું રહીશ. કાલ સવારથી આપણે શોધ કાઢવા નીકળીશું."

તે ખેડુત બોલ્યો, "સાહેબ, આ ઘર તમારૂંજ સમજજો. મારૂં નામ મઝીની છે. આજ વિશ્રાંતી લ્યો. કાલે આપણે નીકળીશું."

સાંજ પડતાં મઝીનીની પુત્રી નીનાએ ખાવાની તૈયારી કરવા માંડી. નીના સુંદર છોકરી હતી. ઓગો સાથે તે થોડીવારમાંજ ભળી ગઈ. ઓટો પણ સુંદર હતો. બેઉ એક બીજા સાથે છુટથી વાત કરવા લાગ્યા. રાતના સુવા માટે એક ઓરડો કાઢી આપ્યો. ઓટો શાંત ઉંધ કાઢી સવારના ઉઠયો. નાસ્તો કરી લઈ મઝીની અને ઓટો બેઉ પર્વત તરફ ચાલ્યા.

---

## પ્રકરણ ૩૫ મું.

### આલ્પ્સ પર્વતમાં શોધ.

પ્રભાતની થંડી પવનની લહેર આવતી હતી. આ બે શોધ કરનારાઓ ધીમે ધીમે આસપાસ જોતા જતા હતા. કેટલેક ઠેકાણે ગીચ ઝાડી હતી. કેટલીક ખીણો ઝાડઝાંખરાથી ઢંકાયલી હતી. પર્વત ઉપર થોડે સૂધી ચઢયા પછી ઓટો ઇટાલીનો દેખાવ જોવા માટે ઉભો રહ્યો. સવારના પહોરમાં તે પર્વત ઉપરથી ઇટાલીનો દેખાવ બહુ સરસ દેખાતો હતો. તેઓ આ દેખાવ જોતા ઉભા હતા તે વખતે મઝીની બોલ્યો, "સાહેબ, હજી આપણે ઉપર ચઢવું જોઇશે. તેઓ પોતાનો રસ્તો કાંઈ અહીં લોકોની આવજાવના રસ્તા આગળ ન રાખે. જેમણે પોતાના જાહેર દરવાજાને આટલો છૂપો અને અડચણ ભરેલો બનાવ્યો છે તેઓ આ છૂપા રસ્તાને વધારે છૂપોજ બનાવે."

ઓટોએ કહ્યું, "તમારૂં કહેવું ખરૂં છે. પણ તે રસ્તો ઘણોજ ટુંકો હોવો જોઇએ કારણ કે તમે અને હું બેઉ જણ એકજ વખતે અને એકજ ઠેકાણે આવી પડયા હતા. માટે રસ્તો સારી રીતે છૂપાવેલો પણ હોવો જોઇએ."

મઝીની બોલ્યો, "મારો પણ એવોજ વિચાર છે. ઉપરનો ભાગ ઝાડીથી વધારે ઢંકાયલો છે ત્યાં આપણે બારીકીથી શોધ કરીશું તો કાંઈ વળશે ખરું."

તેઓ ઉપર ચઢવા લાગ્યા. જેમ જેમ તેઓ ઉપર ચઢતા ગયા તેમ તેમ રસ્તો વધારે ખરાબ આવતો ગયો. થંડો પવન જોરથી ફુંકતો ગયો. તેમની આ ત્રણ કલાકની મુસાફરીમાં તેઓ જાણે બીજા દેશમાં આવ્યા હોય એવું જણાતું હતું. આખરે તેઓ એક સાંકડા રસ્તા આગળ આવી પહોંચ્યા. પણ આવો રસ્તોજ તેમણે રાખ્યો હશે એમ ધારી તે રસ્તે ચાલ્યા. પણ થોડે સૂધી ચાલ્યા એટલે તે રસ્તાનો પણ છેડો આવેલો જણાયો. તેની નીચેજ એક ઉંડી ખીણ હતી. તે એટલી તો ઉંડી હતી કે, માણસનું એક હાડકું પણ સલામત ન રહે. થોડીવારૂ તે ભાગ બારીકીથી જોયા પછી મઝીની બોલ્યો, "મને લાગે છે કે, આ ખીણની સામે બાજુએ જવા માટે અત્રેથી કોઇ રસ્તો હશે. આ થોડા ભાગની ઝાડી કોઇ માણસોએ કાપી નાખી હોય એમ જણાય છે. જુઓ! આ ભાગ તાજોજ કાપેલો છે."

મઝીની પર્વતના દેખાવનો ભોમીઓ હતો. તે વધારે બારીકીથી તપાસ કરવા લાગ્યો. એકાએક મઝીનીનાં મોઢામાંથી આનંદનો ઉદ્ગાર નીકળ્યો. ઓટો તેની પાસે ગયો તો તેના જોવામાં એક ગુફા જેવો દેખાવ પડયો. દેવદારના ઝાડના થડની પાછળ તેનું મોઢું સંતાયલું હતું.

ખેડુત બોલ્યો, "જુઓ, આ છુપો રસ્તોજ છે. આ ઝાડ એવી રીતે આવેલું છે કે, તેનું મોઢું જલદીથી જણાતું નથી. હમણા બપોર થવા આવ્યા છે. અહીં વાદળા થયા છે. થોડીવારમાં તોફાન શરૂ થશે. કેમ આપણે પાછા ફરીશું?"

ઓટો બોલ્યો, "તોફાન થવાને હજી થોડો વખત હશે. એટલામાં આપણે આ ગુફા તપાસી જઇએ. એ તપાસતાં કાંઇ વાર લાગવાની નથી."

મઝીનીએ તે સામે કાંઈ વાંધો ન લીધો. બેઉ જણા એક બીજાની પાછળ ગુફામાં દાખલ થયા. તે ગુફા બહુ સાં-

કડી હતી. પણ તે થોડા ભાગમાંજ તેવી હતી. તેઓ જેમ જેમ આગળ વધતા ગયા તેમ તેમ તે ગુફા પહોલી થતી ગઇ. આખરે તેઓ તેના મોઢા આગળ આવી પહોંચ્યા. તે મોઢું પણ ઝાડ ઝાંખરાઓથી છૂપાવેલું હતું. પણ આ વખતે પવનનું જોર વધી ગયું. પોતાના મનની ધાસ્તી છૂપાવી મઝીનીએ પૂછયું, "આપણે આગળ વધીશું?"

ઓટો બોલ્યો, "સાંજ પડવાને હજી ઘણી વાર છે. આપણે હજી આગળ જઇ શકીશું."

ખેડુત તે તરફ ભોમીઓ હતો, પણ કાંઈ બોલ્યો નહિ. થંડી વધવા માંડી. ઓટોના નાકમાંથી બે ચાર લોહીના ટીપા પડયા. મઝીની બોલ્યો, "તોફાનની શરૂઆત થઇ ચૂકી છે. આગળ વધવા સિવાય બીજો ઇલાજ નથી. જો આપણે પાછા ફરી ઉપર ચઢીશું તો પવનના ઝપાટાથી ઉડી જઇશું. આગળ ચાલો. જે બને તે ખરૂં." આ વખતે બરફ જોરથી પડવા લાગ્યો. મોટી મુશ્કેલીથી તેઓ આગળ ચાલતા હતા. મઝીની પોતાની પુત્રીનું શું થશે તેનો વિચાર કરતો હતો. ઓટો પાછા ન ફર્યા તેથી પસ્તાતો હતો. આ પ્રમાણે ભયંકર હાલતમાં દોઢ કલાક સુધી તેઓ આગળ ચાલ્યા. પણ આખરે તોફાનનું જોર એકદમ ઓછું થઇ ગયું. બરફ પડતો બંધ થયો. ઓટોએ પૂછયું, "હવે આપણે પાછા ફરીશું?"

મઝીની બોલ્યો, "હવે પાછા ફરાય તેમ નથી. આપણો રસ્તો બરફથી બંધ થયો હશે. હવે તો આગલજ જઇએ."

ઓટોએ પૂછયું, "પણ તમારી સુંદર પુત્રી ચિંતા કરતી હશે તેનું કેમ?"

મઝીનીએ ઉત્તર આપ્યો, "હું આ તરફના પર્વતથી જણીતો છું, તેથી હું કહી આવ્યો છું કે, એકાદ રાત હું આવી ન શકું તો તારે ચિંતા ન કરવી. વળી આ ક્રુસ (ખ્રીસ્તી ધર્મની નિશાની) અહીં છે તેથી એમ જણાય છે કે, અહીં એકાદ ઝુપડું હશે."

ઓટોએ કહ્યું, "ક્રુસ કયાં છે?"

મઝીનીએ ઓકના ઝાડના થડ તરફ આંગળી બતાવી. ત્યાં એક નાનો ગોખલો બનાવી તેમાં ક્રુસ મૂકેલો હતો. બેઉએ તેની સામે ઘુટણીએ પડી ઈશ્વરની સ્તુતિ કીધી.

નાસ્તિક ગમે તે બોલે પણ સાચા મનની કરેલી ભક્તિ અફળ જતી નથી તેઓ આગળ ચાલ્યા ત્યારે ઓટો બોલ્યો, "પણ જે લોકોએ છૂપા રસ્તાનો ઉપયોગ રાખ્યો હશે તેઓએ અહીં ચોકી નહિ રાખી હોય ?"

મઝીની બોલ્યો, "આપણે આટલે સૂધી આવ્યા ત્યારે તેમની તરફનો ભય પણ રાખવો જોઇએ. જોખમ તો આપણે ખેડયું છે. વળી આ રસ્તેજ પેલી ગુફામાં જવાશે એ પણ કાંઈ નક્કી નથી. આગળ તો ચાલો."

થોડીવારે તેઓ એક ઝુપડા આગળ આવી પહોંચ્યા. તે ઝુપડું દૂર દેખાય તેવું ન હતું. તે ઝુપડા આગળથી બે રસ્તા દેખાતા હતા. ડાબા હાથ તરફનો રસ્તો મોટો અને સાફ હતો. જમણા હાથ તરફનો રસ્તો સાંકડો, ખડબચડો અને ઝાડ ઝાંખરાથી ભરાયલો હતો. તેઓના મનમાં વિચાર આવ્યો કે, આ જમણા હાથનો રસ્તોજ એ કિલ્લારૂપી ગુફા તરફ જતો હશે.

મઝીનીએ દરવાજો અફાળ્યો પણ કોઇએ જવાબ ન આપ્યો. તેથી તેણે હડસેલો મારી દરવાજો ઉઘાડયો. અંદર કોઇ ન હતું. ઘણા વખતનો તે ખાલી પડેલો જણાયો. તે ઝુપડામાં બે ખંડો કરેલા હતા. અભરાઇ ઉપર રાંધવાના વાસણો પડેલા હતા. એક બાજુ બાળવાના લાકડાનો ઢગલો કરેલો હતો. મઝીનીએ સઘડીમાં દેવતા સળગાવ્યો, અને પોતાની સાથે તે ખોરાક બાંધી લાવ્યો હતો તે કાઢીને ટેબલ ઉપર મૂકયો દેવતાના તાપથી તેમની શરદી ઉડી ગઇ. તેમણે પેટ ભરીને ખાઇ લીધું. રાતની રાત તેજ ઝુપડામાં રહેવા તેમણે ઠરાવ કર્યો. તેમણે સુવાની ગોઠવણ કીધી. પણ એટલામાં બહારથી માણસોનો વાત કરવાનો અવાજ આવ્યો અને ઝુપડાનો દરવાજો કોઇએ જોરથી અફાળ્યો.

# પ્રકરણ ૩૬ મું.

## આલ્પ્સ પર્વતમાંનું ઝુપડું.

ઓટો પ્યાનાલા અને મઝીની તુરત દરવાજો ઉઘાડવા ચાલ્યા. દરવાજો ઉઘાડતાં બુરખાવાલી એક સ્ત્રી અને બે પુરુષો અંદર દાખલ થયા. ઓટોએ તે સ્ત્રીને બેસવા માટે સઘડી આગળ એક બાંક નાખી આપ્યો. મઝીનીએ સઘડીમાં બીજું બળતણ નાખ્યું.

પેલી સ્ત્રીની સાથેના પુરુષો તેના નોકરો હતા. તેઓ બોલ્યા, "ચાલો, આપણે ખચ્ચરોને બાંધવાની તજવીજ કરવા જઇએ થોડે દૂર ઝાડ નીચે આપણે બાંધીશું." આમ કહી બેઉ જણા ત્યાંથી જતા રહ્યા. પેલી સ્ત્રી ગરમીથી હુશિયાર થઈ. આ સ્ત્રી મુસાફર બીજી કોઇ નહિ, પણ દમાસક્સના વેપારીની સુંદર પુત્રી ઇરીન હતી.

ઓટો તથા મઝીની તરફ જોઇને તે સુંદર નાર જર્મન ભાષામાં બોલી, "ભાઇઓ, તમે મારી સંભાળ લીધી તેથી તમારો હું આભાર માનું છું વળી આ મારી સાથેના પર્વતવાસી ભોમીઆઓએ મારો બચાવ કીધો ન હોત તો હું આજના તોફાનથી મરણ પામત. હું અહીંથી ઘણે દૂરના દેશની વતની છું. અમારા દેશમાં આવા તોફાન થતા નથી."

મઝીની જર્મન ભાષા સમજતો હતો તેથી બોલ્યો, "બાઇ, તમારા ભોમીઆઓ રસ્તો ભૂલી ગયા હોય એમ જણાયછે. તમે કારન્થોલામાંથી ઇટાલીમાં જાઓ છો નહિ વારૂ ?"

તે સુંદરીએ જવાબ આપ્યો, "હા, વીએનામાં મારા વિશ્વાસુ નોકરો આજારી પડી મરણ પામ્યા. મારો વિચાર ઇટાલીમાં જઇ ત્યાંથી મારા દેશ સીરીઆમાં જવાનો છે."

ઓટો બોલ્યો, "તમે આ દેશના નથી છતાં જર્મન ભાષા પણી સારી રીતે બોલી શકોછો."

ઇરીન દલગીરીથી બોલી, "અફસોસ! જે મને જર્મન આનંદથી શીખવતો હતો અને હું શીખતી હતી, પણ તેને હું કદી પણ મળી શકનાર નથી!" આમ બોલતાં તેની આંખો-

માં આંસુ આવી ગયા. તેજ વખતે તેના બેઉ ભોમીઆ પાછા ફર્યા. એકે કહ્યું, "બાઇસાહેબ, ખચ્ચરોને અમે બાંધ્યા છે. પણ હવે તમે કેમ છો?"

ઇરીને જવાબ આપ્યો, "આ તાપથી મને શકિત આવી છે. સવારના પહોરમાં આપણે ઇટાલી તરફ મુસાફરી શરૂ કરીશું."

એક ભોમીઓ બોલ્યો, "બાઇ, ઈશ્વરની મરજી હશે તો આવતી કાલે સાંજ પડતાં આપણે ત્યાં પહોંચીશું. પણ આપણે રસ્તો ભૂલીને આઠ દશ માઇલ આ તરફ આવ્યા છીએ"

મઝીનીએ પૂછયું, "ત્યારે તમારા ખચ્ચરોની મદદથી તમે ખરે રસ્તે ચઢીને આવતી કાલે સાંજના ઇટાલી પહોંચી જશો?"

એકે જવાબ આપ્યો, "મારી તો એવી ખાત્રી છે."

મઝીની બોલ્યો, "અમે આજ સવારના આ ટેકરીઓ ઉપર ચઢીને આ તરફ પગે થોડીવાર પહેલાં આવી પહોંચ્યા."

એક ભોમીઓ બોલ્યો, "કારન્યોલામાંના કેટલાક બુઢા માણસો એવી વાત કરે છે કે, કારન્યોલા અને ઇટાલીની વચ્ચે કોઇ ટુંકો રસ્તો છે. પણ અમે તે વિષે મુદ્દલ જાણતા નથી. તેમ એ વાત માનતા પણ નથી."

મઝીની બોલ્યો, "પણ અમે તે વાત ખરી છે એવી તમારી ખાત્રી કરીશું હું અને મારો સોબતી આજ તે રસ્તે આવ્યા છીએ અને આવતી કાલે સવારના તો આ જમણી તરફને રસ્તે આગળ વધીશું."

એક ભોમીઓ બોલ્યો, "જો તમે અમને તે રસ્તો બતાવશો તો અમે પણ તે રસ્તે ઇટાલી જઇશું."

ઓટો બોલ્યો, "તમારેથી તે રસ્તે જવાઇ શકાય તેવું નથી. તમારા ખચ્ચરો ચાલી શકનાર નથી. તેમ વળી આ બાઇને પણ એવી ખીણવાળી જગાએથી લઇ જવી એ ઠીક નથી."

ભોમીઆએ કહ્યું, "હાલ તો અમે જે રસ્તો જાહેર છે તે રસ્તેજ જઇશું. પણ બીજો કોઇ પગે ચાલનાર મુસાફર આવે તેને એ રસ્તે લઇ જવા કામ લાગે માટે તે કહો."

ઓટો બોલ્યો, "હું તમને એ રસ્તો ઘણી ખુશીથી બતાવું પણ એ ભય ભરેલો છે, તેથી વધારે સંભાળ રાખવી જોઇએ."

ભોમીઓ બોલ્યો, "તમારા બતાવેલા માર્ગનો અમે ખરાબ ઉપયોગ કરીશું એમ તમારે ન માનવું."

ઓટો બોલ્યો, "તમે મારા બોલવાનો અર્થ ઉંધો સમજ્યા છો ! અમે કાંઇ ભોમીઆ તરીકે રસ્તો બતાવનાર નથી. હું તો મારા એક સગા તરફ મારી ફરજ બજાવવા માટે આ રસ્તો શોધવા નીકળ્યો છું. આ તરફના એક કિલ્લામાં તે કેદ છે એવી મને ખબર મળી છે."

ભોમીઆએ કહ્યું, "અહીં કોઇ કિલ્લો તો નથી પણ સાધુઓનું મઠ છે. પણ એ મઠ એક વખત કિલ્લો હતો ખરો."

થોડીવાર વિચારમાં પડી ઓટોએ પૂછ્યું, "એ મઠના દરવાજા આગળ જવાનો રસ્તો અડચણવાળો છે?"

ભોમીઆએ ઉત્તર આપ્યો, "થોડા ભાગ ઉપર બે ખચ્ચરો સાથે ચાલી શકે એટલો રસ્તો છે. આલ્પ્સ પર્વત ઉપર મુસાફરી કરનારાઓ અગાઉ, એ મઠમાં ઉતારો લેતા હતા. ત્યાંના સાધુઓ તેમની સારી પરોણાગત કરતા હતા. પણ હાલ કોઇ ઉતારો લેતુ હોય એમ જણાતું નથી, તે છતાં તેમાં રહેતા સાધુઓ પોતાનું ગુજરાન શી રીતે કરતા હશે એ વિચારવા જેવું છે."

ઓટોએ પૂછ્યું, "એ મઠમાં રહેનાર માણસો કેવાં છે તે તમે જાણોછો?"

ભોમીઓ બોલ્યો, "મુસાફરોને એ લોકો હેરાણ કરે છે કે, નહિં તે મને ખબર નથી. મેં એ વિષે કાંઈ તપાસ કીધી નથી."

ઓટો બોલ્યો, "તમે ભલા માણસ જણાઓછો તેથી એ વિષે તમારી સાથે હું ખુલાસાથી વાત કરીશ. જે ટુંકા રસ્તાની શોધ માટે અમે નીકળ્યા છીએ તે રસ્તો એ મઠમાંથી છે."

ભોમીઆએ પૂછ્યું, "એમ કેમ?"

ઓટો બોલ્યો, "અમારી વાત લાંબી છે. પણ ટુંકમાં તમને એટલુંજ જણાવીએ છીએ કે, એક જર્મન અમીર એ મઠમાં ગેરકાયદે કેદ છે. ગઇ પરમ દિને મેં પોતે ઝરનીનના અમીરને—"

ઇરીન બોલી ઉઠી, "ઝરનીનનો અમીર! સાહેબ, ભાઇ, બોલો, બોલો! તમે ઝરનીનના અમીર વિષે બોલ્યા?"

ઓટોએ જવાબ આપ્યો, "હા, બાઇ. ઝરનીનનો અમીર હાલ એ મઠમાં કેદ છે.

અધીરાઇથી ઇરીને પૂછ્યું, "ઝરનીન નામના બે અમીરો જર્મનીમાં છે?"

ઓટોએ જવાબ આપ્યો, "મારા ધારવા પ્રમાણે તો એકજ છે. પણ બાઇ, આવો સવાલ તમે કેમ પુછ્યો? મહેરબાની કરીને મને એનો જવાબ આપો. તેઓ બેઉ ભાઇઓ છે કે એક બીજાને મળતા છે?"

ઇરીને કહ્યું, "એજ સવાલ તમને પૂછું છું. ઘણા વરસ અગાઉ થીઓડોર વોન ઝરનીનને હું મારો પ્યાર આપી ચૂકી છું. અમારા લગ્નને આગલે દિવસે તે દમાસકસમાંથી ઓચીંતો ગુમ થઈ ગયો. વરસો વહી ગયા. પછી મને ખબર મળી કે, તે વીએનામાં હતો. હું તે શહેરમાં ગઇ. બે મહિના ઉપર તે નામના અમીરને મેં ત્યાં જોયો. પણ જે ઉદાર દીલના, અમીરી ચાલના અમીરને મેં મારો પ્યાર આપ્યો હતો તે એ નથી એવી મારી ત્યાંજ ખાત્રી થઇ. ઘણા વરસો થઈ ગયા છે છતાં તેનો અવાજ બદલાઈ ગયો હોય, તે કમરમાંથી વાંકો વળી ગયો હોય, તેનો ચહેરો ફેરવાઇ ગયો હોય તે છતાં પણ વીએનામાં મારા જોયલા માણસથી જુદોજ છે!"

ઓટો બોલી ઉઠયો, "અરે ઈશ્વર! બાઈ, તમારા બોલવાથી મારા મનમાં નવા વિચારો ઉત્પન્ન થાય છે (મઠની તરફ હાથ કરીને) છ વરસ ઉપર મારા સોબતીએ એજ કેદીને એજ કિલ્લામાં કેદ જોયો હતો. ગઇ પરમ દિને મેં પણ તેને એવીજ હાલતમાં જોયો. તેણે પોતાના લાંબા વખતના કેદખાનાની વાત મને કહી. પણ આ ખરા થીઓડોરને

બદલે વીએનામાં જોયલા મારા બનેવી-મારી બહેન ઇડાના પતિ-વિષે તમે જે જાણુતા હો તે કહો."

ઇરીન બોલી, "સાહેબ, આલ્પ્સના આ જંગલમાં આપણી મુલાકાત અકસમાતથી નહિ પણ ઇશ્વરની કૃતિથીજ થઇ છે. તમે તમારો સગો જાણી છોડવવા જાઓ છો, તેનેજ હું પણ શોધવા નીકળી છું. પણ તેને બદલે બીજાને તેનું નામ ધારણ કરેલો જોઇ, નિરાશ થઇ હું મારે દેશ પાછી ફરતી હતી, આ પરદેશમાં વીએના જેવા મોટા શહેરમાં હું શું કરી શકું ? પણ તમે મને આશા આપી છે મારો થીઓડોર મને પાછો મળશે એમ મને જણાય છે. ઈશ્વર જાણે કે, પેલો બીજો કોણ જાણે શી રીતે તેની મીલકતનો માલેક થઈ બેઠો !" થોડીવાર સૂધી ઇરીન કાંઇ બોલી નહિ. પછી ધીમે સાદે વીએનામાં ઇડા સાથે થયલી પોતાની મુલાકાત, તથા ત્યાં અમીરનું આવવું વગેરે તેને કહી સંભળાવી બોલી, "તમે ભાઇઓ ઉદાર દીલના દેખાઓ છો તેથી આ કામમાં મને મદદ કરશો. મને એમ જણાય છે કે, એ કેદી મારો થીઓડોર છે. (પોતાના ભોમીઆઓ તરફ ફરીને) અને તમે જો મને જોઇતી મદદ કરશો તો તેનો બદલો કાંઈ નાનોસુનો મળનાર નથી. હું પૈસાદાર છું. અને તમને કદી પણ ભુલનાર નથી."

પેલા બેઉ ભોમીઆઓ ઘણી ખુશીથી પોતાની મદદ આપવા તૈયાર થયા.

પછી તે કારન્યોલાના ભોમીઆએ પોતાની પાસેનો ખોરાક કાઢી ટેબલ ઉપર મૂકયો. ઈરીને તેમાંથી થોડું ખાઈ લીધું. પછી તેઓ બેઉ જણા ખાવા બેઠા. ખાઈ રહ્યા પછી શા શા ઉપાયો લેવા તે માટે તેઓ વિચાર કરવા લાગ્યા. ઓટો અને મેઝીનીએ પોતે ત્યાં કેમ જઇ ચઢયા. કેવી રીતે પકડાયા વગેરે તેમની પાસે કહી દીધું. પછી ઓટો બોલ્યો, "મને અને મઝીનીને એ ગુફામાંના માણસો ઓળખે છે, તેથી અમારાથી ત્યાં ઉતારો માગવા જવાય તેમ નથી. પણ બાઇ, તમે અને તમારા સોબતીઓ ત્યાં ઉતારા માટે જઇ શકશો. તમે આગલે રસ્તે જશો અને અમે પાછળી તરફનો છૂપો

રસ્તો શોધીને ત્યાં આવીશું. પાછા આપણે આ ઝુપડામાંજ મળીશું. પ્રથમ આપણે જઇએ પછી શો વિચાર કરવો તે કરીશું."

બધાને આ યુક્તિ પસંદ પડી. એક ખંડમાં ઇરીનને સુવાની ગોઠવણ કરી આપી, બીજામાં આ ચારે જણ સૂતા. સવારના વ્હેલા ઉઠી, પોતપોતાને રસ્તે ચાલતા થયા.

---

## પ્રકરણ ૩૭ મું.

### મઠ.

પ્રથમ આપણે ઇરીન અને તેના બે ભોમીઆ સાથે વળીએ. પોતપોતાના ખચ્ચરો ઉપર બેસીને સવારના પહોરમાંજ તેમણે પોતાની મુસાફરી ચાલુ કીધી. એક કલાકમાં તેઓ ખરે રસ્તે આવી પહોંચ્યા. બપોરના બે વખત થોડી વાર થાક ખાધા પછી સાંજના તેઓ પેલા મઠ આગળ આવી પહોંચ્યા. એક ભોમીઆએ દરવાજા ઉપરનું એક કડું ખેંચ્યું એટલે અંદર ઘંટ વાગ્યો. તુરત દરવાજો ઉઘાડી એક સાધુબાવા નીકળી આવ્યો. તેણે પૂછ્યું, "કેમ, શું છે?"

ભોમીઓ બોલ્યો, "ગુરૂમહારાજ, આજ રાતને માટે ઉતારો જોઇએ છે."

"તમે કેટલા છો?"

"ત્રણ-એક બાઇ અને બે ભોમીઆ."

"અંદર આવો-આ મકાન દરેક મુસાફર માટે ખુલ્લું છે."

તેઓ અંદર દાખલ થયા એટલે દરવાજો બંધ કરી તે બોલ્યો, "રોડરીક, અહીં આવ. આ ભોમીઆઓને ઉતારો બતાવ. બાઇ, ચાલો, તમને અમારી ડોસી મા ઉતારો આપશે."

તેઓ થોડા અંદર ગયા ત્યાં એક ડોસી બેઠી હતી. તેને જોઇ પેલો સાધુ બોલ્યો, "મીલ્ડ્રેડા-ડોસી મા, આ બાઇને ઉતારો આપો. દીકરી, જાઓ, સુખે નિદ્રા ભોગવો."

ડોસી ઉભી થઇ એક દીવો લઇને બોલી, "બાઇ, મારી પાછળ આવો."

તે તેને એક દાદર ઉપર ચઢાવીને સારી રીતે શણગારેલા ઓરડામાં લઇ ગઇ. ત્યાં તેને બેસાડીને ડોસી બહાર ગઈ. ઇરીને તે ઓરડો તપાસવા માંડ્યો તો તેના આશ્ચર્યનો પાર ન રહ્યો. તે ઓરડાને બારી મુદલ ન હતી, પણ અજવાળા માટે ઉપરનો થોડો ભાગ ખુલ્લો હતો ! હા ! ઓરડો તો એજ !

થોડીવારમાંજ ડોસી પાછી ફરી. તે પોતાની સાથે ખાવાનું લાવી હતી. તે ટેબલ ઉપર મૂકીને બોલી, "આમાંથી ભાવે તે ખાજો અને આ બાજુનો ઓરડો તમારે સુવાનો છે. હું સવારના આવીશ."

આમ કહી ડોશી જતી રહી. ઇરીન વિચારમાં પડી, "અરે ઈશ્વર! મારો થીઓડોર અહીં કેદ છે! તેની પદવી કોઈ ઠગારાએ લઇ લીધી છે!" પણ એટલામાં અંદરના ઓરડામાં કાંઈ ખડખડાટ થયો. ઇરીન ચોંકી, શું કાંઈ દગો તો નથી? એટલામાં અંદરનો દરવાજો ઉઘડતો સંભળાયો. તેની સામેનો દરવાજો ઉઘડી ગયો અને બે માણસો ઉભેલા દેખાયા. ઇરીન ગભરાઇ જઈ, ઘુટણીએ પડી બોલી, "અરે ઈશ્વર! મારૂં રક્ષણ કર !"

પેલા બેમાંનો એક બોલી ઉઠયો, "અરે આ કોનો સ્વર !"

ઇરીન તુરત ઉઠીને ઉભી થઈ. તેણે આ અવાજ ઓળખ્યો. પાસે જતાં ઓટો પ્યાનાલા અને ખેડુત મઝીની જણાયા.

---

## પ્રકરણ ૩૮ મું.

### મઠમાંનો ઓરડો.

આ પ્રમાણે એક બીજાને ઓળખ્યા પછી તેઓ ત્રણે જણા પોતપોતાની મુસાફરીની વાત કરવા બેઠા. ઇરીને પોતે મઠમાં કેવી રીતે દાખલ થવા પામી તે કહી સંભળાવ્યું. પછી ઓટો અને મઝીનીએ છૂપો રસ્તો કેમ શોધ્યો તે કહેવા માંડયું. ઓટો બોલ્યો, "બાઈ, આજ સવારના તમે ડાબી તરફને રસ્તે ગયા પછી હું અને મઝીની જમણી તરફ ચાલ્યા. આસરે એક કલાક સૂધી મુસાફરી કરવા પછી અમે એક નાના

દેવલ આગળ આવી પહોંચ્યા. આ દેવલ આગળથી વળી બે રસ્તા જતા હતા. હવે કયે રસ્તે જવું તે વિચાર થયો. આખરે અમે એવું ઠરાવ્યું કે, બેઉએ જુદે જુદે રસ્તે જવું અને પાછા એજ દેવળમાં આવી એકઠા મળવું. હું જે રસ્તે ગયો તે આગળ જતાં વધારે સાંકડો થતો ગયો. બે કલાક પછી મારી નજરે એક ગુફા પડી. આ ગુફાના મોઢા આગળજ રસ્તો પુરો થતો હતો. ગુફામાં તદન અંદર અંધારૂં હતું. થોડે અંદર પેસી હાથ ફેરવી જોયું તો કાંઈ દરવાજા જેવું મને દેખાયું. જો હું અંદર જાઉં તો પછી મઝીની મને શોધવા પડે અને તેને ન મળું તો તેને ચિંતા થાય જાણી હું પાછો ફરી પેલા દેવળ આગળ આવ્યો પણ ત્યાં મઝીની ન હતો. હમણા આવશે, હમણા આવશે કરતાં સાંજ પડવા આવી. પણ તે ન દેખાયા. મને તેને વિષે ચિંતા થવા લાગી. પણ આખરે તેઓ આવતા દેખાયા. તેમને જોઈ મને આનંદ થયો. મેં તેમને મારી શોધ કહી સંભળાવી. પોતાની ઉપર ગમે તેવું ભય પડે તોપણ મને મદદ કરવા તેમણે કબૂલ કર્યું."

ઇરીને તે ઇટાલીઅન ખેડુત તરફ આભાર ભરી નજરે જોયું. પછી ઓટો બોલ્યો, "અમે ગુફા આગળ આવ્યા. અંદર બેસી શો ઉપાય લેવો તે વિષે ધીમે સાદે વાતો કરવા લાગ્યા. એટલામાં અંદરની બાજુએથી કોઇ સ્ત્રીઓનો વાત કરવાનો અવાજ સંભળાયો. અમે ગુપચૂપ બેસી રહ્યા."

ઇરીન બોલી, "તે અવાજ તો મારો અને પેલી ડોસીનો હતો."

ઓટો બોલ્યો, "એમજ હશે. પછી અમે તે દરવાજો ઉઘાડીને અંદરના ઓરડામાં દાખલ થયા. તે ઓરડામાં સૂવાની ગોઠવણ કરેલી છે. એટલામાં મારો પગ છટકી ગયો અને હું દરવાજા ઉપર પડયો. એટલે તેજ પળે દરવાજો ઉઘડી ગયો અને તમે દેખાયા."

ઇરીન બોલી, "હવે શા ઉપાય લેવા તે કહો. આજ રાતના ડોસી અત્રે આવનાર નથી, તેથી આપણે નિર્ભય રીતે વિચાર કરી શકીશું."

થોડીવાર વિચાર કર્યા પછી ઓટો બોલ્યો, "મને બે ઉપાય સુજે છે. એક તો એ કે, આજ મધરાત પછી હું અને મઝીની અંદરના ભાગમાં દાખલ થઇ, આ કિલ્લામાં કેટલા માણસો છે તે વિષે તપાસ કરીએ."

ઇરીને કહ્યું, "નહિ, એમ ન બને અહીં બધા તમને ઓળખે છે. જેઓએ એક જર્મન ઉમરાવને કેદ રાખ્યો છે તેઓ એ વિષે પુરી ચોકસી રાખતા હશે. એમાંથી તમારા જીવની હાની થશે."

ઓટોએ કહ્યું, "બીજો ઉપાય એ છે કે, અમે સવાર સુધી અહીં રહીએ. પેલી ડોસી સવારના આવશે તેને જીવ લેવાની ધમકી આપી બધી વીગત મેળવી લઇએ."

ઇરીન અને મઝીનીને આ વાત પસંદ પડી. પછી ઇરીન અંદરના ઓરડામાં સુઇ રહી.

---

## પ્રકરણ ૩૯ મું.

### ડોસી.

ઇરીને શાંત રીતે ઉંઘ કાઢી. આગલા ઓરડામાં ઓટો અને મઝીની પોતપોતાનો ઝભો ઓઢીને સુતા. પણ વારાફરતી એક જણ જાગતો રહ્યો. રાત વહી ગઈ. સવાર પડી. ઇરીન ઉઠીને બહાર આવી. પછી તેઓએ એવું ઠરાવ્યું કે, ઓટો અને મઝીનીએ અંદરના ઓરડામાં સંતાઇ જવું અને ડોસી સાથે વાત કરતાં ઇરીન જ્યારે બોલે કે, 'હાલ કેટલો દિવસ ચઢયો છે?' ત્યારે તેમણે બહાર આવવું.

થોડીવારમાંજ ડોસી હાથમાં ખાવાનું લઇને આવી. તે ડોસી બોલી, "બાઇસાહેબ, રાતના ઉંઘ તો આવી હતીની?"

ઇરીન બોલી, 'હા, મને શાંત ઉંઘ આવી હતી. તમારો ઉપકાર થયો."

ડોસીએ કહ્યું, "બાઈ, તમારે માટે હું ખાવાનું લાવી છું. તમારા સોબતીઓ તૈયાર થયા છે અને-"

ઇરીને કહ્યું, "અને હું અહીંથી ક્યારે જઈશ એમ તમે જાણવા માગોછો નહિ વારૂં ? હું તો ધારતી હતી કે, આ મઠમાં મુસાફરોને થોડો વખત રહેવા દેવામાં આવતા હશે. પણ તે વાત ખોટી જણાય છે. પણ મેં તમને મહેનત આપી છે તેનો બદલો હું સારી રીતે વાળી આપીશ તે યાદ રાખજો."

ડોસીએ જવાબ આપ્યો, "બાઈ, અહીં અમે મેજબાનીના બદલામાં પૈસા લેતા નથી. હું અહીંની માલેક નથી–બીજાની નોકર છું. તેમની મરજી પ્રમાણે મારે ચાલવું જોઇએ. અહીંનો ઉપરી ફાધર એન્સેલ્મ બે વખત હુકમ આપતો નથી–તે બોલેલું ફેરવતો નથી. હું રાજી ખુશીથી અત્રે રહી નથી. પણ મારૂં ઘરબાર નથી તેથી આ જગા છોડીને હું ક્યાં જાઉં ?"

ઇરીને કહ્યું, "ડોસી મા, તમને ચીરડવવા માટે હું કાંઇ બોલી નથી. તમે બીજાના નોકર છો તેથી મારાથી વધારેવાર અત્રે રહેવાય નહિ. પણ હાલ કેટલો દિવસ ચઢયો હશે ?"

તેજ પળે ઓટો દરવાજો ઉઘાડી ડોસી તરફ કુદી પડયો અને તે મોઢામાંથી અવાજ કાઢે તે પહેલાં તેને પકડી લીધી. મઝીની પોતાનું ખંજર કાઢી તેની છાતી આગળ પકડી ઉભો.

ઇરીન અંદરથી દરવાજો બંધ કરતી હતી તે વખતે ઓટો બોલ્યો, "જો તારે જીવતી રહેવું હોય તો ચૂપ રહેજે ! હું જે સવાલ પૂછું તેના જવાબ આપ્યા સિવાય બીજું કાંઈ બોલીશ તો તુરત તારો જીવ લઈશ. આ પાછળની ગુફામાં બાર માણસો હથિયારબંધ તૈયાર ઉભા છે. તેઓ આ કિલ્લામાંના દરેકને મારી નાખશે."

મઝીની બાર માણસની ગપ સાંભળી જરા હસ્યો, પણ ડોસી તે ખરી માનતી જણાઇ. પછી ઓટો તેના મોઢા ઉપરથી હાથ ખસેડી નાખીને બોલ્યો, "આ મઠમાં કોઇ કેદી છે ?"

ડોસીએ કાલાવાલા કરતાં કહ્યું, "સાહેબ, તમારા દરેક સવાલનો હું જવાબ આપીશ, પણ મને મારી ન નાખતા. હા, અહીં એક કેદી છે."

"જો તું ખરા જવાબ આપીશ તો તને કાંઈ ઈજા, કર-નાર નથી. મઝીની, આ ડોસી ભલી દેખાય છે. તમારૂં ખંજર ઠેકાણે મૂકો. તેનું નામ શું?"

ડોસીએ જવાબ આપ્યો, "તેનું નામ મને ખબર નથી. પણ તે જર્મન ઉમરાવ છે અને તેની વય ૪૦ વરસની છે. તે સુંદર છે છતાં તેનો ચહેરો ફીકકો પડી ગયો છે.

ઇરીને પૂછયું, "હા, તે એજ હશે! પણ તે કેટલો વખત થયો કેદ છે?"

ડોસીએ જવાબ આપ્યો, "આશરે આઠ વરસ થવા આ-વ્યા. તેને રાતની વખતે છૂપી રીતે લાવવામાં આવ્યો હતો. આ વાત કાર્લ વગેરેને મોઢે મેં સાંભળી હતી."

ઇરીન બોલી, "આઠ વરસ! આઠ વરસનું કેદખાનું!"

ઓટોએ પૂછયું, "તે વખતમાં તે કદી પણ છૂટો થયો ન હતો? નહિ! ત્યારે મારો શક ખરો પડયો. મારી બહેન સાથે પરણનાર એ નામ ધારણ કરનાર ત્યારે લુચ્ચો છે."

ઇરીન બોલી, "ભલા ઓટો, ગભરાવ ના. તમારી બહે-નને હું ભૂલી જનાર નથી."

ઓટોએ કહ્યું, "બાઇ, ઉપકાર થયો. પણ એ વિષે પછી વાત. હાલ આપણે વખત થોડો છે. ડોસી, એ કેદીના જેવો બીજો કોઇ માણસ તેં જોયો છે?"

"કદી પણ નહિ." ડોસીએ જવાબ આપ્યો.

ઓટોએ પૂછયું, "આ મઠનો ઉપરી કોણ છે?"

ડોસીએ ઉત્તર દીધો, "ફાધર એન્સેલ્મ! તે ઘાતકી અને પૈસાનો લોભી છે."

ઓટોએ કહ્યું, "ડોસી મા, સાંભળ. મારા માણસો અહીં તૈયાર છે. તેઓ આ મઠમાં દાખલ થશે તો અંદરના દરેક જણને કાપી નાખશે. પણ જો તેમ ન કરૂં તો તારી મદદ મારે લેવી જોઇએ. બોલ, તારી ઉપર હું વિશ્વાસ મૂકું? તું અમને મદદ કરીશ? તારી સેવાના બદલામાં તને એટલું તો મળશે કે, તારી ત્રણ પેઢી સૂધી ખુટનાર નથી."

ઇરીન બોલી, "હા, તે ઇનામ હું આપીશ. હું પૈસાદાર છું. તારા મોત સૂધી તું સુખમાં રહે એની હું ગોઠવણ કરીશ."

થોડીવાર વિચાર કરીને ડોસી બોલી, "હા, હું તમને મદદ કરીશ. તમે મારી સાથે આવજો. જો હું દગો કરૂં તો મારો જીવ લેજો. હું આ જગાએથી કંટાળી ગઇ છું. મારો ઓરડો આની નીચેજ છે. હું તમને મારા ભત્રીજા તરીકે ઓળખાવીશ. હું તમને આગલા ચોકમાં લઇ જઇશ. ત્યાં દિવસને વખતે તે કેદી ફરે છે. તેને તમે જોશો."

ઓટોએ પૂછયું, "જે ચોકમાં નાની બારી અને મોટા દરવાજો છે તેજ કેની?"

ડોસી બોલી, "તમે ત્યારે તે વિષે જાણોછો ખરા."

ઓટો હસીને બોલ્યો, "આ મઠની દરેક વાતથી હું જાણીતો છું. પણ મારામારી કે જોર જુલમ સિવાય બીજી કોઇ રીતે તે કેદીને નસાડવાનો રસ્તો છે? તે ચોકમાં માત્ર બેજ માણસો રહે છે. પણ મને એક બીજો રસ્તો સુજે છે. આપણે આ કામ રાતની વખતે કીધું હોય તો? ઢીલ કરેલી ઉપયોગની નથી."

ડોસી બોલી, "સાહેબ, તમારા મનમાં મારે વિષે હજી શક છે તે હું સમજું છું. પણ એટલું તો યાદ રાખજો કે, આ કંગાળ જગામાંથી જેમ બને તેમ હું જલદીથી છૂટવા માગું છું. તેમ વળી મને ઇનામની પણ લાલચ છે."

ઇરીને ઓટોના કાનમાં કહ્યું, "તમે એની ઉપર વિશ્વાસ રાખો."

ઓટો બોલ્યો, "બોલ ત્યારે તું શું કહે છે?"

ડોસી બોલી, "આ કેદીને નસાડયા પછી મારાથી અત્રે રહેવાવાનું નથી. મને પણ તમારી સાથેજ લેજો. અહીંનો મુખી ફાધર એન્સેલ્મ ઘણો ઘાતકી છે. તેનાથી આ તરફનો બધો પ્રાંત ધ્રુજે છે. તે એક ભયંકર મંડળનો મુખી છે. જર્મનીમાં એ મંડળની સત્તા સર્વોપરી છે. આ કેદી પવિત્ર વ્હીમ મંડળના સરદારના હાથમાં કેદ છે."

ઇરીન આ સાંભળી ગભરાતી હતી તેને ધીરજ આપતો ઓટો બોલ્યો, "બાઇ, તમે ગભરાશો નહિ. હું એ બ્હીમ મંડળથી ડરતો નથી. અહીં લોકો ઉતારો લેવા શા માટે નથી આવતા તેની મને હવે સમજણ પડે છે. બ્હીમ મંડળના મથક તરીકે આ કિલ્લાની ચોકી રહે છે. તેને માટે છૂપા રસ્તાઓ બનાવેલા છે. હવે મારો વિચાર સાંભળી લ્યો. બાઇ, તમે તમારા ભોમીઆ સાથે અત્રેથી જતા રહો. હું અને મારા સોબતી પેલા નાના દેવળ આગળ જઇશું. રાતની વખતે પાછા અહીં આવીશું. ડોસી, તું અહીં આવજે. હુંજ માત્ર તારી સાથે અંદર આવીશ. મારા સોબતીઓ ગુફામાંજ રહેશે."

ડોસીએ જવાબ આપ્યો, "ભલે. હું અહીં તૈયાર રહીશ."

પોતાની આંગળીએથી એક કીમતી વીટી ઉતારી ડોસીને આપતાં ઇરીન બોલી, "આ મારા ઇનામના બ્યાનાં તરીક તને આપું છું."

ઓટોએ કહ્યું, "ડોસી, એક શબ્દ સાંભળી લે. જો તું આ બાઈ સાથે દગો કરીશ તો તુરત મારા માણસોને બોલાવીને હું કતલ ચલાવીશ."

ડોસી બોલી, "સાહેબ, તે વિષે તમે બેફીકર રહો."

ઓટો અને મઝીની ઇરીનની રજા લઇ ગુફામાં દાખલ થયા પણ ત્યાં અરધા કલાક સૂધી બેસી રહ્યા. થોડીવારમાંજ ઇરીન ત્યાંથી જતી જણાઇ. પછી તેઓ નાના દેવળ આગળ આવ્યા.

## પ્રકરણ ૪૦ મું.

### કેફી દારૂ.

સાંજ પડતાં ઓટો અને મઝીની ગુફા આગળ આવ્યા. ઓટોએ પોતાના સોબતીને કહ્યું, "તમારૂં ખંજર તૈયાર રાખો. કદાચ દગો હોય તો કામ લાગે."

બેઉએ પોતાના ખંજરો હાથમાં રાખી દરવાજો અફાળ્યો. ડોસીએ તરત દરવાજો ઉઘાડયો. બેઉ અંદર દાખલ

યશ. ડોસી હાથમાં બતી લઇને એકલીજ ઉભી હતી. ઓટો-એ આસપાસ નજર કીધી.

ડોસી તેને શક લાવતો જોઇ બોલી, "મારી ઉપર વિશ્વાસ રાખો. લ્યો, આ વાંચો." આમ કહી હાથી દાંતનું પતરૂં ઓ-ટોના હાથમાં તેણે આપ્યું. તેની ઉપર આ પ્રમાણે લખે-લું હતું:—

"હું આ મઠથી થોડે દૂર પહોંચી એટલામાં આ ડોસી મારી શાળ આપવાનું બહાનુ કરી મને પાછળથી આવી મળી પણ તેની મતલબ હું અહીંથી સહીસલામત ગઇ છું એવી ત-મને ખાત્રી થાય એવી ચીઠી મેળવવાની હતી. તેથી મેં આ લખી આપ્યું છે. મારા ભલા મિત્રો, ઈશ્વર તમને તમારા કા-મમાં યશ આપો."

"ઇરીન."

ઓટો બોલ્યો, "ભલી ડોસી મા, હવે હું તારી ઉપર વિશ્વાસ રાખીશ." પછી મઝીનીને તેઓ પાછા ફરે ત્યાં સૂધી પેલી ગુફામાં સંતાઈ રહેવા ઓટોએ કહ્યું. તેના ત્યાં ગયા પછી ઓટો બોલ્યો, "પણ હું તારા ઓરડામાં આવીશ તો અહીંના લોકો મને ઓળખશે તો?"

ડોસી બોલી, "થોડા દિવસ આંખે પાટા બાંધીને જે જુવાનને લાવ્યા હતા તે તમેજ કે?"

"હા, તે હુંજ, પણ તેં કેમ જાણ્યું?"

ડોસીએ જવાબ આપ્યો, "ફ્રીઝ અને બીજાઓ તમને લઈ આવ્યા ત્યારે મેં તમને જોયા હતા."

ઓટોએ પૂછયું, "શું આવી રીતે ઘણા માણસોને અહીં લાવે છે?"

ડોસી બોલી, "આ છેલ્લા દશ વર્ષમાં પાંચ છથી વધારે જણને એવી રીતે લાવ્યા નથી." આમ કહી ડોસી દરવાજા તરફ ચાલી. ઓટો તેની પાછળ ચાલ્યો. તે તેને પોતાના ઓરડામાં લઇ ગઇ. ત્યાં ડોસીએ સાધુનો ઝભો પહેર્યો અને થોડું ખાવાનુ અને દારૂની બે બાટલી લીધી. પછી તે બોલી,

"મારી પાછળ ચાલ્યા આવજો: પણ મોઢામાંથી એક બોલ પણ બોલશો નહિ. મેં યુક્તિ કરી રાખી છે."

તેઓ એક દરવાજે વટાવી ચોકમાં આવ્યા. ત્યાં એક બે ચોકીદારો હતા. એકે પૂછયું, "કોણ છે? ગુરૂમહારાજ કે?"

ડોસીએ હસીને જવાબ આપ્યો, "નહિ ગુરૂમહારાજ નથી. એ તો એક બુઢી ડોસી છે."

એક ચોકીદાર કાર્લ બોલ્યો, "ડોસી મા, તમારા સોબતી કોણ છે?"

ડોસી બોલી, "એ મારો ભત્રીજો છે. એક મહિનો થયા તે મુંગો થયો છે. તે મને મળવા આવ્યો છે, તેને આપણા દેવળમાંની પવિત્ર ચીજોને પગે લગાડવો છે. મહેરબાની કરીને ત્યાંની કુંચી મને આપ, અને મારા ભત્રીજાને ત્યાં જવા દે."

કાર્લ બોલ્યો, "અશકય! એમ તો કદી પણ ન બને!"

ડોસી બોલી, "જો ભાઇ, જરા વિચાર કર. હું તમારે માટે ખાવાનું અને દારૂની બે બાટલીઓ લાવી છું અને–".

કાર્લ બોલ્યો, "હા, એ તો ઠીક છે. મને ભૂખ પણ લાગી છે."

તેનો સોબતી કોનરાડ બોલ્યો, "મને તારા કરતાં વધારે ભૂખ લાગી છે."

કાર્લે પોતાના સોબતીને પૂછયું, "કેમ, તારો શો વિચાર છે?"

કોનરાડ બોલ્યો, "આ ખાવાનું ખાઇએ. ડોસી માને કુંચી આપવાને કાંઈ હરકત નથી."

કાર્લે કહ્યું, "ઠીક ત્યારે ડોસી મા, પેલી છાપરીમાં ચાલ. ત્યાં તને કુંચી શોધી આપું."

ડોસી ઓટોને ત્યાંજ ઉભા રહેવા ઇસારત કરી તેમની સાથે ગઈ. કાર્લે કુંચી શોધી તેને આપતાં કહ્યું, "હવે અમારૂં ખાવાનું લાવ. આ તો અમને બેઉને બસ થશે. ડોસી મા, તું પણ દારૂનું એક ગલાસ પીજાને!"

ડોસી બોલી, "નહિ રે, નહિ! મારાથી આજ કેમ પી-

વાય? મારા ભત્રીજાને સારૂં થયા પછીજ પીવાની મેં બાધા રાખી છે"

કાર્લ બોલ્યો, "ત્યારે તારા ભત્રીજાને પીવા બોલાવ."

ડોસીએ જવાબ આપ્યો, "એ પણ તે પછીજ પીશે."

આમ કહી ડોસી ત્યાંથી ઓટો આગળ આવી. તે દરવાજા તરફ ચાલતાં ધીમે સ્વરે બોલી, "મેં કુંચી મેળવી છે. ચાલો, આપણે જલદી જઇએ. વખત ખોવામાં સાર નથી."

ઓટો બોલ્યો, "પણ તેઓ બેને બદલે ત્રણ જણને પાછા ફરતા જોશે ત્યારે?"

ડોસી બોલી, "તે વાતની તમારે ફીકર કરવી નહિ આપણે પાછા ફરીશું તે વખતે તો તેઓ બેભાન થઇને પડ્યા હશે."

આમ કહી તે આગળ વધી. તેઓ એક નાના દરવાજા આગળ આવ્યા એટલામાં એક માણુસનો સાદ સંભળાયો, "કોણ છે?"

ડોસીએ આ વખત સમયસૂચકતા ખોઈ દઇને કહ્યું, "ફાધર એન્સેલ્મ."

---

## પ્રકરણ ૪૧ મું.

### છૂટકો.

તેમને સવાલ પૂછનાર ફાધર એન્સેલ્મ પોતેજ હતો. તે બોલ્યો, "આ અવાજ તો ગ્રીલ્ડરેડાનો છે! શા માટે તેં આ ઝબ્બો પહેર્યો છે? તારો સોબતી કોણ છે? તું કયાં જાએ છે?"

હાથ જોડીને ડોસી બોલી, "ગુરૂમહારાજ, ક્ષમા કરો!"

મુખી બોલ્યો, "શું! તેં કાંઈ દગો કરવા વિચાર કર્યો હતો? હા-એમજ હોવું જોઇએ! તમે કોણ—"

ઓટો હાલ ભયનો વખત છે એવું પામી ગયો. ડોસી તદ્દન હીમત હારી ગઈ હતી. થોડીવારવધારે જાય તો ઓટો

ફસી પડે. તેણે સમયસૂચકતા વાપરી. તેણે તુરતજ પેલા મુખી ઉપર કુદી તેને જમીન ઉપર નાખી દીધો. તેની છાતી ઉપર પોતાનો પગ મૂકી, ડાબા હાથે તેનું મોઢું બંધ કરી, જમણે હાથે ખંજર કાઢીને બોલ્યો, "ખબરદાર! એક શબ્દ પણ નહિ! જો કાંઈ પણ બોલીશ તો તારી છાતીમાં આ ખંજર મારીશ. (પછી ડોસી તરફ ફરીને) તું પેલો દરવાજો ઉઘાડ. બધું સારૂં થશે."

ડોસી સમજી કે હવે એન્સેલ્મથી કાંઈ થવાનું નથી. તે દરવાજો ઉઘાડવા ચાલી. પછી ઓટોએ ખંજર પોતાના મોઢામાં પકડી, જમણે હાથે તે સાધુની કમરે વીટાળેલું દોરડું છોડવા માંડયું. તે વખતના સાધુઓ પોતાની કમરે દોરડું વીટાળી રાખતા હતા. તે હાલ ઓટોને ઉપયોગમાં આવ્યો. આ સાધુ ક્રૂર માણસ હતો પણ હાલ ઓટોના હાથ હતો તેથી કાંઈ બોલ્યો નહિ. તેનાજ દોરડાથી ઓટોએ તેના હાથ બાંધ્યા. તેણે મદદ માટે બૂમ ન પાડી. તે ધીમે સાદે બોલ્યો, "અને તમે મારી તો નહિ નાખો?"

ઓટોએ જવાબ આપ્યો, "નહિ. પણ તું ચૂપ રહેજે. જો બોલ્યો તો તારૂં મોત પાસેજ છે."

મુખીએ પૂછયું, "તમારો શો વિચાર છે? તમે અહીં શા માટે આવ્યા છો?"

ઓટો ગુસ્સાથી બોલ્યો, "ચૂપ! મારા સવાલના જવાબ સિવાય બીજું કાંઈ બોલીશ તો મુઓ જાણ."

આ વખતે ડોસી પેલા દેવળનો દરવાજો ઉઘાડી ચૂકી હતી. એન્સેલ્મને ઉભો થવા દેવામાં સાર ન હતો તેથી તેને ઘસડીને ઓટો દેવળમાં લઇ ગયો. ડોસીએ દરવાજો સંભાળથી બંધ કરી કુંચી પોતાની પાસે રાખી. હવે જરૂરનું કામ હતું તે એ કે, એન્સેલ્મને તદ્દન નાઈલાજ કરવો. ઓટો ક્રૂર દીલનો ન હતો, પણ દૃઢ વિચારનો હતો. તેણે સાધુને મોઢે ડુચો માર્યો અને તેના ઝભાથી તેનો ચહેરો ઢાંકી ઉપરથી બાંધી લીધો. પછી તેના હાથ પગ બાંધ્યા. આ રીતે તેને તદ્દન અશકત કરી નાખ્યો. ડોસીએ ઓટોને તેના કામમાં

મદદ આપી. તે મજબૂત બંધાયો છે એવી ખાત્રી કર્યા પછી ઓટો બોલ્યો, "જો તેં આમાંથી છૂટા થવા યત્ન કર્યો તો હું પાછો ફરીને તને મારી નાખીશ. તે વખત મને જરા પણ દયા નહિ આવે."

આમ કહી તે ડોસી સાથે ત્યાંથી બહાર નીકળ્યો. બીજે ચોક વટાવી તથા સીડી ઉતરી તેઓ નીચે આવ્યા. ત્યાંથી થોડે દૂર લઈ જવા પછી ડોસી બોલી, "ઘણું કરીને કેદી આ ઓરડામાં કેદ છે."

તે એક ગુફા હતી, પણ તેને દરવાજા કરી લીધેલા હતા.

ઓટોએ દરવાજો ઉઘાડયો. ટેબલ આગળ સુંદર પણ ફીક્કા ચહેરાનો એક માણસ બેઠો હતો. ઓટોને જોઇ તે બોલ્યો, "અરે, હું ધારૂં છું કે, મેં તમને પહેલાં જોયા છે?"

ઓટોએ જવાબ આપ્યો, "હા, તમે મને થોડા દિવસ ઉપર નાની બારીમાંથી જોયો હતો. હું તમને બચાવવા આવ્યો છું."

કેદી બોલી ઉઠયો, "મને બચાવવા! શું એ ખરી વાત?"

ઓટોએ કહ્યું, "હા, એ ખરૂં છે. પણ ઢીલ ન કરો. દરેક પળ કીમતી છે. આ સાધુનો ઝભો પહેરી લ્યો. મારી ઉપર વિશ્વાસ રાખો."

તેઓ તુરત ત્યાંથી બહાર નીકળ્યા. ઉતાવળે પગલે તેઓ દેવલમાં દાખલ થયા. ત્યાં બધું શાંત હતું. સાધુ એન્સેલ્મ એમજ બાંધેલો ત્યાં પડયો હતો. ઓટો બોલ્યો, "મારી અને મારા સોબતીની સલામતી ખાતર તને હું છોડી શકતો નથી. તારા પાપની તને ભારી શિક્ષા થવી જોઇએ. પણ તે ન્યાયની રીતે તને થશેજ."

આમ કહી દેવળનો દરવાજો ઉઘાડી તેઓ બહાર નીકળ્યા. તેનો દરવાજો બંધ કરી ઓટોએ સાવચેતી માટે આસપાસ જોયું. પણ ત્યાં કોઇ ન હતું. પણ એક ખુણામાં સુતારના હથિયારની ટોપલી પડી હતી. તેમાંથી એક કુહાડી ઉપાડી, તે છૂટેલા કેદીને આપતાં ઓટો બોલ્યો "મારા લોર્ડ-

હું જાણુંછું કે, તમે ઝરનીનના અમીર છો—આ હથિયાર કદાચ તમને ઉપયોગી થઇ પડશે."

અમીરે તે હથિયાર લીધું. પછી ઓટોએ જ્યાં પેલા બે ચોકીદારો કાર્લ અને કોનરાડ કેફી દારૂથી બેભાન પડયા હતા ત્યાં જઇ કાર્લના ગજવામાં તે કુંચી મૂકી. કાર્લની પાસેની કુંચીથી આ કેદી છૂટયો એવો વહેમ તેના ઉપરીને ન આવે તે માટે ઓટોએ આ સાવચેતી લીધી. તેઓ ઉતાવળે પગલે પેલા ઓરડામાં આવ્યા. ત્યાં આવી ઓટો બોલ્યો, "આપણે બચ્યા !"

છૂટો થયલો અમીર બોલ્યો, "ઈશ્વરનો ઉપકાર થયો !"

ઓટોએ છૂપો દરવાજો ઉઘાડયો. મઝીની આતુરતાથી તેમની રાહ જોતો દેખાયો. ઓટો બોલ્યો, "આપણે જીત્યા ! કેદી અમારી સાથે છે !"

મઝીની બોલ્યો, "ત્યારે તો આપણી મહેનત સફળ થઇ."

બધા ગુફામાં દાખલ થયા અને દરવાજો બંધ કર્યો.

## પ્રકરણ ૪૨ મું.

## સારી માઠી ખબર.

જે પુરુષને પ્યાનાલાએ કેદમાંથી છોડવ્યો હતો તે ચાળીશ બેતાળીશ વરસની વયનો, સુંદર પણ ફીક્કા ચહેરાનો હતો. તેની બોલવા ચાલવાની રીતભાત અમીરી હતી. જે માણસ હાલ ઝરનીનના અમીર તરીકે ઓળખાઈ ઇડા સાથે પરણ્યો હતો, તેના તથા આ માણસના ચહેરામાં મળતાપણું હતું.

મીલ્ડરેડા અને મઝીનીને થોડા આગળ જવા દઇ ઓટો બોલ્યો, "મારા લોર્ડ, તમે ખરેખરા ઝરનીના અમીર થીઓડોર છો ?"

તે અમીરે જવાબ આપ્યો, "હા, હુંજ તે કમનસીબ માણસ છું. જે કેદખાનામાંથી તમે મને છોડવ્યો ત્યાં કોણ જાણે

મેં કેટલા વરસ દુઃખમાં કાઢયા છે. ઉદાર દીલના જુવાન, તમારૂં નામ શું? તમારી મદદનો હું બદલો વાળી આપીશ."

ઓટાએ કહ્યું, "મારા લોર્ડ, મારૂં નામ ઓટો પ્યાનાલા મેં ઇનામ અથવા બદલાની આશાએ તમને છોડવ્યા નથી. હું ચીતારો છું. મારૂં ગુજરાન ચલાવવાને મારી પાસે પુરતું છે. પણ મારે તમને ઘણી સારી માઠી ખબરો આપવી છે. પહેલાં હું તમને સારી ખબરો આપીશ. તમે ઇરીન નોતારસને તો ઓળખતા હશો?"

અમીર બોલ્યો, "ઇરીન નોતારસ! મારા હૈયાનો હાર–મારા પ્રાણ–મારી જીંદગીનું સુખ! તેનું શું છે?"

"તે હજી જીવે છે. દમાસકસના બાગમાં તેણે તમને જે વચન આપ્યું છે તેને હજી સૂધી તે વળગી રહી છે."

અમીરે બૂમ પાડી, "ઇરીન હજી જીવે છે અને મને ચહાય છે! હું સ્વપ્ન તો નથી જોતો? ના, ના, હું જાગું છું! પણ તેને તમે જોઇ છે? તે કયાં છે?"

ઓટાએ જવાબ આપ્યો, "તેને મેં જોઇ છે. તે આટલામાં પાસેજ છે. ગઇ રાતના તમે જ્યાં કેદ હતા તેજ ઠેકાણે તે હતી."

અમીરે કહ્યું, "શું ગઇ રાતનાજ? ત્યારે તો તે આટલામાંજ હશે! પણ જો તે પેલા દૈત્યોના હાથમાં કેદ હશે તો? ચાલો, આપણે પાછા જઇ–"

"નહિ, મારા લોર્ડ, તે સહીસલામત છે. ત્રણ કલાકમાં આપણે તેને મળીશું."

આ સાંભળી તે અમીર આનંદ પામ્યો. થોડીવાર સૂધી તે ચૂપ રહ્યો. પછી બોલ્યો, "હવે તમે માઠી ખબર આપવા માગો છો તે શી છે?"

ઓટાએ જવાબ આપ્યો, "માઠી ખબર તો તમારે પોતાને માટે અને એક વખત જે તમારી મીલકત કહેવાતી હતી તેને માટે છે."

અમીર બોલી ઉઠયો, "એક વખત મારી કહેવાતી હતી! હાલ શું તે બીજાની છે? મારી મીલકતનો ધણી થવા માટે

તેમણે મારી સહી માગી પણ મેં આપી'ન હતી. તેઓએ મારી ઉપર ઘણું દુઃખ પાડયું, પણ મારી બાપીકી બધી મીલકત આપવા મેં ના પાડી. મેં અડધી આપવા માગી પણ તેઓને બધી જોઇતી હતી. તેમ મારા રાજકર્ત્તા તરફ પણ હું વફાદાર રહ્યો છું ત્યારે મારી મીલકત શી રીતે મને ન મળે?"

ઓટોએ કહ્યું, "તે વિષેનો તમને જવાબ આપું તે પહેલાં મને કહો કે, બરાબર તમારાજ જેવો અને દેખાવનો કોઇ માણસ તમારા ધ્યાનમાં છે?"

અમીરે જવાબ આપ્યો, "હા, મારા જેવો એક છે ખરો. પણ તેનું શું?"

ઓટો બોલ્યો, "મારે જે માઠી ખબર આપવી છે તે એજ છે. એજ માણસે તમારૂં નામ તથા પદવી ધારણ કરી, સરકારે સાચવેલી તમારી મીલકતનો કબજો લીધો છે."

તિરસ્કારથી હસીને અમીર બોલ્યો, "શું! ગ્રેગરી વોલ્સ્ટેન, અમીર તરીકે ઓળખાય છે? શું! મારા બાપદાદાઓના મહેલમાં તે નીચ મોજ ભોગવે છે?"

ઓટોએ કહ્યું, "પણ એથી વધારે ખરાબ તો એ છે કે તે મારી એક પુરી બહેન સાથે પરણ્યો છે."

થીઓડોર વોન ઝરનીન બોલી ઉઠયો, "તમારી બહેન ગ્રેગરીની પત્ની! તમારૂં કોઇ પણ સગું આ પૃથ્વી ઉપર સૌથી નીચમાં નીચ હશે તોપણ તમારે ખાતર હું તેને ઉંચી પદવીએ ચઢાવીશ."

ઓટો બોલ્યો, "મારા લોર્ડ, તમે તમારો અમીરી ખવાસ જણાવોછો. લેડી ઇરીને પણ તમારા અમીરી સ્વભાવના અમારા આગળ વખાણ કર્યા."

થીઓડોર બોલ્યો, "એ તો બધું જાણે સાંભળી લીધું. હવે આપણે મારો વિચાર કરીએ. ઇરીનને છોડે મને પંદર વરસ થયા. ગુલામગીરી-કેદખાનાએ તેનાથી મને છૂટો કર્યો હતો. પણ આ પંદર વરસમાં હું તેને ભૂલી નથી ગયો. જેવો હું તે વખત ચહાતો હતો તેવોજ ચાહ તેની ઉપર છે.

મારા મનમાં ઘણી વખત એમ આવતું હતું કે, 'ઇરીન જીવે છે!' અને તેથી મને જીવવાની હીમત થઇ."

પણ તેઓથી વધારે વાત થઇ ન શકી. રસ્તો સાંકડો આવવા લાગ્યો તેથી તેમને આગળ પાછળ ચાલવું પડયું. થોડીવારમાંજ તેઓ પેલા ઝુપડા આગળ આવી પહોંચ્યા. ઝુપડા તરફ જોઇ મઝીની બોલ્યો, "ઝુપડામાં દીવાનો પ્રકાશ જણાય છે. અને ધૂમાડો નીકળે છે."

ઓટો બોલ્યો, "ઈશ્વરનો ઉપકાર થયો. તે બાઇ આવી પહોંચી છે ખરી. મારા લોર્ડ, પહેલાં હું અંદર જઇને તમારા આવવાની ખબર આપું?"

પણ અમીરે તેને જવાબ ન આપ્યો. અંદરથી ગાયનનો મધુર સ્વર આવતો હતો તે તે સાંભળવા ઉભો. બધા ચુપચાપ ઉભા રહ્યા. થોડીવારમાં ગાયન પુરૂં થયું. થીઓડોર ઝુપડીનો દરવાજો ઉઘાડી અંદર દાખલ થયો. તે સ્ત્રી ઉભી થઇ અને તેના હાથમાં જઇ પડી.

'થીઓડોર.' 'ઇરીન.'

બેઉ એકજ વખતે બોલી ઉઠયા. તેમના આનંદનો પાર ન રહ્યો. જ્યારે તેમના મનનો ઉભરો શાંત પડયો ત્યારે તેઓ એક બીજાની બાથમાંથી છૂટા પડયા. પછી ઓટો તરફ જોઇને તે બોલી, "ઉદાર દીલના જુવાન, તમારો ઉપકાર કેવી રીતે માનવો તે મને સુજતું નથી. આ બહાદુર ઇટાલીઅનને હું ઈનામ આપીશ. આ ગ્રીલ્ડરેડાને હું સુખી કરીશ. પણ ઓટો-વહાલા ઓટો, તમને હું એક ભાઇ તરીકે ચાહીશ-હું તમારી બહેન થઈશ. મારા થીઓડોરના તમે ભાઈ થશો. તમે અમને છોડીને કયાં પણ જશો નહિ. તમારે સુખે અમે સુખી થઈશું."

થીઓડોર બોલ્યો, "વહાલી ઇરીન, તારૂં કહેવું ખરૂં છે. આજથી આપણે ભાઇ થઇશું. ઇરીન તમારી બહેન થશે."

ઓટો આટલી બધી મહેરબાની જોઇ મુગોજ થઇ ગયો. તેમને તે જવાબ આપી ન શકયો. તેની આંખોમાંથી હર્ષના આંસુઓ પડવા લાગ્યા.

ભોમીઆએ પોતાની પાસેનું ખાવાનું કાઢી ટેબલ ઉપર મૂક્યું. આનંદથી વાતો કરતા બધા ખાવા બેઠા.

---

## પ્રકરણ ૪૩ મું.

### ઝરનીનના મહેલનો એક દેખાવ.

ઉપલો બનાવ બન્યાને બે મહિના થઇ ગયા. વીએનાના પોતાના ઘરમાં ઇડા વિચારમાં પડી બેઠી હતી. એટલામાં દરવાજો ઉઘાડી તેનો કહેવાતો ભરથાર ઓરડામાં આવ્યો. તે દારૂ પીને ભારોભાર થયો હતો. તેને જોઇ ઇડા ધિક્કારથી બોલી, "કેમ! તમારા દારૂડીઆ સોબતી શરમનને મૂકીને અહીં શા માટે આવ્યા? આજ કેટલાક માસ થયા તે આ મહેલમાંજ પડયો છે. તમારા મહેલ ઉપર તેમજ તમારી પોતાની ઉપર પણ તે શેઠાઇ ભોગવે છે."

તે કહેવાતો અમીર બોલ્યો, "ઇડા, હવે બસ કર. આપણી કબૂલાત ભૂલી ગઇ કે, તારે તારા કામ વચ્ચે તથા મારે તારા કામ વચ્ચે ન આવવું!"

ઇડા બોલી, "ત્યારે તમે શા માટે મારા ઓરડામાં આવ્યા?" તેણે જવાબ આપ્યો, "કાંઈ તને કહેવું છે. શરમનને તારી મિત્રતા પસંદ છે, તે તને પોતાની આગળ–"

ઇડા બોલી, "મને! તે નીચ ગુલામ!"

તે બોલ્યો, "હા, તને તે બોલાવે છે. એ જો જરાક સુધરેલો હોત-જરા દેખાવડો–"

ઇડા બોલી ઉઠી, "હવે બસ કરો! મારે તેની વખાણ સાંભળવી નથી! હું અહીંથી ઉઠીને ત્યાં આવી શકતી નથી. તમે મને એ બાબત ફરજ પાડી શકનાર નથી. આપણી સરતથી આપણે એક બીજાનો હુકમ માનવાને બંધાયલા નથી. તમને પૈસા જોઇતા હતા, મને નામનું ઘર જોઇતું હતું. બેઉની ઈચ્છા પુરી થઈ છે. તેણે તમારો કાંઈ ભેદ ખુલ્લો કરવા તમને ધમકી આપી હશે, પણ તેની સાથે મને કાંઈ લાગતું વળગતું નથી."

તેજ પળે શરમન ઓરડામાં દાખલ થઈ બોલ્યો, "હા, હા, હવે હું સમજ્યો. અમીર, તું મને રોજ ઉઠાવ્યા કરતો હતો. જે દિવસથી મેં તારી બાયડીને આપણી મંડળીમાં લાવવા કહી તે દિવસથી તેં 'કાલ આવશે' એવો વાયદો કર્યો કર્યો. પણ તે 'કાલ' તો પુરીજ ન થઈ! હવે તે તક મેં મારે હાથે મેળવી લીધી."

ઇડા ગુસ્સે થઈ બોલી, "નીચ, મારા ઓરડામાં વગર રજાએ કેમ આવ્યો?"

શરમન બોલ્યો, "મારે રજા તે શાની લેવી જોઇએ! તમારી બધી વાત મેં બહાર ઉભા રહીને સાંભળી છે!"

ઇડાએ બૂમ પાડી, "લુચ્ચા!"

શરમન બોલ્યો, "હા, લુચ્ચો! હા, વાત તો સારી છે! અમીરને સોનું જોઇતું હતું–તમને બાયડી તરીકે નામ જોઇતું હતું! લગ્ન તો સારા! તેમ વળી અમીર તમારી ખાનગી વાત પણ જાણે છે! પણ આ નીચ શરમન શું શું કરી શકશે તે તમે જાણતા નથી. અમીર, બહાર જા! તારી બાયડી સાથે મારે વાત કરવી છે."

ઇડા બોલી, "મારા લોર્ડ, તમે જો અહીંથી બહાર જશો તો હું બૂમ પાડીને આખા ઘરને મારી મદદે બોલાવીશ!"

શરમને હુકમ કર્યો, "અમીર, અમને છોડીને બહાર જા!"

ઇડાનો પતિ બોલ્યો, "કદી નહિ!"

પોતાની તરવાર કાઢી શરમન બોલ્યો, "મુર્ખા, તને તેમ કરવા હું ફરજ પાડીશ."

પોતાની તરવાર કાઢતો તે કહેવાતો અમીર બોલ્યો, "આવી જા, ત્યારે. તારી રોજની ધમકીઓથી હું કંટાળી ગયો છું. તારાથી હું છૂટો થવા માગું છું."

બેઉ તરવારો અથડાઇ. ઇડા બૂમ પાડી દરવાજા તરફ દોડી. તેજ પળે દરવાજો ઉઘાડી ઇડાની દાસી અંદર આવી બોલી, "મારા લોર્ડ તમને કોઇ માણસ મળવા માગે છે."

બેઉ જણ લડતા બંધ પડયા. અમીર બોલ્યો, "આજે

કોઇને પણ હું મળી શકનાર નથી એવો મારો હુકમ તમે ભૂલી ગયા? તે કોણ છે? તેનું નામ શું?"

દાસીએ જવાબ દીધો, "ફ્રીઝ."

ઇડાનો પતિ બોલ્યો, "ફ્રીઝ! તે અહીં! તે અહીં કેમ આવ્યો હશે? મારે તેને મળવું છે." આમ કહી તે દરવાજા તરફ ચાલ્યો.

**શરમન** તેની પાછળ જતો બોલ્યો, "મારે પણ તેને મળવું જોઇએ."

બેઉ જણ નીચેના ઓરડામાં ગયા. ફ્રીઝ ઓરડામાં ફરતો હતો. આ કહેવાતા અમીર અને તેના મિત્ર **શરમન**ને જોઈ તે બોલ્યો, "આપણી બાજી ઉંધી વળી-પક્ષી ઉડી ગયું!"

બેઉ ફીક્કા પડી ગયા. પછી ફ્રીઝ બોલ્યો, "ખરો અમીર નાશી ગયો. **ઓટો પ્યાનાલા** નામના જે જુવાને તેને નસાડ્યો તેણે ફાધર **એન્સેલ્મ**ને ઘણોંજ હેરાન કર્યો છે."

નામધારી અમીર બોલ્યો, "**ઓટો પ્યાનાલા**!"

ફ્રીઝ બોલ્યો, "હા, તે એક દિવસ મઠમાં આવ્યો હતો. તેનું વર્ણન ફાધર **એન્સેલ્મે** બરોબર કર્યું છે."

**શરમન** બોલ્યો, "ચાલો, ત્યારે. આપણું અહીં કાંઈ વળવાનું નથી. બીજે કોઈ ઠેકાણે જોઇ લઇશું."

**શરમન** દરવાજો ઉઘાડવા ગયો તો ત્યાં ઈડાને ઉભેલી દીઠી. તે તેનો હાથ પકડી દીવાનખાનામાં ઘસડી લાવતો બોલ્યો, "તું અમારી વાત સાંભળવા ઉભી હતી!"

ઈડા તેના હાથમાંથી છુટી થતી બોલી, "તેંજ મને એ રીત શીખવી છે. મેં બધું સાંભળ્યું છે. પણ ખરો અમીર કોણ? મારા ભાઇ **ઓટો**એ કોને છોડવ્યો છે?"

**શરમન** હસીને બોલ્યો, "બાઇસાહેબ, હવે છુપાવવામાં સાર નથી. તમારો વહાલો ભરથાર કાંઈ અમીર નથી. તે તો મારા જેવોજ છે. આ મકાનના ખરા અમીર **થી**ઓડોરનો તુર્કી વહાણ ઉપરનો સોબતી તે **ગ્રેગરી વોલ્સ્ટેન** છે!"

તેજ વખતે દરવાજા ઉપર કેટલાક માણસો દેખાયા. તે-

આ સરકારી માણસો હતા. તેમનો વડો આગળ આવીને બો-લ્યો, "સરકારના નામથી તમે મારા કેદી છો!"

ઇડા શરમન તરફ હાથ કરીને બોલી, "મારા ભરથાર ગમે તેવા નીચ કામનો કરનાર હોય તેમાં આ માણસ તેનો સોબતી છે."

શરમનને તુરત કેદ કરવામાં આવ્યો. પછી વડો અમલદાર ફ્રીઝ તરફ જોઇ બોલ્યો, "તમે પણ કદાચ આ કામમાં સામેલ હશો. તમને પણ કેદ કરૂં છું."

શરમને કહ્યું, "ત્યારે આ સ્ત્રીને શા માટે પકડતા નથી?"

અમલદાર બોલ્યો, "મને તેમ કરવા હુકમ નથી."

શરમને કહ્યું, "પણ એણે કાંઈ બીજો અપરાધ કર્યો છે."

અમલદારે પૂછ્યું, "શો અપરાધ?"

શરમને જવાબ આપ્યો, "તે હું નથી જાણતો."

અમલદારે કહ્યું, "ત્યારે મારાથી કાંઈ થાય નહિ."

સૌની પહેલાં શરમનને ત્યાંથી બહાર કાઢ્યો. તેની પાછળ ફ્રીઝ અને તેની પાછળ ગ્રેગરી વોલ્સ્ટેન હતો. હવે આપણે તેને એના ખરા નામે બોલાવીશું. જે મહેલમાં તેણે શેઠ તરીકે ઘણા વરસ હકમ ચલાવ્યો હતો, તે મહેલની ચીજો તરફ તે હાલ જોઇ શકતો ન હતો. ઇડા તેની તરફ તિરસ્કારથી જોઇ ત્યાંથી ચાલી ગઇ. બહાર નીકળતાં ગ્રેગરીને બુરખાવાળી એક સ્ત્રી મળી. તેણે ચાલતાં ચાલતાં ધીમે સાદે કહ્યું, "ડરતો ના. મારો ભાઈ સીઝર અને ફાધર એન્સેલ્મ બેઉ જણા વીએનામાં આવ્યા છે!"

ચોકીદારે પૂછ્યું, "પેલી સ્ત્રીએ તને કાંઈ કહ્યું?"

ગ્રેગરીએ જવાબ આપ્યો, "નહિ!" પણ તેના દીલમાં આશા ઉત્પન્ન થઇ.

---

## પ્રકરણ ૪૫ મું.

### થીઓડોર વૉન ઝરનીનનો ઈતિહાસ.

ઉપલા બનાવને બીજે દિને એટલે સન ૧૪૯૬ ના જુન માસની નવમી તારીખે વીએનામાં ન્યાયની એક ખાસ

દરબાર ભરાઈ. ઉંચી કરેલી બેઠક ઉપર ત્રણ ન્યાયાધીશો બેઠા હતા. તેમની સામે પાંજરામાં ત્રણ કેદીઓ ઉભા હતા. તેઓ ગ્રેગરી, ફીઝ અને શરમન હતા. એક બાજુએ થીઓડોર વોન ઝરનીન, ઓટો પ્યાનાલા, મઝીની અને મીલ્ડરેડા ડોસી બેઠાં હતાં.

ન્યાયનું દીવાનખાનું લોકોથી ચીકાર ભરાઇ ગયું હતું. તેઓ બધા અમીર ઉમરાવો અને મોટા લોકો હતા. ઇડા આવી ન હતી, પણ ફ્રોસ્ટ સૌથી આગળની જગા ઉપર બેઠો હતો. તેનેથી થોડે દૂર બુરખાવાળી એક સ્ત્રી એક સુંદર ઇટાલીઅન છોકરી સાથે બેઠી હતી. તે હાલની ઝરનીનની અમીરજાદી ઇરીન હતી. તેની સાથેની ઇટાલીઅન છોકરી નીના મઝીની હતી.

ફ્રોસ્ટથી થોડે દૂર કાળા બુરખાવાળી એક સ્ત્રી હતી. તેણે આખું શરીર બુરખાથી ઢાંકી દીધું હતું. તે કોણ હતી તે કોઇ જાણતું ન હતું. પણ એટલામાં તેણે પોતાનો સુંદર નાજુક હાથ બુરખો સમો કરવા બહાર કાઢયો. તે વખતે ફ્રોસ્ટની નજર તેની ઉપર પડી. તેની આંગળી ઉપર અજાયબ જાતની એક વીંટી હતી, તે ફ્રોસ્ટના જોવામાં આવી.

લોકોની નજર થીઓડોર અને પેલા લુચ્ચા ગ્રેગરી તરફ હતી. તેમનું મળતાપણું જોઇ તેઓ આશ્ચર્ય પામતા હતા. પણ તેમની વચ્ચેનો ખરેખરો ફેર હવે દેખાઈ આવતો હતો. ગ્રેગરી જ્યારે લુચ્ચાઇથી ભરપુર દેખાતો ત્યારે થીઓડોરનો અમીરી ચહેરો પ્રકાશી રહેતો.

ન્યાયનું કામ શરૂ કરવામાં આવ્યું.

પ્રમુખ ન્યાયાધીશે થીઓડોર વોન ઝરનીનને પૂછયું કે, આ ત્રણે કેદીઓ ઉપર શા શા વાંકો મૂકવાના છે.

પોતાની બેઠક ઉપરથી ઉભો થઈ તે બોલ્યો, "મારા લોર્ડ, આ દરબારનો વખત કિંમતી છે એવું જાણુંછું છતાં મારે મારો હક પુરવાર કરવા માટે તથા મારા બાપ દાદાની મીલકત જે લુચ્ચો ખોટી રીતે પચાવી પાડી બેઠો હતો તે વિષે મારે લંબાણથી બોલવું પડશે."

પ્રમુખે કહ્યું, "તમારે બોલવું હોય તે બેલાશક બોલો. દરબાર તમારી વાત ધ્યાનથી સાંભળશે.

અમીરે નમીને બોલવું શરૂ કર્યું, "સન ૧૪૭૮માં હું ત્રેવીશ વરસનો થયો તે વખતે મારા બાપના ફરમાવ્યા પ્રમાણે મારી મીલકતનો હું ધણી થયો. તે પછી મારા કાકાના મરણથી તેની દોલતનો વારસ પણ હું જ થયો. મને મુસાફરીનો ઘણો શોક હતો. મુસલમાની રાજ્યમાં ફરવાની મને ઘણી હોંશ હતી. મારી મીલકતની બધી ગોઠવણ કર્યા પછી હું છ માણસો લઇને મુસાફરી કરવા નીકળ્યો. ૧૪૭૯ના જાનેવારી માસમાં હું બહાર નીકળ્યો. ગામોગામ ફરવા મારો વિચાર હતો. ત્યાં શા શા બનાવો બન્યા તેનું વર્ણન કરી તમારો વખત હું રોકવા માગતો નથી. ફરતો ફરતો હું કોન્સ્ટનટીનોપલ જઈ પહોંચ્યો. ત્યાં હું થોડા માસ રહ્યો. પછી ત્યાંથી નીકળીને ફરતો ફરતો હું સીરીઆમાં આવ્યો. મારા માણસો સાથે મેં બીજા વીસ સીપાઈઓ નોકરી રાખ્યા હતા. તેમને લઇને દમાસકસ જવા નીકળ્યો. શહેરથી થોડે દૂર હથિયાર બંધ સાઠ લુટારાઓએ અમારી ઉપર હુમલો કર્યો. મારા છ નોકરો તથા દશ સીપાઇઓ માર્યા ગયા. તેમ લુટારાઓમાંના ત્રીશનો જીવ ગયો. પણ એટલામાં ભોગજોગે તે શહેરનો એક પ્રખ્યાત વેપારી ડેમીટ્રીઅસ નોતારસ અમારી મદદે આવ્યો. તેના માણસોને જોઇ લુટારાઓ નાશી ગયા. હું સખત જખમી થયો હતો. તે મને પોતાને ઘેર લઇ ગયો. ત્યાં મને એક ફરેસ્તો મળ્યો. તે તેની પુત્રી ઇરીન હતી. તેની સંભાળથી હું થોડા વખતમાં સાજો થયો. અમારો પ્યાર બંધાયો. વેપારી અમારા લગ્ન કરી આપવા કબૂલ થયો. લગ્નને આગળે દિવસે ઝવેરી બજારમાં હું ગયો. મારી પાસે કેટલાંક કિંમતી હીરાઓ હતા તે વટાવી તેને બદલે ઇરીનને શોભે તેવાં દાગીના લેવા મારો વિચાર હતો. મેં તે પ્રમાણે કર્યું. હું ઘર તરફ પાછો ફરતો હતો, તે વખતે અંધારૂં થયું હતું. એક એકાંત ગલીનો લાભ લઇ મારા મોઢામાં ડુચો મારી તથા મારા ચહેરા ઉપર શાળ વીટાલી લઈ મારા હાથ બાંધી મને ઉચકી ચાલ્યા.

અરધા કલાક સુધી ચાલવા પછી તેઓએ મારા મોઢા ઉપરની શાળ છોડી નાખી એક ઘોડે બેસાડી લઈ ચાલ્યા. તેઓ બે કલાકની મુસાફરી પછી એક ગુફા આગળ આવી પહોંચ્યા. ત્યાં મારી પાસેના દાગીના તેમણે લઈ લીધા. તેમની વાત ઉપરથી એવું જણાયું કે, જે લુટારાઓએ અમારી ઉપર હુમલો કર્યો હતો તેમનો સરદાર તે દિવસે શહેરમાં હતો. તેણે મને ઝવેરીની દુકાનેથી ખરીદ કરતો જોયો. તેના સોબતી પણ સાથે હતા. બેઉ જણે અંધારાનો લાભ લઇ મને પકડી લીધો. મેં ખરીદેલા બધા દાગીના તેઓએ લઇ લીધા. પણ જે કિમતી ઝવેરાત મારા કમરબંધમાં છૂપાવેલું હતું તે વિષે તેમને ખબર ન હતી.

મને છોડી મૂકવા તેમના મેં કાલાવાલા કર્યા, મારા છૂટકારા માટે મોટી રકમ આપવા માગી, પણ તે ઉપર તેમણે ધ્યાન ન આપ્યું. મને લઇને તેઓ કિનારા તરફ ચાલ્યા. ત્યાં એક લુટારૂ વહાણના માલેકને મને ગુલામ તરીકે વેચ્યો. તેજ દિવસે તે વહાણ હંકારી ગયું. પણ તુર્કી સરકારના વહાણ સાથે અમારે લડાઈ થઈ. તેમાં અમે પકડાયા. સરકારી વહાણ ઉપર લુટારા સરદારને ફાંસી આપવામાં આવી અને બીજા બધાને ગુલામ કરી તેજ વહાણને હલેસા મારવા બેસાડયા. હું પણ ગુલામ થયો. મેં વહાણના વડાને મળી મારી પદવી તથા નામ જણાવ્યું પણ તે વખતે જર્મની અને તુર્કસ્તાન વચ્ચે લડાઈ ઉઠી હતી તેથી મારે ત્યાં કેદજ રહેવું પડયું. અમને દરેકને એક એક બાંક સાથે બાંધેલા હતા. આખો દિવસ કામ કરી, રાતનાં તેજ બાંક અમારૂં બીછાનું હતું. ખાવાના ખોરાકના હાલ હવાલ હતા. તેમ પાણી પણ તદ્દન ખરાબ મળતું. વળી અમારો ઉપરી અમલદાર ક્રૂર દીલનો હતો. તે જરા પણ વાંકમાં આવતાં પોતાના હાથમાંના ચાબુકથી ફટકાવી કાઢતો. તે વખતે મને મારી ઇરીન વિષે વિચાર આવતો આ ગુલામગીરીના દુઃખમાંથી છૂટવા માટે હું વારંવાર મોત માગતો.

આ પ્રમાણે એક વરસ થવા આવ્યું. તે વખતેતુર્કી અને

જર્મન વચ્ચે લડાઇ થઇ. તેમાં તુર્કીઓ જીત્યા. કેટલાક જર્મનો ગુલામ તરીકે કેદ પકડાયા. તેમાંના બે જણને મારી સાથે કેદ કરવામાં આવ્યા. તેઓ ગ્રેગરી અને શરમન હતા. મને મારા બે દેશી સોબતીઓ મળ્યા તેથી કાંઈક દીલાસો મળ્યો. તેમાં વળી ગ્રેગરી વોલ્સ્ટેન અને હું એક બીજાને ઘણા મળતા આવતા હતા તેથી અમે આશ્ચર્ય પામ્યા. મારે તેને મિત્રાચારી બંધાઈ. ધીમે ધીમે તેની આગળ મેં મારી બધી વાત કહી. મારી જાગીરનું વર્ણન કર્યું. મારા ખેડુતોના નામ તેને કહ્યા. તે સાથે ઇરીન વિષેનો મારો પ્રેમ મેં તેને જાહેર કર્યો. શરમન સાથે એક દેશી ભાઈ સિવાય ઝાઝી વાતચીતનો સંબંધ ન રાખ્યો. ગ્રેગરીએ પોતાનો હેવાલ મને કહી સંભળાવ્યો. જુગારમાં તે પોતાના બાપની આપેલી દોલત હારી ગયો. તે કોઈ છૂપા મંડળનો સભાસદ હતો. પણ તે મંડળનું નામ તેણે ન આપ્યું. અને તે મંડળને કામે વહાણ ઉપર ચઢયો હતો. પણ એટલામાં લડાઇમાં પકડાઇ ગયો. તેની મને દયા આવી. અને અમે જ્યારે ગુલામગીરીમાંથી છૂટીએ ત્યારે તેને મદદ આપવા મેં વચન આપ્યું અને તે સાથે મારી પાસે કેટલાક કિમતી હીરાઓ સંતાડેલા હતા તે મેં તેને કહ્યું.

વરસ પછી વરસ વહી ગયા પણ અમારી ગુલામગીરીનો છેડો ન આવ્યો. તુર્કી વહાણ ઉપરનું ગુલામીપણું જેમણેભોગવ્યું હોય તેજ ત્યાંનું દુઃખ જાણે. પણ આખરે અમારો છૂટકો થવા વખત આવ્યો. સન ૧૪૮૮ માં અમને મોટા વહાણમાંથી બદલીને એક નાના વહાણ ઉપર મોકલવામાં આવ્યા. તે વહાણ મોરીઆ તરફ હંકાર્યું. ત્યાં વેનીસના એક વહાણ સાથે તેને લડાઈ થઈ. આ લડાઇમાં ખીસ્તીઓ જીત્યા. તુર્કી વહાણના બધા માણસોને વેનીસીઅન વહાણમાં લઈ જવામાં આવ્યા. અમને તુરત છૂટા કરવામાં આવ્યા. તેના કપ્તાનને મેં મારૂં નામ કહ્યું. તે મને માન આપવા લાગ્યો. પછી તે વહાણ પોતાના પકડેલા ઇનામી વહાણ સાથે વેનીસ તરફ હંકાર્યું. ત્યાં અમે થોડા વખતમાં આવી પહોંચ્યા.

મારો વિચાર તુરત વીએના તરફ જવાનો હતો તેથી મારા કેટલાક હીરાઓ વેચી મેં રોકડ નાણું મેળવ્યું. તેમાંથી થોડું શરમનને અને થોડું ગ્રેગરીને આપ્યું. ગ્રેગરી મારી સાથે આવવા કબૂલ થયો, પણ શરમન બેનીસમાંજ રહ્યો.

મારે શહેરમાં ફરી થોડું લેવું હતું તે લેવા ગયો. ગ્રેગરી મુસાફરીની તૈયારી કરવા અમારે ઉતારેજ રોકાયો. હું ફરતો ફરતો એક ઘર આગળ આવી પહોંચ્યો. તે સુંદર દેખાવનું હતું. તેના દરવાજા ઉઘાડા હતા. પણ એટલામાં હું ચોંક્યો. મને લાગ્યું કે, ગ્રેગરી વોલ્સ્ટેન જેને હું ઉતારે છોડી આવ્યો હતો તે પેલા સુંદર મકાનમાં દાખલ થયો. હું દરવાજા આગળ ઉભો રહ્યો. મને લાગ્યું કે, ગ્રેગરી થોડીવારમાં પાછો બહાર આવશે. પણ એટલામાં કોઇ સ્ત્રીની ચીશો તે ઘરમાંથી આવતી સંભળાઇ. હું તરવાર કાઢી તુરત અંદર દોડયો. પાસે દાદર હતો તે ઉપર ચઢી ઉપર ગયો. ત્યાં અંધારૂં હતું. પણ જે તરફથી ચીશો આવતી હતી તે તરફ હું ગયો. મારી એક બાજુએ ઓરડા હતા. ચીશો છેક છેડેથી આવતી હતી. મેં છેડેના ઓરડાનો દરવાજો ઉઘાડયો. આ વખતે ચીશો બંધ થઇ ગઇ. પણ તે ઓરડામાં નવાઇ જેવો દેખાવ મને દેખાયો.

ઓરડો મોટો અને સુંદર હતો. પણ તેમાં સામાન થોડો હતો. વચમાં એક ટેબલ ઉપર ત્રણ શીશા પડેલા હતા. તેની ઉપર 'કેન્ટેરેલા' નામની ચીઠીઓ મારેલી હતી. તેમની બાજુમાં બીજા પાંચ શીશાઓમાં ફીણ જેવી સફેદ પ્રવાહી હતી. તેની ઉપર 'કેન્ટેરેલાનું પાણી' એ નામની ચીઠીઓ લગાડેલી હતી. ઓરડાના એક ખુણામાં એક મોટા કદનું રીંછ ઉંધે માટે લટકતું હતું. તે મુએલું હતું. તેની બરાબર નીચે રૂપાની એક રકાબી મૂકેલી હતી, તેમાં પેલા રીંછના મોઢામાંથી પાણી પડતું હતું. વળી તે ઓરડામાં એક બીજી અજાયબી હતી. લાકડાના ચાર ખુંટા દાટી તેની સાથે એક બળદ બાંધેલો હતો. તેનું પેટ ચીરી અંદરથી હાડકા વગેરે કાઢી નાખવામાં આવ્યું હતું. તે બળદની બાજુમાંજ લોહીવાળા માણસના ખુલ્લા પગની

નિશાની પડેલી હતી. તે પગલા બાજુના બીછાના સુધી ગયા હતા. બીછાનું અને ચાદર બધું લોહીથી ખરડાયલું હતું.

આ બધી ચીજો જોઇ હું આશ્ચર્યમાં લીન થયો. એટલામાં મારી પાછળ કોઇના પગલા સંભળાયા. હું પાછો ફર્યો તો મારી તરફ એક સુંદર સ્ત્રી આવતી જણાઇ. તેની સાથે એક માણસ હતો, પણ તે મને જોઇને બહાર નીકળી ગયો. પણ મેં તેને તુરત ઓળખ્યો. તે ગ્રેગરી હતો. તે સ્ત્રી હુકમ કરતા અવાજે બોલી, "અહીં તમે કેમ આવ્યા?" મેં કારણ કહ્યું. તેણીએ મારૂં નામ પૂછયું. મેં જવાબ આપ્યો, "હું ઝરનીનનો અમીર છું. તમે કહેશો તો હું અત્રેથી જતો રહીશ." તે સ્ત્રી બોલી, "મારા લોર્ડ, તમે અહીંથી જાઓ. પણ અહીં જે તમે જોયું છે તે વિષે કોઇને પણ કહેશો નહિ." આમ કહી તેણે દરવાજા તરફ હાથ કરી મને જતો રહેવા કહ્યું. આ વખતે તેના જમણા હાથની વચલી આંગળી ઉપર એક કીમતી વીંટી પહેરેલી હતી અને તેની ઉપર હીરા જડિત સિંહનું માથું પાડેલું હતું.

હું ત્યાંથી બહાર નીકળી પાધરો મારે ઉતારે આવ્યો. જે માણસને મેં બે વખત ગ્રેગરી તરીકે જોયો હતો તેજ તે હતો કે નહિ, તે વિષે મારે ખાત્રી કરવી હતી. હું ઉતારે આવ્યો. ગ્રેગરી ત્યાં તૈયારી કરવામાં રોકાયલો હતો. તે ત્યથી બહાર ગયો હતો કે નહિ તે વિષે મેં તેને પૂછયું. તેણે ના પાડી. પછી મેં તેને મારી જોયલી વાત કહી સંભળાવી. તે બોલ્યો કે, ચાલો, આપણે ત્યાં જઇ એ વાતની ખાત્રી કરીએ. પણ મારે તેવી ખાત્રી કરવા વિચાર ન હતો. તેથી હું મારા ઓરડામાં સુવા ગયો. બીજે દિને સવારના પહોરમાં અમે મછવામાં બેસી ઇટાલી તરફ ચાલ્યા. ત્યાં કિનારા ઉપર અમારે માટે ત્રણ માણસો હથિયારબંધ તૈયાર હતા. ઇટાલીમાં લુટારાઓનું જોર વધારે હતું તેથી વોલ્સ્ટેને તેમને પગારદાર રાખ્યા હતા. તે ત્રણ માણસોમાં એક આ તમારી સામે ઉભેલો ફ્રીઝ છે. બીજા બે કાર્લ અને કોનરાડ કરીને હતા. ફ્રીઝ તેમનો ઉપરી હતો. થોડી મુસાફરી કર્યા પછી એક

દિવસે સાંજના અમે એક ઝુપડામાં ઉતારો કર્યો. હું સૂઈ ગયો કે, તુરત મને બાંધવામાં આવ્યો. હું જાગી ઉઠયો તો બોલ્સ્ટેન વગેરે મારા સંતાડેલા હીરાઓ કાઢી લેતા હતા. પછી તેઓ મને પેલા મઠમાં લઈ ગયા. જ્યાં હું આઠ વરસ સૂધી કેદ રહ્યો.

મને જે ગુફામાં કેદ કરવામાં આવ્યો હતો તે દરવાજા પાસે હતી. તે ગુફાને એક નાની બારી હતી. તે તેઓ બંધ રાખતા હત. પણ કોઇ વખત ઉઘાડી રહેતી તો હું તેની પાસે ઉભો રહી મારો છૂટકો કેમ થશે તે વિષે વિચાર કરતો. છ વરસ ઉપર એ પ્રમાણે હું ઉભો હતો તે વખતે (મઝીની તરફ હાથ કરીને) આ માણસ તે તરફ આવી ચઢયો. તેને મારા છૂટકારા માટે મેં કાલાવાલા કર્યા. પણ મને અંદર ઘસડી જઇ તેની સાથે કેવી રીતે વરત્યા તે એ તમને કહેશે. તે પછી કોઈ કોઈ વખત કોઇ છૂટો છવાયો મુસાફર ત્યાં આવી ચઢતો પણ તેને તેઓ કેદ કરીને ઉચકી જતા. આખરે (એંટો તરફ ફરીને) આ ઉદાર દીલનો જુવાન ત્યાં આવી ચઢયો, તેણે મારો છૂટકો કર્યો.

મારા કેદના આઠ વરસ મેં અતિ દુઃખમાં કાઢયા. તેમના હાથમાં કેદ પકડાયા પછી મેં બોલ્સ્ટેનને મુદ્દલ દીઠો ન હતો. તેને મેં તે પછી આજજ દીઠો. તે મઠમાં મારા કેદના પહેલા બે ત્રણ વરસ સૂધી તે મઠના ઉપરી ફાધર એન્સેલ્મે મારા છૂટકારા માટે મારી મીલકત માગી. પણ હું મારી અડધી મીલકત આપવા તૈયાર થયો પણ તેણે ન માન્યું. આખરે કંટાળી જઈ મેં બધી મીલકત આપી દેવા કહ્યું. પણ તેમણે મને તે વખત છૂટો કરવા ના પાડી. મારી મીલકત ફાધર એન્સેલ્મના નામ ઉપર ચઢી જાય તે પછીજ મને છૂટો કરવા તેમણે કહ્યું. આ વખત મને શક પડયો. હું તેમને મારી મીલકત આપી દઉં તો પછી તેઓ મને કદી પણ છૂટો ન કરે. તે પછીના પાંચ વરસ સૂધી એ બાબત મને જરા પણ કહેવામાં ન આવ્યું. આનું કારણ મને છૂટો થતાં માલમ પડયું. આ નીચ માણસે જેણે તુર્કી વહાણમાં મારી પાસેથી

બધી હકીકત મેળવી હતી—જેણે મને લુટી લીધો હતો—તે મને મળતા આવતા દેખાવથી મારી બાદશાહી દોલત મેળવવા પામ્યો. પણ મારી દોલત ગયાનું મને દુઃખ નથી. જે નમ્ર સ્ત્રી હાલ ઝરનીનની અમીરજાદી થઇ છે તે અતિ પૈસાદાર છે. તેના બાપની દોલત મારી દોલત કરતાં વધારે છે. તેનાથી હું સુખી થઈશ. પણ આ બે ગુનેગારો વોલ્સ્ટેન અને ફ્રીઝ વાજબી શિક્ષા ભોગવશે એવી મને આશા છે."

મુખ્ય ન્યાયાધીશે પૂછ્યું, "ત્યારે તમે આ શરમન ઉપર અપરાધ નથી મૂકતા?"

અમીરે કહ્યું, "નહિ, મારા લોર્ડ."

મુખ્ય ન્યાયાધીશે કહ્યું, "ત્યારે શરમનને છુટો મૂકો અને આ બે જણને કેદમાં લઈ જાઓ. એમની તપાસ આવતી કાલે ચલાવીશું."



## પ્રકરણ ૪૫ મું.

### આ સ્ત્રી કોણ?

ઝરનીનના ઉમરાવના ઇતિહાસથી લોકો ઉપર ઘણી અસર થઈ. વેનીસ શહેરમાં બનેલા બનાવ ઉપરથીજ તેને પકડીને કેદ કરવામાં આવ્યો હતો એમ બધાએ ધાર્યું. જ્યારે દરબાર ઉઠી ત્યારે મુખ્ય ન્યાયાધીશે બાદશાહી મહેલમાં જઈ શંહેનશાહ મેક્ષીમીલીઅનને બધી વાત કહી. મેક્ષીમીલીઅન ઉદાર દીલનો હતો. તેણે થીઓડોરને તેની જાગીર અને પદવી સોંપવા હુકમ કર્યો. તેમજ પોતાની બાદશાહી જાગીરમાંથી થોડો ભાગ તેને આપવા પોતાના ખજાનચીને હુકમ કર્યો. વળી તે સાથે કારન્થોલાના હાકમ ઉપર હુકમ મોકલ્યો કે, આલ્પ્સ પર્વત માહેલા પેલા મઠનો તેણે કબજો લેવો તથા અંદરના માણસોને કેદ કરવા. તે મઠનો નકશો ઓટો પ્યાનાલાએ તૈયાર કર્યો હતો તે પણ તે હુકમ સાથે તેણે મોકલી આપ્યો.

હવે આપણે પાછા ન્યાય દરબાર તરફ ફરીએ. કેદીઓને લઇ ગયા પછી લોકો બહાર નીકળવા લાગ્યા. આ વખતે પેલી બુરખાવાળી સ્ત્રી જેણે એક ચોકસ બનાવટની વીંટી પહેરી હતી, તે બધાને બહાર નીકળવા દઇ પોતે સૌથી છેલ્લે નીકળી. થીઓડોરની વાત સાંભળી, ફોરસ્ટે તે સ્ત્રીની ઉપરથી પોતાની નજર ખસાડી ન હતી. આ વખતે અંધારૂં થવા આવ્યું હતું, પણ રસ્તાના દીવાના અજવાળાથી ફોરસ્ટ તેની પાછળજ જતો હતો. પોતાની પાછળ કોઇ આવે છે એવો તેને ખ્યાલ પણ ન હતો. એક ગલીમાં તે ફરી એટલામાં પાછળથી તેણે અવાજ સાંભળ્યો, "વીએનાના રસ્તામાં રાતની વખતે આફી રહેતી નથી તેથી તમે એકલા છો જાણી હું તમારા ઘર સુધી તમને મૂકવા આવું ?"

મધુર સ્વરે તે સ્ત્રીએ જવાબ આપ્યો, "મને ચોર કે લુટારાની ધાસ્તી નથી"

ફોરસ્ટે કહ્યું, "બાઇ, મારી માગણી ના ન પાડો. તમે દરબારમાં ગયા હતા અને ત્યાં હું પણ હાજર હતો. વેનીસની પેલી વાત સાંભળી હું ઘણોજ આશ્ચર્ય પામ્યો હતો.

આશ્ચર્યથી તે સ્ત્રી બૂમ પાડી ઉઠી, "તમે શું કહો છો ? (જરા શાંત પડીને) મને તો એ વાત ખરી લાગતી નથી. મારે આ બાજુને રસ્તે જવું છે."

ફોરસ્ટ બોલ્યો, "ત્યારે તો એ રસ્તે તમને હું એકલા જવા દેનાર નથી. વળી તમારી સાથે વાત કરતાં મને આનંદ થાય છે. કદાચ તમે મારૂં નામ પણ જાણતા હશો. હું એરાનાનો કાઉન્ટ છું."

તે આશ્ચર્યની બૂમ પાડી ઉઠી, "હં ! ત્યારે તો તમને આજની દરબારથી વધારે રસ લાગ્યો હશે?"

ફોરસ્ટે પૂછયું, "બાઇ, કેવી રીતે ?"

ધીમે સ્વરે તે બોલી, "શું એ લુચ્ચાની જીંદગી ભયમાં નથી ? પણ એની સાથે તમારી વહાલી ઇડા પણ બેઆબરૂ થશે."

ફોરસ્ટે કહ્યું, "ઇડા વિષે આમ તમે વગર વિચારે બોલો છો. પણ હવે હું સમજ્યો. ગ્રેગરી વોલ્સ્ટનને તમે ઓળખો છો. તેણે તમને તે વાત કહી હશે."

ધીમેથી હસીને તે સ્ત્રી બોલી, "મેં આ વાત કેમ જાણી તે જાણવાથી તમારે કામ નથી. તમે કબૂલ કરોછો એજ બસ છે."

ફોરસ્ટ બોલ્યો, "અને બાઇ, વેનીસની જે સ્ત્રીની વાત ઝરનીનના ઉમરાવે કીધી તે તમેજ છો. તમારી આંગળી ઉપર સિંહના મોઢાવાળી વીંટી છે."

મંદ હાસ્યથી તે સ્ત્રી બોલી, "મારા લોર્ડ, એમાં તમારી ભૂલ છે. મારી વીટી ઉપર તો સર્પનું ડોકું છે. જુઓ."

આમ કહી તેણે પોતાનો હાથ લંબાવી આંગળી ઉપરની વીટી બતાવી. તે જોઇ ફોરસ્ટે કહ્યું, "હા, આ તો સર્પના ડોકાવાળી છે. પણ આ સિવાય બીજી વીટી તમારી પાસે હોવી જોઇએ."

તે સ્ત્રી બોલી, 'હું સોગન ખાઇને કહુંછું કે, આ વીટી સિવાય મારી પાસે બીજી વીટી નથી. પણ એ વિષે હાલ વાત રહેવા દો. ગ્રેગરી વોલ્સ્ટન વિષે તમારો શો વિચાર છે?"

ફોરસ્ટે પૂછયું, "કેમ? તમારો શો વિચાર છે? ઇડાએ મને એને એના નસીબ ઉપર રહેવા દેવા કહ્યું છે."

તે સ્ત્રીએ પૂછયું, "એને છોડવવાની તમારી શકિત છે?"

ફોરસ્ટે પૂછયું, "તમને એમ જણાય છે?"

સ્ત્રી બોલી, "મારા લોર્ડ, જો એને બચાવવાની તમારી શકિત હોય તો તેનો તુરત ઉપયોગ કરો, હું તમારી આભારી થઈ રહીશ."

"તમારા જેવી સુંદરીનું કહ્યું-"

"તમે કેમ જાણ્યું કે, હું સુંદર છું?"

ફોરસ્ટે કહ્યું, "શું ઝરનીનના અમીરે વેનીસમાં જોયલી સ્ત્રી સુંદર હતી એવું કહ્યું નથી?"

સ્ત્રી બોલી, "મારા લોર્ડ, હજી પણ તમે મને તેજ સ્ત્રી તરીકે ગણોછો. પણ તેની આંગળી ઉપર તો સિંહના માથાવાળી વીટી હતી અને મારી વીટી તો સર્પના માથા અને મો-

ઠાવાળી છે. પણ હવે મને શો જવાબ આપો છો? તમે તેને બચાવશો? મારા લોર્ડ, હું ઊંચ ખાનદાનની છું. એટલુંજ નહિ, પણ મારા પિતા રાજ્યાસન ઉપર બેસે છે, અને તેમની આજ્ઞાનું ઉલ્લંઘન કરવાની આખા યુરોપના કોઇ પણ મોટા રાજકર્ત્તાની હીમત ચાલતી નથી! મારા લોર્ડ, તમારા જેવા મોટા બલવાન ઉમરાવની હું મદદ માગું તેમાં શું ખોટું છે? તમે મારી મહેરબાની મેળવવા નથી માગતા?"

ફ્રોસ્ટ બોલ્યો, "સુંદરી-ભેદ ભરેલી સ્ત્રી, તને હું કેમ ના પાડી શકું? હા, તે કેદીને છૂટા કરવાની મારામાં શકિત છે. તેના બદલામાં ખેતાબો, જાગીરો, અને માન મેળવવાની મને દરકાર નથી, પણ તારી એક મીઠી નજરજ મને બસ છે."

થોડીવાર સૂધી ચૂપ રહ્યા પછી તે સ્ત્રી બોલી, "મારા લોર્ડ, જો તમે તે બેઉ જણને છોડવશો તો હું તમારી ગુલામ જેવી થઇને રહીશ. મારો ચહેરો જુઓ." આમ કહી મોઢા ઉપરથી બુરખો ખસાડી નાખ્યો. ફ્રોસ્ટ તેની સુંદરતા જોઈ છક્ક થઈ ગયો. તે બોલ્યો, "સુંદરી, તું ગમે તે હોય તોપણ તારી માગણી હું ના પાડી શકતો નથી. આજ રાતના એ બેઉ કેદીઓને હું છોડવીશ. પણ તું મને પાછી મળીશ?"

સ્ત્રી બોલી, "હા, હું તમને આવતી કાલે આ શહેરને દક્ષિણ દરવાજે મળીશ. પણ આજ રાતના આ બેઉ છુટા થવા જોઇએ."

ફ્રોસ્ટે કહ્યું, "ઠીક છે. એમ બનશે. આપણે કાલે મળીશું." આમ કહી બેઉ જણ છૂટા પડયા.

પણ આ છેલ્લા શબ્દો ઇડાના સાંભળવામાં આવ્યા. તે તેમની પાછળજ આવતી હતી. પણ આ બે જણને તે વિષે સુદ્દલ ખબર ન હતી. ઇડા અદેખી હતી. પોતાનો આશક ફ્રોસ્ટ બીજીના પ્રેમમાં છે એમ તેણે જાણી લીધું. તેનું વેર લેવા તેણે વિચાર કર્યો. ફ્રોસ્ટની ઉપર તે વેર લઈ શકે એવું ન હતું. ચોવીશ વર્ષ સૂધી ઝેર અથવા ખંજરે તે મરી ન શકે. પણ પેલી સ્ત્રી જેને તેણે પોતાની હરીફ ધારી હતી તેની ઉપર વેર લેવા ઠરાવ કર્યો.

ઇડાના મનમાં મોટી ઉમેદ હતી. થેરેસાને મારી નાખી પોતે તેની પરણીઅત થવા માગતી હતી. તે માટેજ તેણે થેરેસાને ઝેર આપ્યું હતું.

## પ્રકરણ ૪૬ મું.

## પાંચ બનાવો.

ઉપલા બનાવને બીજે દિને વીએનામાં તરેહવાર ગપો ઉડી રહી. પહેલું તો એ કે ફ્રીઝ અને ગ્રેગરી વોલ્સ્ટેન પોતાના કેદખાનામાંથી નાશી ગયા. તેમને મજબૂત બંધ કર્યા હતા છતાં બારી ભાંગીને તેઓ નાશી ગયા હતા.

બીજો બનાવ કારન્થોલા જતા બાદશાહી કાસદને મારી નાખવામાં આવ્યો હતો. તેની છાતીમાં એક ખંજર ખોસેલું હતું અને તેના હાથા ઉપર દોરડું બાંધી ચર્મ પત્ર ઉપર આ પ્રમાણે લખેલું હતું:—

"પવિત્ર ન્હીમ મંડળની વિરૂદ્ધ ચાલનારના આ માણસના જેવા હાલ થાય છે! પવિત્ર ન્હીમ મંડળ સર્વોપરી સત્તા ધરાવે છે!"

"+++."

તે કાસદના પૈસા અને હથિયાર બધા અનામત હતા. માત્ર બાદશાહી હુકમના દસ્તાવેજો ગુમ થઈ ગયા હતા.

ત્રીજો બનાવ શાહેનશાહના મહેલમાં બન્યો હતો. જ્યારે મેક્ષીમીલીઅન ઉઠયો ત્યારે તેના ટેબલ ઉપર એક ખંજર ખોસેલું હતું અને તેની ઉપરના ચર્મ પત્રમાં "સાવધ!" એટલું લખેલું હતું.

ચોથો બનાવ પચીશ વર્ષ ઉપર જાહેર રીતે ફાંસી દીધેલો એક માણસ વીએનામાં આગલે દિવસે દેખાયો હતો તે હતો. આ માણસ તે પેલો અલરીક ફીનીસ ચોકીદાર હતો. જેણે નામદાર આર્ચડયુક લીઓપોલ્ડના જન્મ વખત રાજવેદ અને ધાવ સાથે મળી કાવત્રું કર્યું હતું. અલરીક ફીનીસ, રાજવેદ અને ધાવને જાહેર રીતે ફાંસી આપી મારી નાખવા-

માં આવ્યા હતા. તેજ આલરીકને પાછો જીવતો જોઇ લોકો આશ્ચર્ય પામ્યા હતા.

ઉપલા ચારે બનાવો તો સવારનાજ જણાયા હતા. પણ સાંજના પાંચમો બનાવ બન્યો. અંધારૂં થવાની થોડીવાર પહેલાં શહેરની બહાર દક્ષિણ દરવાજે એક બુરખાવાળી સ્ત્રી ઉભી હતી. તે પોતાના મનમાંજ બોલતી હતી, "મારા ભાઈ સીઝરથી છૂટી પડતાં તો મને થોડી મુશ્કેલી પડી. (આ વખતે તેણે પોતાનો બુરખો સરખો કર્યો અને તેની આંગળીએ પેલી સિંહના માથાવાળી વીંટી જણાઈ) સીઝર વહેમીલો છે. પણ ઓરાનાના કાઉન્ટને આપેલું વચન તો મારે પાળવું જોઇએ. એ કેવો સુંદર છે! એની સત્તા અને પૈસો કેટલો છે! મારા શત્રુઓ હવે કયાં રહ્યા છે! જેટલા હતા તેટલા બધા તો નાશ પામ્યા! અમારા કુટુંબની છૂપી વાત અમારા સિવાય બીજું કોઇ જાણતું નથી! તેમ આ ફોસ્ટ-ઓરાનાના કાઉન્ટની પણ છૂપી વાત હશે!. પણ મારૂં નામ સાંભળી તે કેટલો આશ્ચર્ય થશે? મારો ભાઈ તેની મિત્રતા કરવાને ખુશી થશે. અમારા—"

એટલામાં ઝભામાં વીટલાયલો એક આકાર તેની તરફ આવતો જણાયો. તેને જોઇ તે બોલી, "ફોસ્ટ."

ઇડા પોતે આ છૂપો વેશ પહેરી આવી હતી તે બોલી, "નીચ સ્ત્રી, હું ફોસ્ટ નથી પણ તારી વેરી છું. હું ફોસ્ટને ચહાઉછું તેમાં તું હરીફ થઇ પડી છે."

આમ કહી તેણે ખંજર ઉચું કર્યું. પેલી સ્ત્રી પણ ગુસ્સે થઇ ગઇ. તે પોતાનો હાથ બુરખામાં નાખી બે ત્રણ પગલા પાછળ હઠી ગઈ. ઇડાનો હાથ છટકી ગયો. ઇડાએ તુરત ફરીથી હાથ ઉચક્યો. પણ આટલી વારમાં પેલી સ્ત્રીએ પોતાની આંગળી ઉપરની વીંટી ફેરવી નાખી. સિંહના મોઢાની નિશાની ફેરવી સર્પનું મોઢું ઉપર લાવી અને ઇડાનો હાથ પકડી તેના ગાળ ઉપર પોતાની વીટી લગાવી. તે પાછળ ખસી ગઈ. હવે તેને બીક ન હતી. તે ઝેરી વીટીએ પોતાનું કામ કરવા માંડયું. ઇડા એક ચીસ પાડી મુડદું થઈ પડી. પેલી સ્ત્રી ત્યાંથી જતાં બોલી; "હાલ હું ફોસ્ટને મળી શકતી નથી."

# પ્રકરણ ૪૭ મું.

## આ કોણ છે?

તે સ્ત્રી ત્યાંથી દૂર ગઇ એટલામાં તેને વિચાર આવ્યો કે, જો ઇડાને કોઈ ચોરે લુટી લીધી હોય એવો દેખાવ કર્યો હોય તો સારૂં.

તે પાછી ફરી. ઇડાનો ચહેરો સફેદ થઇ ગયો હતો. તે જોઈ તે સ્ત્રી બોલી, "મેં આટલા બધાને મરતા દીઠા છે તે આનાથી હું કેમ ડરીશ!" તેણે આસપાસ જોયું. ત્યાં કોઈ ન હતું. તે સ્ત્રીએ મુરદાની આંગળીએથી વીંટી ઉતારી લીધી. તેના પૈસા લઈ લીધા. તેના ગજવામાંથી એક કાગળ નીકળ્યો તે પણ લીધો. તેના હાથમાંનું ખંજર કાઢી લઈ તેની છાતીમાં ખોસી દીધું. એટલામાં ત્યાં કોઇ આવતું સંભળાયું. તે તુરત દોડી ગઈ.

તેજ પળે ફોસ્ટ ત્યાં આવી પહોંચ્યો. માણસને પડેલું જોઈ તે ઉભો રહ્યો. બરાબર જોઈ તે બોલ્યો, "ઇડા! પુરુષના પોશાકમાં-ઇડા! ખુન થયું છે! એને કોઇએ લુટી લીધી છે!"

તેજ પળે સેતાનનો અવાજ સંભળાયો, "ટુંકી નજરના માનવી!"

તેને જોઇ ફોસ્ટ બોલ્યો, "કેમ, તું અહીં કયાંથી? મેં તને બોલાવ્યો નથી."

ઇડાના મુરદા તરફ સંતોષની નજરે જોતો સેતાન બોલ્યો, "તેં મને બોલાવ્યો નથી, પણ તારી માનીતીનું કોણે ખુન કીધું તે જાણવાની તને આતુરતા છે તેથીજ હું આવ્યો. ટુંકી નજરના માનવી! પહેલાં આનો જીવ લઇને પછી જાણે કોઈએ લુટી હોય એવો દેખાવ કર્યો છે."

ફોસ્ટ બોલ્યો, "હા, એ પણ ખરૂં! પણ તું અહીં પાસે હતો? જે મને વહાલી હતી તેનો જીવ બચાવવા તેં કેમ ઉપાય ન લીધો?"

સેતાને જવાબ આપ્યો, "હા, હું પાસે હતો. પણ ઇડા-

ત્યો વખત પુરો થયો હતો તેથી તેનો જીવ બચાવવાની મારી શકિત ન હતી."

ફ્રોસ્ટે પૂછ્યું, "આ ખુન કરનાર કોણ?"

સેતાને જવાબ આપ્યો, "એક સ્ત્રી. પેલી વીટીવાળી સ્ત્રી સાથેની તારી વાત ઇડાએ સાંભળી હતી, અને તેથી તેની ઉ-પર વેર લેવા ઇડા અત્રે આવી હતી. જો, ઇડાના ગાલ ઉપર આ ઘસારો છે. એ પેલી વીટીમાંના સર્પના મોઢાથી પડયો છે. એ વીટી સૌથી વધારે ઝેરી છે. તેના ઘસારીથી આ મરણ પામી. પછી તેની છાતીમાં ખંજર મારવામાં આવ્યું."

ફ્રોસ્ટ બોલ્યો, "તે ભેદ ભરેલી સ્ત્રી અને તેની વીટી વિષે હું જાણવા માગું છું. મેં તેનો ચહેરો થોડી પળ સુધી જોયો છે પણ તેના જેવી સુંદરી આખી દુનિયામાં મેં જોઇ નથી."

સેતાને પૂછ્યું, "તારી થેરેસા એવી સુંદર નથી."

ફ્રોસ્ટે જવાબ આપ્યો, "નહિ."

"તારી ઇડા?"

"નહિ, તે પણ એવી ન હતી. પણ હવે મને તેના ઘર-માં લઇ જા."

સેતાને પૂછ્યું, "આ તારી માનીતીનું મુરદું તું અહીંજ રહેવા દઇશ?"

ફ્રોસ્ટ બોલ્યો, "હા. જો હું તે વિષે જાહેર કરૂં તો મારી ઉપરજ શક આવે. બીજો કોઇ માણસ આ રસ્તે આવશે તે એ વિષે ખબર કરશે. ચાલ. તે સ્ત્રી કોણ છે તે જાણવાની મને આતુરતા છે. તે પોતાના બાપની મોટી પદવી વિષે વાત કરતી હતી. માટે તે કોણ છે તે મારે જાણવું જોઇએ."

સેતાન બોલ્યો, "તે ખોટું બોલી ન હતી, તેનો બાપ એક બલવાન રાજકર્ત્તા છે અને આ સ્ત્રી પોતે પણ એક રાજા સાથેજ પરણેલી છે."

ફ્રોસ્ટે નિરાશ થઇ જઇ કહ્યું, "તે પરણેલી છે?"

સેતાને જવાબ આપ્યો, "હા, તે બીજીવાર પરણેલી છે. પણ તેનું શું? તે પોતાના જીવની માલેક છે. જો હું તમારી ભાષામાં બોલું તો એક સુંદર શરીરમાં ઢંકાયલી તે એક રા-

રાક્ષસી છે. પણ એ વિષે પછી વાત. હાલ તો તને તેને ત્યાં લઈ જાઉં. મારો હાથ પકડ."

બેઉ જણ માનવીની નજર આગળથી અદૃશ્ય થઇને એક મોટા મકાનમાં દાખલ થયા. એક શણગારેલા ઓરડામાં બે માણસો બેઠા હતા. તેમાંનો એક તો ફાધર એન્સેલ્મ હતો. બીજો ત્રીશ વર્ષની ઉમરનો લાંબો, પાતળો જુવાન હતો. તેણે કીમતી પોશાક પહેર્યો હતો. તેઓ બેઉ જણ ટેબલ આગળ બેસી ખાતા પીતા હતા. ફોસ્ટ અને સેતાન ત્યાં દાખલ થયા તે વખતે તેઓ વાત કરતા હતા.

જુવાન બોલ્યો, "ગુરૂમહારાજ, ત્યારે આજ રાતનાજ તમે વીએના છોડી જવા ઠરાવ કર્યો છે?"

તેણે જવાબ આપ્યો, "હા, મારા લોર્ડ, મારાથી અત્રે રહેવાય તેમ નથી. મને કેટલાકોએ ઓળખી કાઢયો છે અને વળી છૂપા મંડળના એક મુખી તરીકે અહીં રહેવું મારે માટે ભય ભરેલું છે"

જુવાને પૂછ્યું, "પણ તમે તો શાહેનશાહને પણ ધમકી આપી ચૂકયા નહિ વારૂ?"

ફાધર એન્સેલ્મે જવાબ આપ્યો, "જોગ જોગ પવિત્ર વહીમ મંડળનો એક સેવક શાહેનશાહના મહેલમાં નોકરી છે. તેણે ખંજર અને દોરડું શાહેનશાહના ઓરડામાં રાખવા હીમત કીધી."

જુવાને પૂછ્યું, "પણ પેલા કાસદને કોણે માર્યો?"

એન્સેલ્મે જવાબ આપ્યો, "મેં પોતે. મેં તે વિષે તપાસ મેળવી તેનું ખુન કર્યું. તેની પાસેના દસ્તાવેજોમાંથી ઓટો વ્યાનાલાએ બનાવેલો નકશો પણ મળી આવ્યો. નકશાની મદદથી કોઇપણ તે મઠ લઈ શકે. પણ હવે તો મેં ફ્રીઝ અને બોલ્સ્ટનને તે તરફ રવાના કર્યા છે. તેઓ બધી તૈયારી કરી રાખશે. બે કલાકમાં તો હું પણ અહીંથી રવાના થઇશ."

તે જુવાન બોલ્યો, "હું પણ આવતી કાલે મારી બહેનને સાથે લઈ આ શહેર છોડી જઈશ. સારૂં થયું જે આપણે અહીં વખતસર આવી પહોંચ્યા."

સાધુબાવા એન્સેલ્મે કહ્યું, "પણ હું વેલ્સ્ટેનને છોડનાર નથી. એણે જો ઝરનીનના અમીર તરીકે દેખાવ દીધો ન હોત તો થીઓડોર ઝરનીન કદી પણ છૂટો થઈ ન શકત. તમારો તથા તમારી નામદાર બહેનનો ગમે તે વિચાર એ અમીરને કેદમાં રાખવાનો હોય—"

પેલો જુવાન બોલ્યો, "એનું કારણ મેં તમને કહ્યું હતું પણ તે તમે ભૂલી ગયા હોવ એમ જણાય છે. એક ચોકસ કામને માટે અમે નામ બદલીને વેનીસમાં રહ્યા હતા, તે વખતે અમારા મકાનના એક છૂપા ઓરડામાં આ અમીર આવ્યો હતો. વેલ્સ્ટેન પણ અમારા ઘરમાં આવ્યો હતો. તે પોતાની ગુલામગીરીનો હેવાલ અમને કહેતો હતો. તે સાથે વળી ઝરનીનના અમીર સાથેના પોતાના એક મળતા ચહેરાની વાત પણ તેણે કહી. એટલામાં મારી બહેનને પેલા છૂપા ઓરડાનો દરવાજો ઉઘાડો રહી જવાની વાત યાદ આવી. તે બંધ કરવા ગઇ. વેલ્સ્ટેનને "એકવા કેન્ટ્રેલા"ની એક શીશી જોઇતી હતી તેથી તે પણ તેની સાથે ગયો. દરવાજામાંથીજ વેલ્સ્ટેન પાછો ફર્યો ઓરડામાં ઉભેલા માણસને મારી બહેને તુરત ઓળખ્યો કે, તે ઝરનીનનો અમીર હતો. તેણે તે છૂપા ઓરડામાંની બધી ચીજો જોઇ લીધી હતી. તેથી તેને કેદ કરવાની અમારે જરૂર પડી. અને તે પ્રમાણે વેલ્સ્ટેનને શીખવીને અમે તમારા કબજામાં તેને સોંપાવ્યો."

સાધુ બોલ્યો, "ખંજર અને દોરડું હજી પણ તેની ઉપર ફતેહ મેળવી શકશે."

જુવાને કહ્યું, "તેમ કરવાની કાંઈ જરૂર નથી. એણે બધી છૂપી ચીજો જોઇ લીધી પણ તે ઘર કોનું હતું તેથી તે તદન અજાણ્યો છે. માટે તેની તરફની તમારે જરા પણ ધાસ્તી ન રાખવી. અમે તમારી મહેનતનો બદલો વાળી આપીશું. પણ હજી મારી બહેન કેમ ન આવી?"

આટલા શબ્દો તે બોલી રહ્યો એટલામાં દરવાજો ઉઘાડીને પેલી બુરખાવાળી સ્ત્રી અંદર દાખલ થઇ.

# પ્રકરણ ૪૮ મું.

## ઇડાનો પત્ર.

પોતાનો બુરખો ઉતારી નાખી એક બેઠક ઉપર બેસી જતાં તે બોલી, "ભાઈ, દારૂ લાવ. હું થાકી ગઇ છું. સીઝર, મને દારૂ આપ."

દારૂનું ગ્લાસ ભરતો તે જુવાન બોલ્યો, "જો તું મારા હુકમથી આડી ચાલીશ તો પછી તને ઝેર પણ આપી દઇશ."

તેના હાથમાંથી પ્યાલો લેતાં તે બોલી, "વહાલા ભાઈ, દરરોજ મને એવી બીક શા માટે બતાવે છે? શું તું જાણતો નથી કે હું અને તું કજીઓ કરીએ તો કેવી ખરાબી થાય?"

જુવાન સીઝર બોલ્યો, "બહેન, પણ આપણે અહીં છૂપી રીતે આવ્યા છીએ. અને તેમાં આપણે ઓળખાઈ ગયા તો પછી ધારેલું બધું કામ નાશ પામશે."

તે સ્ત્રી બોલી, "ભાઈ, ગઇ કાલે હું દરબારમાં ગઇ હતી તેની તું વાત કરે છે? હું ત્યાં ગઇ તે તો સારૂં જ થયું. ઓરાનાના કાઉન્ટને સમજાવી મેં ફ્રીઝ અને વોલ્સ્ટનનો છૂટકો કરાવ્યો."

સીઝર બોલ્યો, "હા, એ તો ઠીક થયું. પણ આજ સાંજના?"

સ્ત્રી બોલી, "સાંભળ! પહેલું તો એ કે ગ્રેગરી વોલ્સ્ટનની પત્ની ઇડાને મેં મારી નાખી."

સીઝરે કહ્યું, "બસ, એટલુંજ?"

"જરા સાંભળ તો ખરો. ઓરાનાના કાઉન્ટની ઇડા રાખેલી હતી. કાઉન્ટ આપણા હાથમાં છે. ઇડાના ગજવામાંથી મને એક ચાઠી મળી છે. તે ચીઠી મેં વાંચી છે. તેમાં એક ગુપ્ત વાત—"

ઉપલી બધી વાત થતી હતી તે વખતે સેતાન અને ફોરસ્ટ ત્યાં હાજર હતા. તેઓ કોઇની પણ નજરે પડતા ન હતા. ફોરસ્ટે કહ્યું કે, આપણે અહીંથી જતા રહીએ. પણ સેતાન તો ત્યાંથી ન ખસ્યો. રખેને ચીઠીમાં પેલા બાળકોની ફેરબદલીની

બાત લખેલી હોય જાણી ફોસ્ટે ત્યાંથી જવા માંડયું. ત્યાર્ણુ સેતાન જ્યારે ન ખસ્યો ત્યારે ફોસ્ટે કહ્યું, "આપણા લખત-ની સરત પ્રમાણે હું તને હુકમ કરૂં છું કે એકદમ અહીંથી મને લઇ જા."

સેતાને તેનો હાથ પકડયો, અને તેજ પળે તેઓ કિલ્લાની ભીત ઉપર જઇ ઉભા. સેતાન બોલ્યો, "કેમ, તને એ લોકોની મિત્રતા પસંદ ન પડી?"

ફોરટ બોલ્યો, "ચૂપ! હાલ હું તારો માલીક છું, તું મારે તાબે છે. બોલ, એ સ્ત્રી કોણ છે?"

સેતાને જવાબ આપ્યો, "એનું નામ આખા યુરોપ ખંડ-માં પ્રસિદ્ધ છે. એનું નામ સાંભળી લાખો માણસો ધ્રુજે છે." આમ કહી સેતાને ફોસ્ટના કાનમાં કાંઇ કહ્યું. નામ સાંભળી ફોસ્ટ જેવો પણ ધ્રુજ્યો. તે બોલ્યો, "હેં! ત્યારે એ સ્ત્રી મને પોતાને તાબે સમજે છે!"

* * * * * *

* * * * *

આટલા વખતમાં ચોકી ફરવા નીકળેલા ચોકીદારોની નજરે ઇડાનું મુરદું પડયું. તેને તુરત છાવણીમાં લઇ ગયા. પુરૂપના પોશાકમાં તે સ્ત્રી હતી જાણી ચોકીદારો આશ્ચર્ય પામ્યા. વોલ્સ્ટેનને પકડવા ગયલા સીપાઇઓમાંનો એક ત્યાં હાજર હતો. તેને ઇડાનો ચહેરો ઓળખીતો લાગ્યો. તેણે બરાબર ધ્યાનથી જોઇ ઇડાને ઓળખી કાઢી. આ વાત આખા શહેરમાં ફેલાઇ ગઇ. ઓટો પ્યાનાલા તે સાંભળી ત્યાં દોડતો આવ્યો. બહેનને મરણ પામેલી જોઇ ઓટો રડયો. જ્યારે તેનો ઉભરો શાંત થયો ત્યારે તેણે ધુટણીએ પડી ઈશ્વર પ્રાર્થના કરવા માંડી. થોડીવારમાં ઝરનીનનો અમીર થીઓડોર ત્યાં આવ્યો. તેણે કહ્યું, "મારા વહાલા મિત્ર, તમારી બહેનના શબને મારા મકાનમાં લઇ ચાલો. આપણે ત્યાં બધી ક્રિયા કરીને એને ભૂમીદાહ કરીશું"

તે પ્રમાણે તેઓ તેને ત્યાંથી લઇ ગયા. બીજે દિને થેરેસા અને મેરીઆ પણ પોતાની આગળી સખીના મરણ ઉપર વિલાપ કરવા ત્યાં આવી. ત્રીજે દિને તેને ઘોરમાં મુકવામાં આવી.

## પ્રકરણ ૪૯ મું.

### રોમ.

૧૪૯૭ નું વરસ બેસી ચૂકયું છે. રોમ શહેરનો ઘેરાવો તેર માઇલનો છે. આ વખતે રોમ પુર ભપકામાં છે. ઓરસીનો અને કોલોન્નાના કુટુંબ વચ્ચે ઘણા વરસ થયા કજીઓ ચાલ્યા કરે છે. તેઓ વારંવાર રસ્તે એકઠા થઇ મારામારી કરે છે. શહેરની આસપાસ નાના પણ સુંદર ગામડાઓ ફળ ફૂલથી લચી રહેલા માંડવાઓથી ઢંકાઇ ગયા છે. અરે ! આ બધો વૈભવ હવે કયાં છે?

સેંટ પીટરના દેવળના ચોકમાં ઘણા લોકો એકઠા મળ્યા હતા. ત્યાં તમાસા થતા હતા. તે બધાની આગળ રોમનો પોપ છઠ્ઠો એલેકઝાંડર હતો. તેનું નામ રોદરીગો લેન્ઝોલી બોરજીઆ હતું. તે સ્પેન દેશનો વતની હતો. જ્યારે તે જુવાન હતો ત્યારે તેના એક મિત્રે મરતી વખતે પોતાની વિધવા થનારી પત્ની તથા બે પુત્રીઓ તેને સોંપી હતી. તે વિધવા પણ થોડા વખત પછી મરણ પામી અને તે પણ પોતાની બે પુત્રીઓ તેની સંભાળમાં સોંપી ગંઇ. તે વિધવાના મરણ પછી એક છોકરીને બોરજીઆએ મઠમાં મૂકી અને બીજીને પોતાની રાખ તરીકે રાખી. તેનું નામ રોઝા વેનોઝા હતું તે તે વખતની સૌથી સુંદર સ્ત્રી હતી. તેને બોરજીઆથી પાંચ બાળકો અવતર્યો હતા.

જે વખતની આપણે વાત કરીએ છીએ તે વખતે પોપની વય ૬૭ વરસની હતી. પાપી અને ઘાતકી છતાં તેની તંદરોસ્તી સારી હતી. તેની બાજુમાં તેની વહાલી રોઝા વેનોઝા હતી. તેની બીજી બાજુએ તેનો પુત્ર ડ્યુક ઓફ વેલેટીનો હતો. આ ડ્યુકે એક વરસ પહેલાં પોતાના મોટા ભાઇ ગાન્ડીઆના ડ્યુકને મારી નાખ્યો હતો.

બપોર થવાથી તડકો પુર જોસમાં પડતો હતો છતાં લોકો ત્યાંથી ખસતા ન હતા. દેવળની બાજુના રસ્તાની એક બાજુએ ફોરસ્ટ ઉભો હતો. થોડીવારમાજ લોકોની ભીડમાંથી

સુંદર પોશાકવાળી એક સ્ત્રી નીકળી, ફ્રોસ્ટની તરફ આવી, તેના ખભા ઉપર હાથ મૂકતી બોલી, "ઓરાનાના કાઉન્ટ" તમે આ શહેરમાં કયાંથી?"

ફ્રોસ્ટ ચોંકયો. વીએનામાં પેલી બુરખાવાળી સ્ત્રીનો મધુર અવાજ તેના કાનમાં રમતો હતો. તે બોલ્યો, "સુંદરી, તારો ચહેરો એક વખત જોયા પછી બીજીવાર જોવા કોણ આતુર ન થાય? તેં મારૂં મન એટલું તો મોહિત કરી દીધું છે કે, તને જોવા આવવા વગર મને ચેન ન પડવાથી હું લાંબી મુસાફરી કરી તને મળવા માટે અહીં આવ્યો."

થોડીવાર રહીને તે બોલી, "તમે અહીં કયારે આવ્યા?"

ફ્રોસ્ટે જવાબ આપ્યો, "આજ સવારના. મારા સુભાગ્યે તમારો આજજ મેલાપ થયો."

તે સ્ત્રી બોલી, "આ ઘર મારૂં પોતાનું છે. અને તેથી તમને હું 'ભલે પધાર્યા' કહું તો અડચણ નથી." આમ કહી તેણે ઘંટની દોરી ખેંચી. તુરતજ એક સ્ત્રી નોકરે દરવાજો ઉઘાડયો. બેઉ જણા અંદર દાખલ થયા. એક શણગારેલા ઓરડામાં તે તેને લઇ ગઇ. નોકરોએ ખાવાનું લાવી ટેબલ ઉપર મૂકયું. થોડું ખાધા પછી ફ્રોસ્ટ બોલ્યો, "વીએનામાં આપણે જયારે છુટા પડયા ત્યારે પેલા બે માણસોને છોડવવાની આપણી વાત થઇ હતી અને તે પછી આપણે એક ચોકસ ઠેકાણે મળવા વચન આપ્યું હતું પણ આપણે મળી શકયા ન હતા."

તે સ્ત્રી બોલી, "મારા લોર્ડ, તમે તે દિવસે બહુ મોડા આવ્યા. હું ઠરાવેલે ઠેકાણે આવી હતી."

તેની તરફ ધ્યાનથી જોતો ફ્રોસ્ટ બોલ્યો, "પણ હું ત્યાં આવ્યો ત્યારે મારી નજરે એક દુ:ખદાયક દેખાવ પડયો. એક સુંદરીનું લોહીલુવાણ થયલું મુરદું ત્યાં પડેલું હતું."

સ્ત્રીએ કહ્યું, "તમારી ઇડાનું મુરદું. મને પણ તે વિષે ખબર છે."

ફ્રોસ્ટે પૂછયું, "ત્યારે તો તમે તેના ગાલ ઉપરનો એક બારીક ઘસારો પણ તમે જોયો હશે?"

સ્ત્રીએ જવાબ આપ્યો, "હા."

'કાઉન્ટે પૂછયું, "તેને લુટી લીધેલું પણ તમે જોયું હશે?"

સ્ત્રીએ જવાબ આપ્યો, "હા. પણ હવે આપણે આ પ્રમાણે શા માટે વખત ખોવો જોઇએ. તમને બધી વાત માલમ છે. મેં પોતે તેને મારી નાખી છે. હું તેને પહેલાં ઓળખતી ન હતી. પણ તેણે પોતે મને મારવા ઇરાદો રાખ્યો હતો અને મારા પોતાના બચાવમાં મેં તેનો જીવ લીધો. મારા દરેક શત્રુનો મેં જીવ લીધો છે. અને તમે પણ કદી મારા શત્રુ થાઓ તો તમારો જીવ લેતાં પણ હું વાર ન લગાડું." આમ કહી તેણે પોતાના ગજવામાંથી પેલી સિંહના માથાવાળી વીટી કાઢી આંગળીએ પહેરી.

ફોરસ્ટ બેદરકારીથી બોલ્યો, "આ તમારૂં હથિયાર છે."

જરા હસીને તે બોલી, "હા, મારા લોર્ડ, એજ તે છે. આ સિંહનું મોઢું કાંઈ નુકશાન કરનાર નથી. (પણ તુરતજ સાપનું માથું ઉપરની બાજુએ ફેરવી નાખી) આ સાપનું મોઢું જીવલેણ છે."

ફોરસ્ટ બોલ્યો, "થયું તે થયું. હું તને જોઇને ઇડાને ભૂલી ગયો છું."

તે સ્ત્રી બોલી, "ઇડાના ગજવામાંથી મને એક ચીઠી મળી છે. તે તમે વાંચો." આમ કહી તે બીજા ઓરડામાં ગઈ અને થોડીવારમાંજ ત્યાંથી એક ચીઠી લાવી ફોરસ્ટના હાથમાં તેણે મૂકી ફોરસ્ટ તે વાંચવા માંડી:—

"નસીબ મારી સામે રૂઠયું છે. વળી તમારી ઉપર પણ મેં જે આશાઓ બાંધી હતી તે ફળીભૂત થાય એમ મને જણાતું નથી. તમારા હુકમને તાબે થઇને હું એક માણસ કે જે પાછળથી નીચ માલમ પડયો તેની સાથે પરણી. હવે ઝરનીનની અમીરજાદીને બદલે હું ઇડા પ્યાનાસા કહેવાઉ કે ઇડા વોલ્સ્ટન કહેવાઉ તે મને સુજતું નથી! પણ તે છુટવા કેમ પામ્યો? મને લાગે છે કે, તમારી સતાથી તેનો છુટકો થયો છે!

એગરી વોલ્સ્ટન હાલ છુટો છે અને તેથી મને તે પોતાની સ્ત્રી તરીકે મેળવવા પામશે તો મારૂં શું થશે! તે આપણી છુપી વાત-મારા બાળકનું-તમારી બાળકનું ખુન જાણેછે!

આટલાથીજ મારા કર્મનસીબનો છેડો આવે તેમ નથી. જ્યારથી મારી હાલત બદલાઇ છે ત્યારથી તમે મને ચહાતા નથી એમ પણ મને જણાય છે! તમે બીજીને ચહાઓ છો! તે મારી હરીફ સાથે આજ સાંજના મળવાનો તમે ઠરાવ કર્યો છે. પણ તે ગમે તે હોય તોપણ આજ હું તેનો જીવ લઇશ!

તમે મારી તરફ નિર્દય થયા છો પણ મેં તમને કેટલી બધી મદદ કીધી છે તે તમે ભૂલી ગયા નહિ હોવ! આર્ચ ડ્યુકની છોકરીના બદલામાં તમારો છોકરો મૂકવામાં મેંજ મદદ કીધી હતી!

આ ચીઠી તમારો હજુરી તમને પહોંચાડશે અને તે ઉપરથીજ તમને માલમ પડશે કે, મારી હરીફનું ખુન મેં કીધું હતું!

તમારી સતાનો ઉપયોગ કરી મને ગ્રેગરી વોલ્સ્ટેન સાથના બંધનમાંથી છોડવો-તેના મરણથી હું છુટી થઇશ! વળી મને પૈસા, પદવી અને માન મળે એવી ગોઠવણ કરો. આટલું થવાથી હું તમારો ભેદ કોઇની પાસે પણ કહેનાર નથી."

"ઇડા."

ફોસ્ટ વાંચી રહ્યો એટલે પેલી સ્ત્રી બોલી, "મારા લોર્ડ, બાળકની અદલાબદલીનો તમારો ભેદ મેં જાણ્યો છે."

કાઉન્ટે પૂછ્યું, "બીજો કોઇ એ વાત જાણે છે?"

સ્ત્રીએ જવાબ આપ્યો, "મારો ભાઇ સીઝર અને એન્સેલ્મ નામનો એક સાધુ બાવા તે જાણે છે પણ તેઓ કોઇની આગળ પણ એ કહેનાર નથી. આ ચીઠી જોઇએ તો તમે ફાડી નાખો."

ફોસ્ટ બોલ્યો, "તમારી ધમકી કરતાં તમારી માયાથી મારૂં મન તમારી તરફ વધારે ખેંચાય છે. આપણે એક બીજા સાથે સમજુતી કરી લેવી જોઇએ. પહેલાં તો, તમે સ્પેનના એક ઉમરાવ સાથે પરણ્યા, તે છતાં તમે તમારી મરજી પ્રમાણે ચાલતા હતા. થોડા દિવસ પાઇસામાં રહ્યા તો વળી થોડો વખત વેનીસમાં ગુજાર્યો, વળી પાછા રોમમાં આવ્યા. પણ

જ્યારે તમારા બાપને રાજ્ય પદવીની પ્રાપ્તિ થઇ ત્યારે તમને તમારો પ્રથમનો સંબંધ હલકો લાગ્યો-તમે તેની સાથેથી છુટા છેડા કીધા. તે પછી પીઝારોના ઉમરાવ જીઓવાની સાથે પરણ્યા. પણ તેની સાથે પણ તમે રહી ન શક્યા. તમારા પિતાની સત્તાની મદદથી તમે તેની સાથે પણ છુટાછેડા કીધા અને ત્રીજીવાર એરેગોનના આલફાન્ઝોની સાથે પરણ્યા."

મંદ હાસ્યથી તે સ્ત્રી બોલી, "આ વાત તો આખા યુરોપ ખંડમાં જાણીતી છે. એમાં તે તમે શું કહ્યું?"

ફોરસ્ટે કહ્યું, "હવે ત્યારે આપણે વધારે બારીક બાબતો વિષે બોલીએ. તમારા યારો, તમારી ઝેરી મેજમાનીઓ, તમારા શત્રુઓનો છુપી રીતે નાશ, તમારા જીવલેણ ઝેરો અને તેનો ઉતાર-"

તે સ્ત્રી બોલી, "બસ, બસ, મારા લોર્ડ! આપણે એક બીજાની વાત ખુલ્લી કરવી ન જોઇએ! પણ મારા જેવી સ્ત્રી સાથે પ્યાર બાંધતા તમે ડરતા નથી?"

ફોરસ્ટ મગરૂરીથી હસીને બોલ્યો, "નહિ! મારી પાસે પણ ઝેરનો ઉતાર છે. આ વીંટીના ઝેરની અસર મારી ઉપર જરા પણ થનાર નથી!"

તેની તરફ પોતાનો હાથ લંબાવતી તે સ્ત્રી બોલી, "મારા લોર્ડ, તમે મને પ્રાણ જેવા વહાલા છો! બહાદુર, હિંમતવાન, પૈસાદાર, સુંદર, અને મારી ભેદથી જાણીતા એવા ઓરાનાના કાઉન્ટ, હું તમને ચહાઉં છું!"

તેના હાથને ચુંબન કરતો તે બોલ્યો, "સુંદરી, તારો ઉપકાર થયો! હા, હું પણ તને ચહાઉં છું, મારી વહાલી લુક્રેઝા બોરજીઆ!"

---

## પ્રકરણ ૫૦ મું.

## લુક્રેઝા બોરજીઆ.

હા એ ઝેરી વીંટીવાળી સ્ત્રી પોપ એલેક્ઝાંડર બોરજીઆને રોઝા વેનોઝાથી ઉત્પન્ન થયલી દીકરી અને વેલેંટીનોના ડ્યુક સીઝર બોરજીઆની બહેન લુક્રેઝા બોરજીઆ હતી.

પોપ એલેકઝાંડર છઠ્ઠો, સીઝર અને લુક્રેઝા બોરજીઆ, આ ત્રણે જણ તેમના વખતમાં માણસના રૂપમાં રાક્ષસો હતા. લુક્રેઝા સૌથી સુંદર સ્ત્રી હતી. તે અતિશય વિષયી હતી. તે સાથે લોભી પણ હતી. પાપ કરવાથી તે ડરતી ન હતી.

બોરજીઆના અમલમાં રોમન રાજ્યની હાલત બુરી થઇ હતી સ્ત્રીઓની નીતિ જાહેર રીતે લુટાતી, પાદરીઓ, ધર્મગુરૂઓ વગેરે અનીતિમાં મચ્યા રહેતા. પોતાની રાખેલીઓથી થતા છોકરાઓને જાહેરમાં પોતાના તરીકે કબૂલ કરતા. જાહેર રસ્તાઓમાં ખુનો થતા. સરકારી અમલદારો લાંચ લેતા. ન્યાય પૈસાથી વેચાતો.

જે વખતની આપણે વાત કરીએ છીએ તે વખતે રોમની આવી દશા હતી.

જે દિવસે ફોસ્ટ અને લુક્રેઝાને મુલાકાત થઈ તેજ દિવસની રાતના લુક્રેઝા કોઇની રાહ જોતી બેઠી હતી રાતનાં નવ વાગવા આવ્યા હતા. રોમના રસ્તા લોકોની આવજાવ વગર તદન શાંત પડી ગયા હતા. લુક્રેઝાએ પોતાના ઓરડાનું એક છૂપું બારણું ઉઘાડી મૂકયું હતું. થોડી વારમાંજ તેના ઓરડાનો મોટો દરવાજો ઉઘાડી મોઢું છૂપાવેલા બે માણસો હાથમાં ખંજર લઈ તેના ઓરડામાં દાખલ થયા. લુક્રેઝા પહેલાં તો ગભરાઇ ગઇ પણ પછી સમયસૂચકતા વાપરી બોલી, "કેમ, અહીં શા માટે આવ્યા?"

બેમાંનો એક જણ દરવાજો બંધ કરી તેની પાસે આવતાં બોલ્યો, "ચાલ, મરવાને તૈયાર થા. તારો વખત ભરાઈ ચૂક્યો છે!"

લુક્રેઝા બોલી ઉઠી, "ગોઇફ્રેડો મોરકોમે!

તે માણસ પોતાનું મોઢું ખોલી નાખતો બોલ્યો, "હા, મારા કાકા કારડીનલ કોસેનઝાનું વેર લેવાનું અત્રે આવ્યો છું!"

બીજો માણસ પોતાનું મોઢું ખુલ્લું કરતો બોલ્યો, "અને હું ફ્રેડરીકો બાસી, મારા પીત્રાઇ ભાઇ સરવીલીનોના મોતનું વેર લેવા આવ્યો છું."

લુક્રેઝા બોલી, "સાહેબો, હું એમના ખુનથી નિર્દોષ છું. ગોડફ્રેડો મોરકોમે, તમારા કાકાના ખુન વિષે મને મુદલ ખબર નથી. ફ્રેડરીકો બાસી, તમારા પીત્રાઇના મરણથી હું તદન અજાણી છું."

મોરકોમે બોલ્યો, "અમે જાણીએ છીએ કે, એ કામ તારૂંજ છે. કદાચ તું એ ખુનોથી નિર્દોષ હશે તોપણ તારા અપરાધ એવા છે કે તારે મરવું જોઇએ. બોરજીઆ મરતાં રોમ સુખી થશે. ત્રણ કારડીનલો બે રાક્ષસોનો નાશ કરવા યત્ન કરે છે. તે બે રાક્ષસો એક તું અને બીજો તારો ભાઇ સીઝર છે!"

લુક્રેઝાએ ચીસ પાડી, "દયા! અરે, હું મરવાને તૈયાર નથી-થોડીવાર મને જીવવા દો! પોપના બે બાળકોનો જીવ લેવા માટે કયા ત્રણ કારડીનલો તલખ્યા છે-અમે તેમનું શું બગાડયું છે! કદાચ-"

ગુસ્સાથી મોરકોમે બોલ્યો, "કાસાનોવા, કોપીસ અને ક્રેસ્ટેલેન્સ એ ત્રણ કારડીનલો તમારા શત્રુઓ છે. હા, આ મારૂં ખંજર તારૂં લોહી પીશે! તારી તરફ અમે દયા દેખાડનાર નથી! તારો અને તારા ભાઈ સીઝરનો અમે આજ નાશ કરીશું!"

લુક્રેઝા બોલી, "નહિ, નહિ! તમે મને મારી નાખશો નહિ!"

બાસી બોલ્યો, "તારા તરફ દયા દેખાડવી ન જોઇએ! તારા જેવી નીચ સાપણ આ દુનિયામાં વસવી ન જોઇએ! ત્રણ વરસ ઉપર તારી મા રોઝા વેનોઝાએ પોતાના મહેલમાં મોટી મેજબાની આપી હતી. તે વખતે તમારો વડીલ ભાઈ ગાન્ડીઆનો ડ્યુક હાજર હતો. તું તે મેજબાનામાંથી કાંઈ બહાનું કાઢી ઉઠી ગઇ. આ ઠેકાણે આવી તારા ઉપલા ભાઇને ચીઠી લખી તેં બોલાવ્યો. મારો પીત્રાઈ તેનો મિત્ર થતો હતો તેથી તેની સાથે આવવા નીકળ્યો. રસ્તામાં તારા માણસોએ તેનો જીવ લીધો. એક ઘોડેસ્વારે આ ખુન થતાં જોયા.

તે ઘોડેસ્વાર તને એ વિષે કહેવા આવ્યો. આ આવનાર તારો ભાઇ સીઝર હતો.”

લુક્રેઝા બોલી, “આ વાત તદ્દન જુઠી છે! મેં ચીઠી લખી ન હતી!”

બાસી બોલ્યો, ‘મરતી વખત જુઠું શા માટે બોલે છે? તે પછી તારો પીત્રાઇ ભાઇ કારડીનલ જીઓવાનીતેની ખબર કાઢવા ફેરેરાથી રોમ આવ્યો. તેં અને સીઝરે તેને બહારથી માન આપી મેજબાનીમાં નોતર્યો. અરે! તમારી ઝેરી મેજબાનીઓ! તે બીચારાનો તેં જીવ લીધો–તે પછી મારા પીત્રાઇનો વારો આવ્યો. તેનો પણ તેં નાશ કર્યો! તેના મોતનું વેર લેવા હું અત્રે આવ્યો છું!”

મોરકોમે બોલ્યો. “હવે મારૂં સાંભળી લે. તારા બાપ નામદાર પોપ સાહેબે અપરાધ કર્યો હતો તે છુપાવવા માટે મારા કાકા કારડીનલ કોરસેન્ઝા ઉપર તે અપરાધ મૂકી કેદ પકડાવ્યો અને તેના કેદખાનામાં ઝેર આપી તમે બેઉ જણે તેનો જીવ લીધો. લુક્રેઝા, તેનું વેર લેવા માટે હું આજ અહીં આવ્યો છું.”

લુક્રેઝા ઉભી થતાં બોલી, “મોરકોમે, બાસી, સાંભળો! મારૂં મરણ ભય હવે જતું રહ્યું છે. હું મરણ પામું તે પહેલાં મારી થોડી ઇચ્છા પુરી પાડો. (પોતાના ગજવામાંથી કુંચી કાઢીને) આ કુંચીથી સાંબેની કબાટ ઉઘાડો. એની અંદર મારા મરનાર ભાઈની છબી છે. તે મરણ પહેલાં એક વખત જોવાની મારી ઇચ્છા છે.”

તેના હાથમાંથી કુંચી લેતો મોરકોમે બોલ્યો, “હા, એ ઇચ્છા વાજબી છે.” આમ કહી કુંચી લઇ તે કબાટ ઉઘાડવા ચાલ્યો

તે કુંચી ફેરવતો હતો એટલામાં બાસીની તરફ જોઇને તે બોલી, “તમે મને તમારા પીત્રાઇના ખુન માટે ક્ષમા કરશો?”

બાસી બોલ્યો, “હા, હું ક્ષમા કરીશ. પણ તારે મરવું તો પડશેજ!”

પોતાની ઉપર તેનો ઉપકાર થયો હોય એવો દેખાવ કરીને લુક્રેઝાએ તેનો હાથ દાબ્યો. આટલું કરીને તે પાછળ હઠી. તેજ પળે કરૂણારસિક દેખાવ શરૂ થયો. બાસી બૂમ પાડીને જમીન ઉપર પડી ગયો. મોરકોમે બીજી ચીશ સાથે તેના શરીર ઉપર પડયો.

બેઉ જણ મરણ પામ્યા હતા!

કુંચી ઝેરી બનાવેલી હતી. તેની અણી જરા હાથથી દાબતાં ઝેર નીકળતું હતું. મોરકોમે તેથી મરણ પામ્યો. બાસીનો જીવ ઝેરી વીંટીએ લીધો.

બેઉના મુરદાને લાત મારતી લુક્રેઝા બોલી, "મારા શત્રુઓ આમ નાશ પામે છે! અને હવે કારડીનલ કાસાનોવા, કોપીસ, અને કેસ્ટેલેન્સ તમે કયાં જશો?"

હજી તો આટલા શબ્દો તે બોલી નહિ, એટલામાં દરવાજો ઉઘડયો અને ફ્રાસ્ટ અંદર આવી ઉભો. ફ્રાસ્ટની નજર મુરદાઓ ઉપર પડી. તે આશ્ચર્ય પામીને બોલ્યો, "લુક્રેઝા, નામદાર—"

લુક્રેઝા બોલી, "મારા લોર્ડ, ગભરાશો નહિ. થોડીવાર વહેલા તમે આવ્યા હોત તો મારે આ બે જણા સાથે નકામી માથાફોડ કરવી ન પડત."

## પ્રકરણ ૫૨ મું.

## બોરજીઆનું ઝેર.

બીજે દિને લુક્રેઝાએ સીઝરને ત્યાં જઇને તેને બધી વાત કહી. તે સાંભળ્યા પછી સીઝર બોલ્યો, "બહેન, એ ત્રણે કારડીનલો મરવા જોઇએ. આ વાત આપણા પ્રતાપી પિતાને જણાવવી જોઇએ. તેમને આપણે મેજબાની આપીશું."

લુક્રેઝાએ કહ્યું, "પણ આપણે વધારે સાવધાનતાથી કામ કરવું જોઇએ. રોમમાં આપણે વિષે વાતો ચાલે છે એવી મને ખબર મળી છે, માટે આપણે ચેતીને ચાલવું."

**સીઝર** બોલ્યો, "આ ખંજર ઝેરી છે!"

**લુક્રેઝી**એ કહ્યું, "તું શું ગાંડો થયો છે? શું તું એ ખંજરથી તે કાર્ડીનલોના ખુન કરીશ? નહિ, **સીઝર**, એમ થવું ન જોઇએ. એ તો આપણા છૂપા ઝેરથીજ મરવા જોઇએ."

**સીઝરે** કહ્યું, "**લુક્રેઝી**, તારૂં કહેવું વાજબી છે. મારે ઝેર તૈયાર કરવું છે. પેલી **ફ્રેન્ટેના** ડોસીએ આપણને ,એ ઝેર બનાવતાં શીખવીને આપણી ઉપર મોટો ઉપકાર કર્યો છે. ગરીબ બાપડી! **વીએના**માં એ કમોતે મૂઇ! પણ બહેન, **ઓરાના**નો કાઉન્ટ પોતાનું વચન પાળશે કે? શહેનશાહ **મેક્ષીમીલીઅન** તેનું કહેવું માનશે?"

**લુક્રેઝી**એ જવાબ આપ્યો, "**સીઝર**, શહેનશાહ તેનું કહેવું માનશે **ઓરાના**નો કાઉન્ટ મારો ગુલામ–મારે વશ છે **વીએના**ના દરબારમાં તેનો વગ છે. **આલ્પ્સ**ની પેલી તરફ તે પોતાનો વગ લગાડશે. આ તરફ માટે તે કાંઈ કરનાર નથી. ફોરસ્ટ લડાઈથી દૂર રહેવા માગે છે. તેને મોજમજા વધારે પસંદ છે."

**સીઝરે** કહ્યું, "મને પણ આટલુંજ જોઇએ છે. જો શહેનશાહ આ તરફ નજર નહિ ફેરવે તો પછી હું **ઇટાલી**નો રાજા થઇશ! હવે તું જા. મારે ઝેર બનાવવું છે. આવતી કાલે મેજબાની થશે."

**લુક્રેઝી** ત્યાંથી પોતાના મહેલ તરફ ગઈ. **ફોરસ્ટ** તેની રાહ જોતો ત્યાં બેઠો હતો.

બહેનના ગયા પછી **સીઝરે** એક રૂપેરી ઘંટ વગાડ્યો. તેનો જવાબ આપવા તેનો વિશ્વાસુ નોકર **મીચેલોટો** આવીને હાજર થયો. આ માણસ **સીઝર**ના સીપાઇઓનો વડો હતો, તે તેનો જમણો હાથ હતો. **સીઝર**ના હુકમથી તેણે **ગાન્ડીઆ**ના ડ્યુકને મારી નાખ્યો હતો. **સીઝર**ના દરેક કામમાં તેની મદદ હતી

**સીઝરે** કહ્યું, "**મીચેલોટો**, વળી પાછું કામ જાગ્યું છે. મારા ત્રણ શત્રુઓ નાશ પામવા જોઇએ. તારા બે માણસો લઇને પેલા ઓરડામાં આવ."

નોકર નમીને ગયો. થોડીવાર પછી સીઝર પોતાના મહેલના સૌથી પાછળના ઓરડા તરફ ગયો. ત્યાં મીચેલોટો અને તેના બે સોબતીઓ હાજર હતા.

ઓરડામાં ઘણો સામાન ન હતો. ઉપરની બાજુએ સીલીંગમાં કેટલાક મજબૂત હુકો હતા. તેમાં ગરેડી તથા દોરડાઓ ટાંગેલા હતા. વચ્ચે એક ટેબલ ઉપર કેટલીક ખાલી શીશીઓ પડેલી હતી. અભરાઇ ઉપર ઇટાલીના ઉંચા દારૂની કેટલીક શીશીઓ હતી. રૂપાની એક થાળી એક બાજુએ પડી હતી. અરસપહાણનો મોટો ખળખટો ત્યાં દેખાતો હતો તેની બાજુમાં એક ઓરડો હતો. તેના દરવાજા મજબૂત બંધ કરેલા હતા. તેમાંથી કોઇ જંગલી પ્રાણીની ગંધ આવતી હતી. તેમ વળી તેના ઘુરકવાનો અવાજ પણ સંભળાતો હતો.

સીઝરે કહ્યું, "મીચેલોટો, આ ખાલી શીશીઓ આપણે પાછી લઇશું."

તે નોકરે જવાબ આપ્યો, "મારા લોર્ડ, બહુ સારૂં. (પોતાના હાથ નીચેના તરફ ફરીને) હવે તમે તમારૂં કામ શરૂ કરો."

સીઝર પોતાનું ખંજર કાઢીને ઉપર કહેલા પેલા મજબૂત દરવાજાવાળા ઓરડાથી થોડે દૂર ઉભો રહ્યો. તે જોઇ મીચેલોટો બોલ્યો, "મારા લોર્ડ, તમારે જરા પણ ધાસ્તી ન રાખવી. આ બે જણ તે જંગલી દૈત્યને જરા વારમાંજ પકડી લેશે."

પેલા બેઉ જણે ચામડાના મોઢીઆ પોતાના હાથમાં રાખી, દરવાજો ધીમેથી ઉઘાડયો. તે ઓરડામાં ઘાસની ઉપર મોટા કદનો એક કાળો રીંછ પડેલો હતો. પહેલાં થોડીવાર સુધી તે ચુપચૂપ પડી રહ્યો. પછી ધીમેથી ઉભો થઇ તેણે પોતાના કેદખાનામાં આંટા માર્યા. પછી દરવાજા આગળ આવીને ઉભો. ધીમે પગલે તે બહાર આવવા લાગ્યો એટલામાં તો એક સીપાઇએ ચામડાનો મોઢીઓ તેના મોઢા ઉપર લીધો. બીજાએ એક દોરડાથી તેના પાછળા પગ બાંધ્યા. તે દોરડું એક મજબૂત કડા સાથે બાંધેલું હતું. કાંઈ પણ તોફાન કર્યે

પગર શીછે પોતાને બાંધવા દીધો. શીછ મજબૂત બંધાયો જાણી સીઝરે પોતાનું ખંજર પાછું મ્યાનમાં નાખ્યું, અને એક બરણીમાંથી કાંઈ ચીજ કાઢી. આ ચીજ સોમલ ઝેર હતું. તે પેલી ખળમાં નાખી તેનો ભૂકો કર્યો અને તેમાં પાણી રેડી બધું હલાવી નાખ્યું. તે પછી પેલા ત્રણે જણે મળી શીછને પકડયો અને સીઝરે એક નળીની મદદથી તે ઝેરી પાણી શીછને પીવરાવી દીધું. પછી મીચેલોટોએ ગરેડીની મદદથી શીછને સીલીંગ સાથે લટકાવી દીધો. અને તેના મોઢા ઉપરના અંકુશ દૂર કર્યા. હવે શીછ તરફડવા લાગ્યો. તેના મોઢામાંથી ફીણ નીકળવા લાગ્યું. આ ફીણ તે જીવલેણ ઝેર હતું. તે પેલી રૂપાની થાળીમાં એકઠું કરવામાં આવ્યું. આસરે પા કલાક સુધી તેના મોઢામાંથી ફીણ નીકળવા ચાલુ રહ્યાં. પછી તે મરણ પામ્યો. તે જીવલેણ ઝેર રૂપાની થાળીમાંથી લઇને શીશીઓમાં ભરવામાં આવ્યું.

વાંચનાર, આ કાંઈ ખાલી કલ્પના નથી. રોમના પ્રખ્યાત બોરજીઆનું કુટુંબ જે રસ્તે આ એકવાટેન્ટરેલા અથવા ઝેરી પાણી મેળવતા હતા તેનું વર્ણન ખરૂંપરૂં છે. વાંચનારને એક બીજા ખુલાસો પણ આ પ્રકરણ ઉપરથી મળશે. વેનીસના જે ઘરમાં બોરજીઆનું કુટુંબ રહેતું હતું તે ઘરમાં ઝરનીનના અમીર બેતયલી છૂપી વાતનો ખુલાસો પણ થયો છે.

પછી તે બે જણને થોડું ઈનામ આપી સીઝરે કાઢી મૂકયા. માત્ર તે પોતે અને મીચેલોટો રહ્યા. પછી સીઝરે દારૂની ત્રણ બાટલી ઉઘાડી તેમાં થોડા થોડા ટીપા ઝેરના નાખ્યા અને ફરીથી તે બંધ કરી ઉપર પોતાની મહોર છાપ મારી. તે બોલ્યો, "મીચલોટો, આ ત્રણે શીશાઓ લઇ જઇને પોપના વડા કારભારીને આપ. તેને કહેજે કે આ ત્રણે શીશા જુદા રાખે. આવતી કાલે મેજબાની થનાર છે. આ દારૂ કોને કોને આપવો તે વિષે તેને હું સૂચના આપીશ."

તે નોકર નમીને ચાલતો થયો. તેના ગયા પછી વેલેટીનોનો ડયુક સીઝર બોરજીઆ પોતાના બાપ પોપ એલેકઝાંડરની મુલાકાતે ગયો. એક કલાક પછી પોપના નામથી બીજે

દિવસની મેજબાનીના નોતરા કર્યા. કાસાનોવા, કોપીસ, અને તેમાં કેસ્ટલેન્સ, એ કાર્ડીનલોને બોલાવવા ભૂલ્યા ન હતા.

---

## પ્રકરણ પર મું.

## પોપની મેજબાની.

બીજે દિને સાંજના પોપનો મહેલ પુશ્મપકાથી ગાજી રહ્યો હતો. મુખ્ય ધર્માધ્યક્ષના મહેલને બદલે કોઈ મહાન શાહેનશાહના મહેલને તે વધારે મળતો આવતો હતો.

સાત વાગે મોટા દીવાનખાનાના દરવાજા ઉઘાડવામાં આવ્યા અને મહેમાનો હારેદોર દાખલ થવા લાગ્યા. કીમતી પોશાક અને શણગારથી શણગારાયલી પોતાની રાખેલી રોઝા વેનોઝાનો હાથ પકડીને પોપ એલેકઝાંડર છઠ્ઠો પહેલાં દાખલ થયો. તેની પાછળ વેલેન્ટીનોનો ડયુક સીઝર પોતાની સુંદર પીત્રાઇ સાન્સીઆની ડચેસ સાથે હતો. તેમની પાછળ ઓરાનાનો કાઉન્ટ ફોસ્ટ, લુક્રેઝા બોરજીઆની સાથે હતો. લુક્રેઝાએ સૌથી સુંદર પોશાક પહેર્યો હતો.

લુક્રેઝાનો પતિ પીઝારાનો ડયુક એક રોમન ઉમરાવની સુંદર પુત્રી સાથે હતો. આ ઉમરાવ કન્યાને એક પાદરીએ રાખી હતી. તેમની પાછળ બીજા પરોણાઓ આવ્યા. દીવાનખાનાના એક ભાગમાં મૂકેલા તખત ઉપર બેઠા અને બાકીના પરોણાઓ પોતપોતાની પદવી પ્રમાણે ગોઠવાઇ ગયા એકસો મેજબાનો અને એટલાજ નોકરો તેમની સેવા માટે હાજર હતા. જે ત્રણ કાર્ડીનલો માટે આ મેજબાની આપી હતી તેઓ પણ હાજર હતા.

બધી જાતની ખાવાની ચીજો ત્યાં હાજર હતી. ખાવાપીવા તથા વાતચીત કરવામાં લગભગ ત્રણ કલાક નીકળી ગયા. પોપ અને તેની આસપાસનાઓ વાતચીત કરવામાં બહુજ રસ ઉપર ચઢયા હતા. વાતચીતની વલણ પવિત્ર વસ્તુઓ, તલેસમાતો વગેરે તરફ વળી. પોપ બોલ્યો, "જો ખરૂં પૂછો તો જે માણસની ઉપર ઈશ્વરની કૃપા હોય તેને તલેસમાતીક ચીજો

મળ્યા વગર રહેતી નથી. તે તલેસમાત તેના બધા ભય સામે રક્ષણ છે."

પોપનો સેક્રેટરી કાર્ડીનલ કારાફા બોલ્યો, "આપ નામદારનું કહેવું ખરૂં છે. હું જાણુંછું કે, એવો એક તલેસમાત આપની પાસે પણ છે."

પોપે કહ્યું, "હા, એ વાત ખરી છે. એ તલેસમાત ઝેર અને ખંજરથી મારૂં રક્ષણ કરે છે."

સાન્સીઆની સુંદર ડચેસે કહ્યું, "જો આપને અડચણ ન હોય તો મને તે બતાવવા મહેરબાની કરશો."

હસીને પોપ એલેકઝાંડર બોલ્યો, "મારી વહાલી ભત્રીજી, તને તે ના હોય" આમ કહી તેણે પોતાનો હાથ ગજવામાં નાખ્યો પણ ત્યાં તે ન હતો. તેનો ચહેરો ફીકકો પડી ગયો. પણ તુરતજ કાંઈ યાદ આવતાં પોતાના સેક્રેટરી તરફ ફરીને તે બોલ્યો, "મારા લોર્ડ, જે ઓરડામાં બેસીને મેં દસ્તાવેજો ઉપર આજે સહી કીધી હતી તેજ ઓરડાના ટેબલ ઉપર હું એક માદળીઉ ભૂલી ગયો છું. એ માદળીઆને સોનાની સાંકળમાં ગંથેલું છે તે લઈ આવો."

કાર્ડીનલ કારાફા તુરત ઉઠયો. કાર્ડીનલની બાજુમાં તે દિવસનો ધારેલો ભોગ કાર્ડીનલ કોપીસ બેઠો હતો. પોપને ધાક લાગી કે, રખેને કોપીસના શીશામાંથી કારાફા પીએ. માટે તેણે તેનેજ મોકલ્યો. તેના ગયા પછી સીઝર બોલ્યો, "નામદાર, આપ જો આજ્ઞા કરો તો મારા મિત્ર ઓરાનાના નામદાર કાઉન્ટના માનમાં દારૂનો એકેક ગલાસ બધા પીએ."

પોપે રજા આપવાથી સીઝરે વડા કારભારીને બોલાવીને પોતાના મોકલેલા ત્રણ શીશા કોને આપવા તે વિષે સૂચના આપી પણ એટલામાં તેની બાજુએ બેઠેલી સાન્સીઆની ડચેસે એક રકાબી તેને લાવવાનું કહ્યાથી, તે વખતના રીવાજ પ્રમાણે નારી જાતીનો હુકમ પ્રથમ માનવાનો હતો એટલે વડા કારભારીએ પોતાના મદદનીશને સીઝરનો હુકમ કહ્યો. તે કારભારીએ ગલાસો ભરીને પોપ, સીઝર, ફોસ્ટ, કોપીસ, કેરટેલેન્સ, કાસાનોવા વગેરેને આપ્યા. પ્રથમ ફોસ્ટને નમીને

પોપ તે પી ગયો તેજ વખતે બધા જણા પોતપોતાના ગલાસ પી ગયા. તેજ વખતે પોપનો સેક્રેટરી કાર્ડીનલ કારાફા તદ્દન ફીક્કે ચહેરે તે દીવાનખાનામાં દાખલ થયો.

તે પોતાની બેઠક ઉપર બેસી ગયો. તેને જોઈ પોપે પૂછયું, "મારા લોર્ડ! આ શું! તમને શું થયું—"

મોટી મુશ્કેલીથી કારાફા બોલ્યો, "નહિ, નામદાર, મને કાંઈ દુઃખ નથી, પણ ધાસ્તી પેસી ગઇ છે!" આમ કહી તે આસપાસ જોવા લાગ્યો.

પોપે કહ્યું, 'મારા લોર્ડ! તમને આ ઘરમાં કોઇએ દુઃખ દીધું છે?"

કારાફા બોલ્યો, "નામદાર, મને ક્ષમા કરો. મને એક સ્વપ્ન જેવું લાગ્યું હું વધારે વાર તે યાદ કરવા માગતો નથી."

પોપ હસીને બોલ્યો, "સ્વપ્ન! આપણી અહીંની વાતોથી તમારા મગજ ઉપર ગંભીર અસર થઇ હોય એમ જણાય છે: મહેરબાની કરીને અમને એ સ્વપ્નની વાત કહી સંભળાવો."

કાલાવાલા કરતો તે કાર્ડીનલ બોલ્યો, "નામદાર, મારા મહેરબાન બાપ, ક્ષમા કરો! આ વાત ન પૂછો!"

પોપ હુકમ કરતે અવાજે બોલ્યો, "જે સ્વપ્નથી તમારા મગજ ઉપર આટલી બધી અસર થઇ છે તે અમને કહી સંભળાવો."

પણ તે કાર્ડીનલ ગભરાવા લાગ્યો. પોપે ફરીથી તેને આજ્ઞા કીધી તેથી તે બોલ્યો, "પવિત્ર પિતા, એ સ્વપ્ન આપને પોતાનેજ લગતું છે."

પોપે કહ્યું, "મારે લગતું! કાંઈ હરકત નહિ. મારા લોર્ડ, તે કહી સંભળાવો."

કાર્ડીનલ બોલ્યો, "આપનો હુકમ હું શિરપર ચઢાવું છું. હું જ્યારે આપના તે ખાનગી ઓરડા તરફ જતો હતો તે વખતે આપના ઓરડામાં અંધારૂં હશે જાણી હું એક દીવો સાથે લેતો ગયો. પણ તે ઓરડાનો દરવાજો ઉઘાડતાંજ પવનના ઝપાટાથી દીવો ઓલાઇ ગયો. પણ ઓરડાની અંદર દીવાઓ બળતા હતા—"

ગુસ્સે થઇને પોપે બૂમ પાડી, "મારા ઓરડામાં દીવાઓ? ત્યાં જવાની કોણે—"

કારાફા ગંભીર અવાજે બોલ્યો, "પણ એ દીવા બાળવામાં કોઇ પણ માણસનો હાથ ન હતો." થોડીવાર સૂધી ચૂપ રહ્યા પછી, "મેં દરવાજો ઉઘાડી નાખ્યો અને ઓરડીમાં દાખલ થતાંજ મેં એક એવી ચીજ જોઇ કે જેથી મને અત્યંત બીક ઉપજી. ઓરડાની વચ્ચોવચ્ચમાં મુરદું ઉચકવાની ખાટલી પડેલી હતી તેની આસપાસ છ મીણબતીઓ બળતી હતી. ખાટલી ઉપર એક મુરદું પડેલું હતું. તેનો ચહેરો જોતાંજ મારા શરીરમાંથી લોહી ઉડી ગયું."

પોપે પૂછ્યું, "કારાફા, તે ચહેરો કોનો હતો?"

તેણે ગંભીરાઇથી જવાબ આપ્યો, "આપ પવિત્ર પિતાનો પોતાનોજ!"

બધાના મોઢામાંથી ચીશ નીકળી ગઇ. સીઝર પોતાની જગાએથી ઉભો થઇ તરવાર કાઢતાં બોલ્યો, "અરે ઈશ્વર! જે કંગાલે મારા પિતાના ઓરડામાં આ દેખાવ કર્યો હશે તેના હું સૌથી બુરા હાલ કરીશ!"

કારાફા બોલ્યો, "મારા લોર્ડ ડયુક, જરા શાંત થાઓ. આ કામ કોઈ માનવીનું કરેલું ન હતું. કારણ કે બીજીજ પળે તે સ્વપ્ન ઉડી ગયું અને ઓરડામાં તદ્દન અંધારૂં થઈ ગયું. પછી મેં હાથ ફેરવી ફેરવીને ટેબલ ઉપરથી તે માદળીઉ શોધી કાઢયું."

પોપ આતુરતાથી બોલ્યો, "લાવ, લાવ, તે મને આપ. જ્યાં સૂધી એ મારી પાસે હશે ત્યાં સૂધી મને મારા શત્રુઓની બીક નથી." આમ કહી તેણે પોતાના સેક્રેટરીના હાથમાંથી માદળીઉ લીધું. તે સાથેજ પોપે એક ચીશ પાડી અને તરફડતો પોતાના તખત ઉપર તે પડયો. તેજ વખતે સીઝર બોરજીઆના પેટમાં ચૂંક આવવા લાગી. તેને કાંઈ વિચાર આવ્યો એટલામાં કોઇએ તેના કાન આગળ આવીને ધીમે સાદે કહ્યું, "મારા લોર્ડ, ઝેરી દારૂ એકને બદલે બીજાએ પીધો છે. નામદાર પવિત્ર બાપ મરણ પામવાની તૈયારીમાં છે-તમે

મણ તે પીવાથી ફીક્કા પડી ગયા છો અને મને લાગે છે કે મેં પણ તે ઝેરી દારૂ પીધો છે. ત્રણે કાર્ડીનલો છટકી ગયા છે."

તેની તરફ ફરીને જોતાં તેને ફોરસ્ટ તરીકે ઓળખીને સીઝર જરા ગુસ્સે થઇને બોલ્યો, "મારા લોર્ડ, તમે શું કહો છો તે હું સમજતો નથી."

ફોરસ્ટ બોલ્યો, "તમારી બહેન મારાથી કાંઈ પણ છુપું રાખતી નથી. મારી તો તમને એવીજ સલાહ છે કે, તમે જેમ બને તેમ જલદીથી એ ઝેરનો ઉતાર કરો."

સીઝરે પૂછ્યું; "અને તમે-કાઉન્ટ તમે શું કરશો?"

ફોરસ્ટ હસીને બોલ્યો, "મારે વિષે તમારે જરા પણ ડરવું નહિ" આમ કહી તે પોપની આગળ ચાલ્યો ગયો.



## પ્રકરણ ૫૩ મું.

## મુવેલા બળદનો ભેદ-પોપ એલેકઝાંડર છઠ્ઠાનું મરણ.

પોતાના બાપને મરતો છોડીને પોતાનો જીવ બચાવવાની આશાએ સીઝર ત્યાંથી દોડતો દોડતો પોતાના મહેલ તરફ ગયો. મહેલમાં જતાંકને તેણે પોતાના વિશ્વાસુ નોકર મીચેલોટોને કાંઈ હુકમ ફરમાવ્યો પછી પોતાના સુવાના ઓરડામાં જઈ ઝેરનો કાંઈ ઉતાર તે પી ગયો. પછી પોતાના કપડા કાઢી નાખી, ગરમ કપડું ઓઢી તે બીછાનામાં સુઈ રહ્યો. અરધા કલાક પછી મીચેલોટો પાછો ફર્યો. સીઝરે પૂછ્યું, "કેમ બધું તૈયાર થયું?"

તેણે હા પાડી. સીઝર તરત પોતાના શરીર ઉપર ઝબ્બો વીંટાળી લઇ તેની પાછળ ચાલ્યો. તેઓ બાજુના ઓરડામાં દાખલ થયા. આ ઓરડામાં સામાન ઘણો ન હતો. એક ખુણામાં એક પલંગ હતો. તેની પાસે જમીનમાં ચાર ખુંટા મારેલા હતા. દરેક ખુંટાને એકેક મજબૂત દોરડું હતું. વચમાંની ટેબલ ઉપર ચાર લાંબી છરીઓ પડેલી હતી. સીઝર ત્યા આ-

ર્યો એટલે મીચેલોટોએ બાજુનો એક મોટો દરવાજો ઉઘાડ્યો. ત્યાંથી ચાર સીપાઇઓ એક મોટા બળદને લઇને બહાર આવ્યા. મીચેલોટોએ જોરથી તેને નીચે પાડી નાખ્યો અને પેલા ખુંટાઓ સાથે તેના ચારે પગો બાંધ્યા. પછી એક માણસે મોટી છરી લઇ તેનું પેટ ચીરી નાખ્યું અને તેમાંથી હાડકા માંસ કાઢી નાખ્યું. તેજ પળે સીઝર ઓઢેલા કપડા ઉતારી નાખી બળદના પેટમાં ઉતરી તેના લોહીથી નાહ્યો દશ મીનીટ સૂધી સુતેલા બળદના પેટમાં રહ્યા પછી સીઝર બહાર નીકળ્યો અને બાજુના બીછાના ઉપર ગરમ કપડા ઓઢીને સુઇ ગયો. તેના આખા શરીરે પરસેવો ફુટી નીકળ્યો. આવી રીતે બોરજીઆનું કુટુંબ પોતાના ઝેરનો ઉતાર કરતા હતા. તેઓ પોતાના ઉતાર ઉપર એટલો તો વિશ્વાસ રાખતા હતા કે, ગમે તેવા ઝેરની પોતાની ઉપર અજમાસ કરવામાં ડરતા ન હતા.

વાંચનાર, આ કાંઈ માત્ર કલ્પના નથી. જેણે બોરજીઆનો ઇતિહાસ વાંચ્યો છે તેઓ આ બાબતથી જાણીતા છે. ઝેરી વીંટી, કુંચી, ખંજર, તથા તેમના ઝેરનો ઉતાર વગેરે બાબતો ઇતિહાસ સિદ્ધ છે.

બળદના ખોખાને ત્યાંથી તેના માણસો લઇ ગયા અને જમીન બધી સાફ કરી નાખી, પછી સીઝરે મીચેલોટોને કહ્યું, "આ અકસમાતથી પીવાયલા ઝેરથી મારા બાપ બચે એવી મને આશા નથી. એમના વૃદ્ધ શરીર ઉપર કોઇ પણ ઉતાર કામ લાગનાર નથી. માટે તું બે વિશ્વાસુ સીપાઇઓ લઇને જા. અને તેના ખજાનચી કાસાનોવાની પાસેથી ગમે તે રીતે ખજાનાની કુંચીઓ મેળવી તેનો બધો ખજાનો અહીં લાવ"

તેના હુકમ મુજબ તે પોતાના બે માણસો લઇ ત્યાંથી પોપના મહેલ તરફ જવા નીકળ્યો. મધરાત થઇ ગઈ હતી. લોકોની દોડાદોડ હતી. પોપની તરફ કોઇએ દગો કર્યો છે એવી વાત આખા શહેરમાં ફેલાઇ ગઇ. ઓરસીનો અને કોલોનાના વેરી કુટુંબો પોતાની પક્ષના માણસોને એકઠા કરવા લાગ્યા.

મીચલોટો અને બે સીપાઇઓ પોપના મહેલમાં જઈ પહોંચ્યા. પોપ મોતના બીછાના ઉપર પડયો હતો. પોતાની આસપાસ કોણ ઉભું છે. તથા શું થાય છે તે તે જાણતો હતો. લુક્રેઝા પણ પોતાના મહેલમાં ચાલી ગઇ હતી. પોતાના કુટુંબની પડતી આવી છે એમ તેને લાગ્યું.

થોડા કલાક ઉપર જે લોકો તેજ મહેલમાં એકઠા થયા હતા તેમાંના ત્રણ ચાર જણ સિવાય બીજું તેની આગળ કોઇ ન હતું. આ માણસોમાંના બે તો કાર્ડીનલ કોપીસ અને કાસાનોવા હતા પોતાને માટે તે ઝેરી મેજબાની થઈ હતી એ વિષે તેઓ તદ્દન અજ્ઞાન હતા. મીચેલોટોએ કાસાનોવાને પોપના ઓરડામાંથી બહાર બોલાવીને એકાંતમાં તેની સાથે વાત કરવા માગી. જે ઓરડામાં બે સીપાઇઓ તેણે ઉભા રાખ્યા હતા ત્યાં તેને લઇ જઇ તેને ધમકી આપી તથા ખંજરથી તેનો જીવ લેવાની બીક બતાવી તેની પાસેથી કુંચીઓ મેળવી. અને જતી વખતે તેને તેજ ઓરડામાં કેદ કરી ધમકી આપી કે, જો તે ત્યાંથી નાશવાની કોશેશ કરશે અથવા તો બૂમ પાડશે તો તેનો તુરત જીવ લેવામાં આવશે. પછી પોપનો બધો ખજાનો ત્યાંથી કાઢીને સીઝરના મહેલમાં લઇ ગયા.

બીજે દિને પોતાના બધા સીપાઇઓ તથા ચોકીદારોને પોપના મહેલમાં ચોકી માટે મોકલી દીધા, અને પોતાની મરજી વગર બીજાને પોપ ન નીમવો એવો હુકમ કાઢયો.

આઠ દિવસ સૂધી પોપ મોતના બીછાના ઉપર પડી રહીને રીબાયા કીધો. પોતાની માંદગીના વખતમાં તેણે પોતાના છોકરાઓ ન મળવા માગ્યું, કે ન તેમનું નામ દીધું. આઠમે દહાડે તે મરણ પામ્યો એટલે સીઝરે પોતે જઇને તેના મહેલનો કબજો લીધો. તેના ચહેરા ઉપર ઝેરથી ફીકાસ પડી ગયો. તેનું લોહી ઉડી ગયું હતું. આંખો રાતી થઇ આવી હતી. તે તદ્દન નબળો પડી ગયો હતો. પોપ એલેકઝાંડર મરણ પામ્યો ત્યારે શહેરનો કારભાર સીઝરના હુકમથી એક પ્રમુખે પોતાના હાથમાં લીધો. મરનાર પોપનું શરીર સુજી આવ્યું હતું. તેનો ચહેરો ભયંકર થઇ ગયો હતો. તેના શબમાંથી

દુર્ગંધ નીકળતી હતી તેથી તુરત ભૂમિદાહ કરવા સીઝરે વિચાર રાખ્યો હતો. ઓરસીનો અને કેલોનાના કુટુંબો પોતાના શત્રુ હતા તેથી જો નવો પોપ પોતાના પક્ષનો નીમાય તોજ પોતાનો બચાવ થાય એવું હતું.

---

## પ્રકરણ ૫૪ મું.

### મોતનો ઓરડો.

શબને ભૂમિદાહ કરવાની આગળી રાતે સીઝર કાળો ઝભ્ભો પહેરી લઇને પોતાના મહેલમાંથી પોતાના બાપના રહેઠાણ તરફ ચાલ્યો. એલેઝાંડરનું શરીર કફનમાં મુકેલું હતું. ત્યાં કોઇ હાજર ન હતું. ચાર મીનબતીઓ ચારે ખૂણે બળતી હતી તેના કફનનો મોઢા આગળનો ભાગ ઉંચો કરી, તે બોલ્યો, "જે ધણી થોડા દિવસ પહેલા આખા યુરોપ ઉપર સત્તા ધરાવતો હતો તેજ અહીં શાંતતાથી ઉંઘે છે! જે હાથની ઇસારતથી આખી દુનિયા ધ્રુજતી હતી તે હાથ થોડા વખતમાં કીડાઓ ખાઇ જશે! અને થોડા વખત પછી કોઈ ઘોરખોદુનો હાથ માટી થયલાં તારાં શરીરને લાગશે."

ધીમો અવાજ સંભળાયો, "તે માટીને પણ શાંતતા હોજો!"

સીઝર ચોંકયો! એક પળ તેને બીક લાગી. પણ બીજીજ પળે શબની સામી બાજુએ એક માણસનો આકાર દેખાયો. સીઝરે તેને પોતાની બહેન લુક્રેઝા તરીકે ઓળખી. તે બોલ્યો, "શું તું પ્રાર્થના કરતી હતી?"

લુક્રેઝાએ જવાબ આપ્યો. "હા, હું ઘણા દિવસ પછી આજ રોજ પહેલ વહેલી પ્રાર્થના કરતી હતી. પણ ભાઈ આપણી પ્રાર્થનાથી એને કાંઈ ફાયદો થશે એમ તું ધારે છે?"

સીઝરે જવાબ આપ્યો, "તે તો તું તારા અંતઃકરણને પૂછ પણ હું ધારૂં છું કે તું જોગણ થાય તો સારૂં."

લુક્રેઝાએ જવાબ આપ્યો, "સીઝર, આપણા બેઉના વિચારો જુદા જુદા છે. અહીં આવ્યા પછી મારા વિચારો બદ-

લાઇ ગયા છે. મને એમ લાગે છે, ઈશ્વર ઉપર વિશ્વાસ રાખ્યાથી તે બધા અપરાધો ક્ષમા કરે છે!"

તે ભાઇ બોલ્યો, "બહેન, હવે એ રહેવા દે. હું કાલે તારે ત્યાં આવીશ ત્યારે વાત. હાલ તો તને સહી સલામત તારે ઘેર પહોંચાડવા માટે મીચેલોટાને સાથે તેડતી જા."

બેઉ જણ છૂટા પડયા.

---

# પ્રકરણ ૫૫ મું.

## રોમના લોકોનો ગુસ્સો.

બીજે દિને સવારના પોપ એલેકઝાંડર છઠ્ઠાના શબને બહાર કાઢવામાં આવ્યો. તે વખતના રીવાજ પ્રમાણે પેટીને ઢાંકણુ ન હતું. માત્ર ઉપર કપડાથી ઢાંકતા હતા રસ્તામાં વેલેન્ટીનોના ડયુક સીઝરના સીપાઇઓ મીચેલોટાની સરદારી નીચે ઉભા હતા. લોકો ઘરના બારી બારણામાં ઉભા હતા. જુવાન અને બુઢાઓ, સ્ત્રી અને બાળકો બધા ત્યાં એકઠા મળ્યા હતા કેટલાકોના ઘરોમાં કાળા વાવટાઓ ટાંગ્યા હતા કેટલેક ઠેકાણેથી ઘંટનો નાદ સંભળાતો હતો. બધી દુકાનો બંધ કરવામાં આવી હતી.

પ્રથન કેટલાક પાદરીઓ ચાલતા હતા. તેમની પાછળ નોકરો હાથમાં દીવાઓ લઇને ચાલતા હતા તેમની પાછળ કાર્ડીનલો હતા. તેમની પાછળ સીઝરના થોડા માણસો હતા. તેમની પાછળ પોપના મુરદાની પેટી ઉચકીને છ જણા ચાલતા હતા. તેમની પાછળ સીઝર પોતાના થોડા માણસો સાથે ચાલતો હતો. દિવસ પહેલાં તો શાંત હતો. પણ પાછળથી તોફાની થતો ગયો. વીજળી થવા લાગી. બીજી વખત તોફાન થયું હોત તો તેની લોકો દરકાર ન કરત પણ આ તો પોપના શબને ભૂમિદાહ કરવા લઇ જતી વખત થવાથી લોકો ઉશ્કેરાઇ ગયા. વીજળીની સાથે ગડગડાટ થવા લાગ્યો. આખું રોમ શહેર ધ્રુજવા લાગ્યું. મુરદું ઉચકનારાઓ એક બાજુ

ઉભા રહ્યા. ક્રૂર લશ્કરીઓ એક બીજાના મોઢા જોવા લાગ્યા. સીઝર જરા ગભરાયો. બહાદૂર મીચેલોટોના મનમાં જરા બીક લાગી. બધા લોકો ગભરાવા લાગ્યા. તુરત બીજી વખત વીજળી ઝબકી અને તેજ પળે સાન્તા રીપેરાટાના દેવલનો થોડો ભાગ પડી ગયો. જે વખતે આગળો પોપ મરણ પામ્યો અને તેને ઠેકાણે હાલ મરણ પામેલો એલેક્ઝાંડર છઠો પોપ તરીકે નીમાયો ત્યારે પણ એજ દેવળનો એજ ભાગ પડી ગયો હતો. અને લોકોએ તેને અપસુકન તરીકે માન્યો હતો. આજ પણ તેમ થતાં લોકો ઉશ્કેરાઈ ગયા. થોડીવારમાં મારામારી થશે એમ સીઝરને લાગ્યું. તેણે લોકો તરફ ફરીને કહ્યું, "જો તમારા જીવની તમને ખપતી હોય તો શાંત થાઓ."

પણ હજારો માણસોની આગળ થોડા સરખા સીપાઇઓ શી બીસાતમાં? ઉશ્કેરાયલા લોકોએ બૂમ પાડી, "બોરજીઆના કુટુંબનો નાશ કરો!" લોકોનું ધ્યાન માત્ર સીઝર અનેમીચેલોટો તરફ હતું. તેનો જીવ લેવાને તેઓ તલપ્યા હતા.

લડાઇ શરૂ થઇ ચૂકી પાદરીઓ ડરી ગયા. મુરદું ઉચકનારાઓ ગભરાઇ ગયા. તેઓ સેન્ટ પીટરના દેવલના દરવાજા તરફ ચાલ્યા. તેમની આસપાસ પણ લોકો ગુસ્સાની બૂમો પાડતા હતા. દેવલના દરવાજા આગળજ તેમના હાથમાંથી કફન છટકી ગયું. સુજી ગયલું, કાળું થયલું, બગડી ગયલું એલેક્ઝાંડર છઠ્ઠાનું મુરદું તેમાંથી બહાર નીકળી પડ્યું. તેની ઉપર નજર પડતાંજ લોકોએ વધારે મોટેથી બૂમો પાડવા માંડી. થોડી પળમાંજ પોપના શરીરની હાલત બધા લોકો જાણી ગયા. થોડીવાર બધા શાંત થયા. સીઝર તથા તેના માણસો ઉપર હુમલો કરવો શરૂ કર્યો. પણ જે થોડી પળની ઢીલ થઈ તે સીઝર તથા મીચેલોટોના ફાયદાની થઇ. તેમનો બચાવ કરવા તેથી અવસર મળ્યો.

જે વખતે આ બનાવ બનતો હતો તે વખતે ત્યાંથી થોડે દૂર પોતાના મહેલમાં લુક્રેઝા બોરજીઆ બોરાના કાઉન્ટ ફેરારટ સાથે બેઠી હતી. ત્યાંથી મારામારી બધી દેખાતી હતી.

ફ્રોસ્ટનો હાથ પકડીને લુક્રેઝા બોલી, "તેઓ તેને મારી નાખશે! મારો ભાઇ તેમને હાથે માર્યો જશે!"

ફ્રોસ્ટે જવાબ આપ્યો, "પણ તે કેવી બહાદૂરીથી લડે છે! તેના માણસો તેની આસપાસ ફરી—"

લુક્રેઝા બોલી, "પણ તેઓ તેને મારી નાખશે! તેમના માણસો વધારે છે. શું મારી નજર આગળ તે માર્યો જશે?"

તેની તરફ નજર કરતો ફ્રોસ્ટ બોલ્યો, "લુક્રેઝા, એને બચાવવાનું મારા હાથમાં છે એમ તું માને છે?"

લુક્રેઝાએ જવાબ આપ્યો, "તે હું જાણતી નથી-મારૂં મન ગુચવાઈ ગયું છે."

ઉભો થતાં ફ્રોસ્ટ બોલ્યો, "તારે ખાતર હું તેને બચાવીશ." આમ કહી તે ત્યાંથી બહાર નીકળી ચાલ્યો. લુક્રેઝા વધારે આતુરતાથી તે મારામારી જોવા લાગી. ફ્રોસ્ટ વિષે તેના મનમાં કાંઈ અજાયબ વિચાર આવ્યો હતો. પણ તે તેનો છૂપો ભેદ જાણતી ન હતી. ફ્રોસ્ટ ગરીબીમાંથી એકદમ ઉમરાવની પદવીએ ચઢયો હતો એમ તે જાણતી હતી. વોલ્સ્ટેન અને ફ્રીઝને તેણે છોડવ્યા હતા તે વિષે તેને ખબર હતી. મેજબાની વખતે તેણે જીવલેણ ઝેરી દારૂ પીધો હતો છતાં તેની તેના ઉપર અસર થઇ ન હતી.

જે વખતે ફ્રોસ્ટ મહેલમાંથી બહાર નીકળ્યો તેજ વખતે એલેક્ઝાંડરનું મુરદું જમીન ઉપર પડી ગયું હતું. લોકોએ બૂમ પાડી અને લુક્રેઝાનું ધ્યાન તે તરફ ગયું. ફ્રોસ્ટ લોકોની ભીડમાંથી રસ્તો કાપતો જતો હતો. તેને કોઇનો ધકકો લાગતો ન હતો. તે આગળ ચાલ્યોજ જતો હતો. જે વખતે તે સીઝરની આગળ પહોંચ્યો, તેજ વખતે મીચેલોટો પણ પોતાના હથિયાર અને જોરની મદદથી રસ્તો કરતો પોતાના શેઠની આગળ આવી પહોંચ્યો. બેઉ જણા જોરથી પોતાની તરવારો ફેરવતા હતા. પણ એટલામાં સીઝરનો ઘોડો માર્યો ગયો અને મીચેલોટોની તરવાર તેના હાથમાંથી છટકી ગઇ. એક પળ જો વધારે થાત તો બેઉના જીવ જાત. પણ ફ્રોસ્ટે પોતાની અજીત તરવારના જોરથી તેમને માટે રસ્તો કર્યો. લોકોને

હવે ધારતી લાગી. સીઝરના સીપાઇઓને હીમત આવી તેઓ એવડી હીમતથી લડવા લાગ્યા લોકો નાશવા લાગ્યા. કાપાકાપી વધારે જોરથી મચી રહી.

## પ્રકરણ ૫૬ મું.

### સેતાનનું ભાષણ.

એલેકઝાંડર છઠ્ઠાનું મુરદું કેટલાક કલાક સુધી ત્યાંજ પડયું રહ્યું. નવું લશ્કર બહારથી આવ્યું છે એવી વાત ત્યાં ચાલી રહી તેથી લોકોની નાશાનાશ થઇ રહી. સીઝરે પણ પોતાના બાપના મુરદાની દરકાર ન કરી. લુક્રેઝા તો છૂપા વેશમાં દૂરના મહેલમાં જતી રહી. થોડીવાર પછી કેટલાક હીમતવાન માણસો મુરદું ઉચકવા આવ્યા પણ તેનો ભયંકર ચહેરો જોઇ તેને અડકવાની તેમની હીમત ન ચાલી. તેઓ પણ ત્યાંથી ચાલતા થયા. સૂર્યાસ્તની વેળાએ ફોરસ્ટ તે મુરદા આગળ ઉભો રહીને બોલ્યો, "જે પોપના હુકમથી આખું યુરોપ ધ્રુજતું હતું તેનું બાકી આવું ખોખુ રહ્યું?"

તુરત સેતાનનો ગંભીર સ્વર સંભળાયો, "તેં આ ઉપરથી શું ધાર્યું?"

ફોરસ્ટે પૂછ્યું, "કેમ, તું અહીં શા માટે આવ્યો?"

સેતાન બોલ્યો, "આ એક એવા માણસનું શબ પડયું છે કે, જેના હાથમાં દુનિયાને સુખી કરવાની સત્તા હતી. કાંઈ પણ સ્વાદ વગરના પાણીની નદીના કિનારા ઉપર ઉભા રહી જો એ માણસે હુકમ કર્યો હોત કે, આ નદીમાં મધ રેડી એને મીઠી બનાવો તો તેમ તુરત કરવામાં આવત. પણ એણે તેમ ન કર્યું. એના એક શબ્દથી હજારો માણસો સુખી થઇ જાત."

ફોરસ્ટે પૂછ્યું, "પણ મને આ બધું કહેવાનું કાંઇ કારણ?"

સેતાને જવાબ આપ્યો, "તે તો તારા મનને પૂછી જો ટુંકી નજરના માનવી! તું મારા હાથમાં છે-તું મારોજ છે તેથી આ બધું હું તને કહું છું. એક ચોરને પૂછી જો કે, ચોરી કરેલી ચીજથી તેણે ગુમાવેલી આબરૂની કીમત તેને મળી રહે છે?

એક વ્યભિચારીને પૂછ કે, લગ્નના સંબંધ જેવું સુખ તે મેળવી શકે છે? તમારા ફીલસુફો કહે છે કે આ દુનિયામાં સદ્ગુણનો બદલો મળતો નથી તથા દુર્ગુણોની શિક્ષા નથી, પણ અંતે ધર્મો જય છે. શું એ વાત ખરી છે! સુખી હાલત શું બદલો નથી? કંગાળીઅત શું શિક્ષા નથી? ફ્રોસ્ટ, કલાકના કલાક સુધી—"

ફ્રોસ્ટ બોલ્યો, "અરે હું કેવો કંગાળ છું! જ્યાં સૂધી હું જીવતો રહીશ ત્યા સૂધી મને પસ્તાવો થયા કરશે. આ દુનિયામાં જે કાંઈ મોજમજા મળે તે બધી હું ભોગવુંછું છતાં હું સુખી નથી! હું હસતો જણાઉછું પણ હું સુખી નથી! મારા કાનમાં હમેશ ભણકારા વાગે છે કે-તેં પોતાને સેતાનને વેચ્યો છે!"

સેતાન બોલ્યો, "ઠીક, એ તો જાણે સમજ્યા. હું ધારૂંછું કે, આગલી બધી વાત તું ભૂલી જવા માગે છે."

ફ્રોસ્ટ કાંઈ યાદ આવતાં બોલી ઉઠ્યો, "આહા! તેં ઠીક યાદ દેવડાવ્યું? ઇડાએ પણ એ વાત મને સુચવી હતી. તારી પાસે કાંઈ એવો ઉપાય છે કે, જેથી તારી સાથના મારા લખતની વાત હું ભૂલી જાઉં?"

સેતાને કહ્યું, "ભૂમધ્ય સમુદ્રમાં એક બેટ છે. તેમાં કુદરતી બનાવટનો એક ગુફો છે. તેમાં પાણીનો એક ઝરો છે. તેને "વિસ્મૃતિનું પાણી" કહે છે!"

ફ્રોસ્ટે કહ્યું, "મને એ પાણી પીવા દે! એ પાણી પીને હું આગલી વાતો ભૂલી જઇ સુખી જીંદગી ગુજારીશ."

સેતાને કહ્યું, "કાલે સવારના હું તને એ ગુફા આગળ લઇ જઇશ."

તે બોલ્યો, "હા, "વિસ્મૃતિનું પાણી!" ખરેખર, તે પાણી પીને હું મારો બાકી રહેલો વખત મોજશોખમાં ગુજારીશ! હું બધું ભૂલી જઇશ! હું તારી પાછળ ચાલ્યો આવીશ."

આમ કહી તે ત્યાંથી જતો રહ્યો. થોડીવાર પછી દેવળમાંનો એક જણ થોડા માણસ લઇ ત્યાં આવ્યો અને પો-

પનું મુરદું ઉચકાવી તેને માટે તૈયાર કરેલી ઘોર આગળ લઇ ગયો.

— ⸺

## પ્રકરણ ૫૦ મું.

## વિસ્મૃતિનું પાણી.

ભૂમધ્ય સમુદ્રના એક નાના બેટ ઉપર આપણે નજર પહોંચાડીએ. તેના સુંદર મેદાનમાંથી ફ્રેસ્ટ અને સેતાન કુદરતી અજાયબીઓ જોતાં ચાલ્યા જાય છે. તેઓ એક ગુફા આગળ આવી પહોંચ્યા. સેતાને કહ્યું, "જે કામ માનવીને હાથે હજારો વર્ષે પણ પુરૂં ન થાય તે કામ કુદરતે બનાવ્યું છે. પણ ચાલો આપણે અંદર જઇએ. હું ધારૂં છું કે, વિસ્મૃતિનું પાણી પીવાને તું તલપી રહ્યો છે."

સેતાન આગળ અને ફ્રેસ્ટ તેની પાછળ દાખલ થયો. તેમનો રસ્તો એક સાંકડી નેળમાંથી હતો. ત્રીશેકવાર ચાલ્યા પછી ઘોર અંધારૂં થયું. રસ્તો મુદ્દલ દેખાતો ન હતો. પણ સેતાનની માયાથી તુરત એક પ્રકાશ પ્રકટ થયો. તેના તેજથી ગુફામાં વીજળીના જેવું અજવાળું થયું. ગુફાની અંદર જાતજાતના દેખાવો નજરે પડતા હતા. ત્યાંથી તેઓ એક ખડકની કોર ઉપર આવી ઉભા. તે ખડકની નીચે પાણીનો એક ઝરો વહેતો હતો. કાચો પોચો માનવી ડરી જાય તેમાં નવાઇ નહિ પણ હીમતવાન માણસ પણ ત્યાંની ઉંડાઈ જોઈ ડરી જાય. ત્યાંથી થોડે દૂર એક બીજી ખાઇ હતી. તે તેના કરતાં પણ વધારે ઉંડી અને ભયંકર હતી. પણ ફ્રેસ્ટ ડરી જાય તેવો ન હતો. તેને કોઇની બીક ન હતી. તે અને સેતાન ધાસ્તી વગર–પડી જવાની બીક વગર ત્યાં ચાલતા હતા. કેટલીક નેળો અને ગુફાઓ પસાર કર્યા પછી તેઓ એક ખડબચડી ગુફામાં ઉભા રહ્યા. એટલામાં પેલો પ્રકાશ એકદમ ગુમ થઇ ગયો અને ફ્રેસ્ટ તદ્દન અંધારામાં ઉભો રહ્યો. સેતાન બોલ્યો, "ડરતો ના, આ અંધારામાં તને કુદરતનો નવાઈ જેવો ચમ-

ત્કાર દેખાશે." આમ કહી તે ફોસ્ટનો હાથ પકડીને ત્યાંથી ચલાવી ગયો. ફોસ્ટને લાગ્યું કે, તેઓ કોઇ ઓરડામાં દાખલ થયા. પણ એટલામાં સેતાન તેનો હાથ છોડી દઇને બોલ્યો, "જો!"

તેજ વખતે પેલો પ્રકાશ ફરીથી પ્રકટ થયો અને ફોસ્ટ જુએ છે તો જમીનના છેક ભીતરમાં કુદરતી કારીગરીથી કોતરેલી એક સુંદર ગુફામાં તે ઉભો હતો કુદરતની કારીગરીનો તે એક ખરેખરો ચમત્કારજ હતો. આરસપહાણના થાંભળાઓ ઉપર તેવીજ પથ્થરની ફરસબંદી હતી. માનવીને ખ્યાલ પણ થઇ ન શકે એવી તેમાં કારીગરી હતી. વચ્ચો વચ્ચમાં એક ઉંચી બેઠક હતી. તેને ખ્રીસ્તી દેવલના જેવો આકાર આપેલો હતો. આ બધી કારીગરી જોઈ ફોસ્ટ તો અત્યચણ થયો.

સેતાને પૂછયું, "કુદરતી બનાવટના આ દેવલને જોઇ તેં શું ધાર્યું?"

ફોસ્ટ બોલ્યો, "હું તો આ બધું જોઇ ગભરાઇ ગયો છું!"

સેતાન બોલ્યો, "દરેક ટુંકી નજરના માનવીની પેઠે તું પણ એમજ વિચારે છે કે, કુદરત પોતાને રસ્તે પોતાનું કામ કરતી જાય છે. સમુદ્રમાં જ્યાં બેટ નથી ત્યાં પરવાલાના કીડાઓ બેટ પેદા કરે છે. જળને સ્થળે સ્થલ અને સ્થલની જગાએ જળ કરે છે. આ ગુફા પણ એવીજ રીતે બની છે. આવી બીજી પણ ઘણી વાતો હું તારી સાથે બીજી વખત કરીશ. પણ તું અહીં શા માટે આવ્યો છે તે તને યાદ છે?"

ફોસ્ટે કહ્યું, "હા, હું આ જોવા નથી આવ્યો. હું તો વિસ્મૃતિના ઝરાનું પાણી પીવા આવ્યો છું.

સેતાને કહ્યું, "તે અહીં પાસેજ છે." આમ કહી તે ગુફાના એક ખૂણા તરફ ગયો. ત્યાં તેની નજરે સ્વચ્છ પાણીનો એક ઝરો પડયો. સેતાન બોલ્યો, "જે પાણી પીવાની તને ઇચ્છા છે તે આ રહ્યો."

ફોસ્ટ આતુરતા દર્શાવી બોલ્યો, "અરે મને તે પીવા દે! મારી તરસ છીપાવા દે!"

સેતાન તેનો હાથ પકડીને બોલ્યો, 'એક પળ સબૂર કર! જે કાંઈ કામ કરે તે પહેલાં તેનો પુરો વિચાર કરજે."

ફોસ્ટ અધીરાઇથી બોલ્યો, "વિચાર! શાનો વિચાર! આ પાણી પીશ તો આગળી બધી વાતો ભૂલી જઈશ એજ કેની?"

સેતાન થંડે પેટ બોલ્યો, "મૂર્ખ! વિચાર કરવાની તારે જરૂર છે. જો આ પાણી પીશ તો મારી સાથેનું લખત તું ભૂલી જઈશ. એટલુંજ નહિ પણ તું કોણ છે તે પણ ભૂલી જઇશ. બોલવાની તારી શકિત તદન નાશ પામશે. તું જે ભ-ણ્યો છે તે પણ ભૂલી જઇશ. તારી હાલત માણસ કરતાં જ-નાવરને વધારે મળતી થશે. માટે બોલ, આ પાણી પીવા પહે-લાં વિચાર કરવાની જરૂર છે કે નહિ?"

તદન ગભરાઇ જઇને ફોસ્ટ બોલ્યો, "શું વિસ્મૃતિના પા-ણીથી એવી અસર થશે?"

સેતાને જવાબ આપ્યો, "હા."

દાંત કચકચાવીને ફોસ્ટ બોલ્યો, "ત્યારે તું મને અંહીં શા માટે લાવ્યો?"

સેતાને જવાબ આપ્યો, "મારો બધો ભેદ એજ છે. એ-નો જો તને ખરો જવાબ આપું તો એજ કે મારે માનવી જાત તરફનો ધિક્કાર તને જાહેર કરવો જોઇએ. મારા રાજ્યમાં જેમ હમેશ અગ્નિ બળે છે તેવોજ માનવી વિષેનો ધિક્કાર મારા મનમાં હમેશ બળતો રહે છે. પણ તેં હવે આ ગુફા પુરેપુરી જોઈ?"

ફોસ્ટે જવાબ આપ્યો, "હા, પુરેપુરી જોઈ. ચાલ આ-પણે જઇએ"

સેતાને પૂછ્યું, "તારે કયાં જવું છે. આજ તો રોમમાં ધામધુમ છે."

ફોસ્ટ બોલ્યો, "હા, ખરી વાત. આજ નવો પોપ ચુંટી કઢાશે. મને ત્યાં પહોંચાડ."

સેતાને તેનો હાથ પકડયો અને બીજી પળે તે રોમમાં આવીને ઉભો.

## પ્રકરણ ૫૮ મું.

### સીઝર અને એન્સેલ્મ.

રસ્તામાં લોકોની ભીડ થઇ છે. નવો પોપ કોણ નીમાય છે તેની બધા આતુરતાથી રાહ જુએ છે. છત્રીશ કાર્ડીનલો એક બંધીઆર ઓરડામાં ચુંટણી કરવાને એકઠા મળ્યા છે. બપોર થવા આવી છે. લોકો આતુરતાથી તે ઓરડા તરફ જુએ છે. બપોરના અગીઆરનો ટકોરો પડતાંજ બધાની નજર ઉપરની બાજુએ ગઈ. તે ઓરડાના ધુમાડીઆમાંથી ધુમાડો નીકળતો જણાયો. લોકો નીરાશ થઇ ગયા. પોપની ચુટણી માટે બધા એકમત થયા ન હતા તેથી કાગળો તેઓએ બાળી નાખ્યા હતા. સાંજના પાંચ વાગા પહેલાં બીજી વખતની ચુટણી થાય એવું ન હતું.

હવે આપણે સીઝર બોરજીઆના મહેલ તરફ જઇએ તે પોતાના ઓરડામાં આંટાફેરા મારતો હતો, એટલામાં મીચેલોટો ત્યાં આવ્યો. સીઝરે પૂછયું, "કેમ, શા સમાચાર લાવ્યો?"

તેણે જવાબ આપ્યો, "ચુંટણીના કાગળોની યાદી બાળી નાખવામાં આવી."

સીઝર બોલ્યો, "ત્યારે તો ઠીક થશે. જુલીઅન લા રોવરી અને ફ્રાન્સીસકો પાયકાલોમીનીને હજી આશા છે. જો આ પાયકાલોમીની પોપ થાય તો પછી મને મુદ્દલ ધાસ્તી નથી."

મીચેલોટો બોલ્યો, "પણ કાર્ડીનલ વેન્ચુરો તો રોવરીની તરફનો છે?"

સીઝર બોલ્યો, "હા, તેમ છે ખરૂં. પણ અરે! તારૂં કહેવું હું સમજ્યો! એને કાંઈ લાલચ આપી આપણે વશ કરવો જોઇએ."

આમ કહી તેણે એક પેટી ઉઘાડી. તેની અંદરની ચીજો જોઇ મીચેલોટો બોલ્યો, "વજનદાર સોનાની સાંકળીઓ, કીમતી હીરા મોતીઓ–આ તો વીશ કાર્ડીનલો વેચાતા લેવા માટે બસ છે."

સીઝરે કહ્યું, "આ બધું લઇને કાર્ડીનલ વેન્ચુરોની વહાલી નીસીદા મરીનોની આગળ લઇ જા. અને આપણી મત-

લઇ તેને સમજાવીને આ ચીજો ભેટ કરજે.' મારૂં કહેવું તું સમજ્યો?"

મીચેલોટો હા પાડી, ત્યાંથી ગયો. તેના ગયા પછી તુરતજ સાધુ બાવા એન્સેલ્મ ત્યાં દાખિલ થયો.

સીઝરે તેને ત્યાં આવેલો જોઇ પૂછ્યું, "સાધુ બાવા, તમે અહીં ક્યાંથી? તમે તો બ્હીમ મંડળના કામ માટે બીજે ઠેકાણે રોકાયલા હતા તે?"

તેણે જવાબ આપ્યો, "મારા લોર્ડ, તમે આપેલું વચન હજી સુધી પાળ્યું નથી તેથી મારે અત્રે આવવું પડયું. રોમાના શહેર તમારા હાથમાં છે. ત્યાંના વડા ધર્મગુરૂની જગા ખાલી પડી છે."

સીઝરે જવાબ આપ્યો, "ગુરૂમહારાજ, એ કામ મારા હાથમાં નથી."

એન્સેલ્મ બોલ્યો, "એલેકઝાંડર છઠ્ઠો મરણ પામ્યો છતાં તમે રોમાના રાજા છો."

સીઝરે કહ્યું. "એ તો ખરૂં, પણ એ જગા તો કાર્ડીનલ ટ્રેસપોલોને આપવા મેં વચન આપ્યું છે. એના બદલામાં એ કાર્ડીનલ ફ્રાન્સીસકોની તરફથી મત આપનાર છે."

તે સાધુ બાવા બોલ્યો, "ત્યારે હજી પણ મારી નોકરીનો મને બદલો નથી આપતા? મેં તમારી કેવી નીમકહલાલીથી નોકરી બજાવી છે તે તમે ભૂલી ગયા? બ્હીમ મંડળને લગતા મારા હાથ નીચેનાઓએ તમારી કેવી સેવા બજાવી છે તે યાદ છે?"

સીઝર બોલ્યો, "તે હું કાંઈ ભૂલી ગયો નથી. તેના બદલામાં હું તમને હમેશ પૈસા આપતો હતો. હાલ પણ તને જેટલા પૈસા જોઇતા હોય તેટલા મારી પાસેથી લે."

એન્સેલ્મ બોલ્યો, "મને પૈસાની જરૂર નથી. મને તો તમે વચન આપ્યું છે તે પાળો તો બસ—"

જરા ગુસ્સે થઇને સીઝર બોલ્યો, "વચન! મેં તને વચન આપ્યું તે વખતે મેં દારૂ પીધો હતો."

સાધુએ પૂછ્યું, "મારા લોર્ડ, મને એમ લાગે છે કે, તમે તમારૂં વચન પાળવા નથી માગતા."

સીઝરે કહ્યું; "તારે ગમે તેમ તું ધાર. મારી હાલત હાલ પડતી છે, તેમાં તું મને શા માટે હેરાણ કરે છે?"

એન્સેલ્મ બોલ્યો, "યાદ રાખજો કે, મારી સાથે વેર કર્યામાં ફાયદો નહિ કાઢો!"

સીઝર બોલ્યો, "તારા જેવા અપરાધી કે જેને ફાંસીની શિક્ષા થઈ હતી તેનાથી ડરવાને-"

સાધુબાવા બોલ્યો, "બસ, બસ, મારા લોર્ડ! જો તમારો છૂપો ભેદ હું દુનિયાને જાહેર કરૂં તો તમારૂં તથા તમારા આખા કુટુંબનું શું થાય?"

સીઝરે કહ્યું, "સાધુડા, સાંભળ! તારી ધમકીથી હું ડરતો નથી. જે વખતે મારો ભેદ તું જાહેર કરશે તે વખતેજ હું તારી આગળી હાલત બધાને જાહેર કરીશ. જે માણસ હાલ એક પવિત્ર સાધુ બાવા તરીકે ઓળખાય છે-જે હાલ ઓહીમ મંડળનો એક મુખી છે-તે માણસ-"

એન્સેલ્મ બોલ્યો, "બસ, બસ, મારા લોર્ડ! આપણે એક બીજાની ખાનગી વાતો જાણીએ છીએ. તેથી તે જવા દો." આમ કહી તે ત્યાંથી જતો રહ્યો.

સીઝર તેની ધમકી ઉપર હસવા લાગ્યો. થોડી વાર પછી મીચેલોટો હસતે ચહેરે ત્યાં આવ્યો. સીઝરે પૂછ્યું, "કેમ, તારૂં કામ થયું?"

મીચેલોટોએ એક નાની ચીઠી બતાવીને કહ્યું, "સુંદર નીસીદા મરીનાએ લખી આપી છે."

સીઝરે કહ્યું, "ઠીક છે. હવે તું પોપના મહેલમાં જા. કાર્ડીનલોને ભોજન મોકલવાનો વખત થયો છે. મહેલમાંથી દરેકને માટે જુદી જુદી ટોપલીમાં ભરીને ખાનગી ઓરડાંમાં મોકલવામાં આવશે. પારમાનો પાદરી તે ટોપલીઓ ઉપર પોતાને હાથે મોહોર છાપ મારીને તે મોકલશે. તે પાદરી મારી તરફનો છે. તેને સમજાવીને આ ચીઠી આપજે. તે વેન્ચુરોના ભોજનની ટોપલીમાં મૂકશે."

મીચેલોટો નમીને પોપના મહેલ તરફ ચાલ્યો. ત્યાં જઇને તેણે પેલા પાદરીને તે ચીઠી આપી. તેણે વેન્ચુરોના ભો-

જનની ટોપલીમાં તેને મૂકી. છત્રીશ નોકરો છત્રીશ ટોપલીઓ ઉચકીને જે ઓરડામાં છત્રીશ કાર્ડીનલો પોપની ચુટણી કરવા માટે એકઠા થયા હતા તે તરફ ચાલ્યા. તેની સાથે પાદરી પારમા પણ હતો. જે ઓરડામાં કાર્ડીનલો હતા તે ઓરડાના દરવાજા આડી ભીંત ચણી લીધેલી હતી. ખાવાનું આવ્યું એટલે બે કડીઆઓ તૈયાર ઉભા હતા. તેમણે ભીંતની ઉપરનો થોડો ભાગ પાડી નાખ્યો. અંદરથી એક કાર્ડીનલે દરવાજો ઉઘાડયો. અને ભીંતની ઉપરની બાજુથી બધી ટોપલીઓ અંદર લીધી. પછી દરવાજો બંધ થયો. કડીઆઓએ પાછી ભીંત ચણી લીધી.

સાંજ પડી ગઈ. સેંટ પીટરના દેવલના ઘડીઆલમાં પાંચનો ટકોરો થયો. બહાર ઉભેલા લોકો આતુરતાથી રાહ જોવા લાગ્યા. બધાની નજર ઉપરની બાજુના ધુમાડીઆં ઉપર હતી. પણ ત્યાંથી ધુમાડો નીકળતો ન હતો. બધાનીખાત્રી થઇ કે, રોમનો રાજકર્તા નેમાયો ખરો. જરા વારમાંજ એક દરવાજાનો થોડો ભાગ પાડી નાખવામાં આવ્યો અને તેમાંથી ડોકું બહાર કાઢીને કાર્ડીનલ વેન્ચુરો મોટે સાદે બોલ્યો, "આનંદના વર્તમાન તમને સંભળાવતાં મને આનંદ થાય છે. નામદાર, પવિત્ર પિતા સેનાના કાર્ડીનલ સીનોર ફ્રાન્સીસકો પાઇકોલોમીની ત્રીજા પાયસનું નામ ધારણ કરી રાજ્યાસન ઉપર બીરાજ્યા છે."

રોમના લોકોએ આનંદનો ઉદ્ગાર કાઢી પોતાનો સંતોષ જાહેર કર્યો. આ આનંદના વર્તમાનથી સીઝર તથા લુક્રેઝાને તુરત જાણીતા કરવામાં આવ્યા.

---

## પ્રકરણ ૫૯ મું.

## રોમના ખંડીઅરો.

સીઝરની પાસેથી નીકળીને એન્સેલ્મ કોલીઝમના ખંડીઅરો તરફ ચાલ્યો. આ ખંડીઅરો હજી પણ ત્યાં છે. તે જોવા લાયક છે. તેમાં ૮૦ હજાર માણસો સમાઇ શકતા

હતા. શાહેનશાહ ટીટસના રાજ્યમાં આ મકાન બાંધવામાં આવ્યું હતું. રોમ શહેરની ઉપર જંગલી શત્રુઓએ ઘણા હુમલા કર્યા હતા, પણ આ કોલીઝમના બાંધકામનો તેઓએ નાશ કર્યો ન હતો. પણ કેટલાક ધર્માધ્યક્ષોએ તેમનો નાશ કર્યો. પોપ પોલ બીજાએ સેંટ ચાર્કનો મહેલ બાંધવા માટે થોડા ભાગનો નાશ કર્યો. તેની પછી કાર્ડીનલ રીઓરીઓએ તેના થોડા ભાગનો નાશ કર્યો. તેની પછી પોપ પોલ ત્રીજાએ પણ તેની તરફ પોતાની નજર ફેરવી, તેના થોડા ભાગનો નાશ કર્યો. તે પછી તે ખંડીઅરોના આકારમાં હમેશને માટે રહ્યા.

સાધુબાવા એન્સેલ્મ આ ખંડીઅરોમાં ચંદ્રના પ્રકાશથી પોતાનો રસ્તો મેળવતો હતો. તેના પગનો અવાજ સાંભળી બે માણસો જાગી ઉઠયા. એકે ચોંકી ઉઠીને પૂછયું, "કોણ છે ?"

એન્સેલ્મે જવાબ આપ્યો, "એ તો હું છું. ભલા ત્રીજ, જરા ધીરેથી બોલ. અહીં ઘણી વખત કેટલાક સાધુઓ આવે છે તેઓ કદાચ આપણને સાંભળશે. વોલ્સ્ટેનને ઉઠાડ. આપણે કામ મળ્યું છે."

ઝરનીનના અમીરનું થોડો વખત નામ ધારણ કરનાર વોલ્સ્ટેન બોલ્યો, "ગુરૂમહારાજ, હું તો અહીં છું. બોરજીઆના શા સમાચાર ?"

ગુસ્સાથી એન્સેલ્મ બોલ્યો, "સીઝર દગાખોર છે. એણે પોતાનું વચન પાળ્યું નથી. હું તેને લાયક શિક્ષા કરીશ."

ગ્રેગરી વોલ્સ્ટેન બોલ્યો, "પણ આપણે અહીં છીએ એટલામાં આપણા આલ્પ્સના ગુફા ઉપર હુમલો થયો હશે તો ?"

એન્સેલ્મે જવાબ આપ્યો, "તે તરફની મને બીક નથી. વહીમ મંડળને નામે શાહેનશાહને મેં ધમકી આપી છે તેથી તે કદી પણ આપણી સામે થનાર નથી. હવે એક ચીજ મારે કરવાની છે. ઓટો ધ્યાનાલા વહીમ મંડળનો શત્રુ થયો છે. બીલ્ડરેડા ડોસી તરફ પણ ધ્યાન રાખવાનું છે. ઓટોનો જીવ લીધા, પછી મારો વિચાર એલ્બ તરફ જવાનો છે."

ફ્રીઝે ચોંકીને જવાબ આપ્યો, "આપણા જુના શેઠ બી ન્સડોર્ફના કાઉન્ટ મેન્ફ્રેડને મળવા ?"

એન્સેલ્મે જવાબ આપ્યો, "ભલા ફ્રીઝ, તારૂં અનુમાન ખરૂં છે. તારે મારી સાથે આવવું પડશે. મેં એક શોધ કીધી છે તેથી તે મગરૂર ઉમરાવ મારા હાથમાં આવશે એવી મારી ખાત્રી છે. તું સમજ્યો કે ?"

ફ્રીઝે જવાબ આપ્યો, "મને લાગે છે કે તે બાળક-"

એન્સેલ્મ બોલ્યો, "બાળક ! ફ્રીઝ, તું ભૂલી ગયો કે, તેને ઘણા વરસ થઇ ગયા ? તે એક જુવાન સુંદર સ્ત્રી થઇ રહી છે. વળી તે મોટી-પણ હાલ નહિ, એ વિષે આપણે એકલા હોઇશું તે વખત વાત."

વોલ્સ્ટેન બોલ્યો, "ત્યારે શું મારાથી તે વાત છૂપી છે ? લ્યો, હું અહીંથી ખસી જાઉં છું."

એન્સેલ્મે જવાબ આપ્યો, "એમ નથી. તું ચીરડાતો ના. તારા પેટમાં વાત રહે તેમ નથી. પણ ફ્રીઝ, કાઉન્ટ તને ઓળખનાર નથી કે કાળા બાળવાળો હયુગો હાલ સફેદ બાળવાળા ફ્રીઝ તરીકે ઓળખાય છે."

ફ્રીઝે જવાબ આપ્યો, "મને પણ એમજ જણાય છે. પણ મને એમ લાગે છે કે, જાણે કાલેજ બાપડી બાઇ-"

એન્સેલ્મ બોલ્યો, "ચૂપ રહે, ફ્રીઝ, એ વાત હાલ કરવી નહિ. પણ એ વાતનો ખુલાસો કરવાનો વખત પાસે આવ્યો છે. પણ એ વાત પછી. હાલ તો તું લોર્ડ ફેબીઓ ઓરસીનોના મહેલમાં જઇ, તે લોર્ડને મળવા માગ. મારૂં નામ દેતાં તને ત્યાં દાખલ કરવામાં આવશે. તેને કહેજે કે, ઓરછીઆ ઉપર વેર લેવાનો વખત હવે આવી પહોંચ્યો છે. આજથી ચોવીસમે દિવસે વહીમ મંડળના બસો માણસો આ શહેરમાં હાજર થશે. વોલ્સ્ટેન, તું સેંટ પીટરના દેવલના દરવાજા ઉપર આ જાહેરનામું વળગાવી આવ. ત્રેવીશમે દિવસે પાછા આ ઠેકાણે મને મળજો."

આમ કહી ત્રણે જણ ત્યાંથી છૂટા પડયા. ઉપલા બનાવને બીજે દિને સેંટ પીટરના દેવલના દરવાજા આગળ ઘણા

લોકો એકઠા થયા હતા. એક ચર્મ પત્ર ઉપર મોટે અક્ષરે નીચે પ્રમાણે લખેલું હતું:—

"એલેકઝાંડરે પૈસા લઇને ધર્મને વેચવા માંડ્યો.

"જે તેણે એક વખત ખરીદર્યું તે વેચવાનો તેને હક હતો."

લોકોનો જરા શાંત પડેલો ગુસ્સો ફરીથી ઉશ્કેરાઇ ગયો. એન્સેલ્મે ધારેલી અસર લોકો ઉપર આ બે લીટીથી થઈ. પણ તેજ વખતે લોકોની ભીડમાંથી દોડતો દોડતો એક માણસ આવ્યો. તેણે તે ચર્મ પત્ર ફાડી નાખી લોકો ઉપર ફેંક્યું અને પોતાની તરવાર કાઢી ત્યાંથી રસ્તો કરતો પાછો ફર્યો. તે માણસને રોકવાની કોઇની પણ હીમત ન ચાલી. આ બહાદુરીનું કામ કરનાર સીઝર બોરજીઆ પોતે હતો. ત્યાંથી થોડે દૂર બહાદુર મીચેલોટો સીપાઇઓ સાથે જરૂરની વખતે મદદ કરવા તૈયાર ઉભો હતો.

---

## પ્રકરણ ૬૦ મું.

## બોરજીઆ અને ઓરસીની.

ઉપલો બનાવ બન્યા પછી ચોપીશમે દિવસે સવારના પહોરમાં ખંડીઅરોમાં બસો હથિયારબંદ માણસો એકઠા થયા હતા. તેમની સાથે એન્સેલ્મ, વોલ્સ્ટેન અને ફ્રીઝ હતા. તેઓ બોરજીઆના મહેલ તરફ ચાલ્યા. રસ્તામાં તેમને બીજા લોકો મળતા ગયા. આ લોકો ઓરસીનીના માણસો હતા. બોરજીઆના મહેલ આગળ પહોંચ્યા ત્યારે તેમની સાતશોની સંખ્યા થઈ. મીચેલોટોએ શત્રુના આવવાની સીઝરને ખબર આપી. સીઝરે પોતાના માણસો તૈયાર કરી બચાવ કરવા માંડ્યો. જે મહેલમાં મોજમજા થતી હતી ત્યાં ખુનખાર લડાઈ ચાલી. સીઝરના થોડા માણસો શત્રુની મોટી સંખ્યા આગળ ટકી ન શકયા. આખરે મીચેલોટોની મદદથી સીઝર નાશીને પોપના મહેલમાં ગયો. ઓરસીનીએ તેનો મહેલ લુટી લેવા હુકમ કર્યો. તેના મહેલનો ભેદ બધા જાણી ગયા. ઝેરની શીશીઓ તપાસવા માટે ઓરસીનીએ પોતાના મહેલમાં મોકલી દીધી.

સીઝર પોપના મહેલનું રક્ષણ કરવા માટે પોતાના સીપાઇઓ ગોઠવી દઈ મરણ બીછાને પડેલા પોપ પાયસ ત્રીજાના ઓરડામાં ગયો. આ વૃદ્ધ પોપે માત્ર ચોત્રીશ દિવસ પોપ તરીકેની પદવી ભોગવી હતી. લોહી લુવાણ હાલતમાં સીઝરને પોતાના ઓરડામાં આવતો જોઇ તેને ધાસ્તી લાગી કે, સીઝર તેનો જીવ લેવા આવે છે. પણ તેજ વખતે સીઝરે કહ્યું, "પવિત્ર પિતા, તારા અને મારા શત્રુઓએ મારા ઉપર હુમલો કર્યો છે. મારા ઘણા માણસો માર્યા ગયા છે. હું તમારૂં રક્ષણ માગું છું."

ધીમે સ્વરે પોપે કહ્યું, "પુત્ર, મરતી વખતે શું કરી શકું ?"

તેના મનમાં કાંઈ વિચાર આવતાં તે બોલ્યો, "મરતી વખત ? નહિ, નહિ! પવિત્ર પિતા, આ મોત કુદરતી નથી. અહીં પણ દગો થયો છે. આપને શું થાય છે ?"

પોપે જવાબ આપ્યો, "મારા હાથ ઉપર જરા જેટલો કાપો પડયો હતો, તે વધીને મોટું નાસુર થઇ ગયું છે. મારા વૈદે તેની ઉપર પટી મારી છે પણ તે મને આગ જેવી બળત્રા કરે છે."

સીઝરે બૂમ પાડી, "આહા! એ ઓરસીનીનું કામ!" આમ કહી પોપનો હાથ ઉચકી જોયો. પછી તે વૈદનો હાથ પકડી પોપના બીછાના આગળ ઘસડી જતાં તે બોલ્યો, "પગે પડ!"

તે કંગાળ વૈદ હાથ જોડીને બોલ્યો, "મારા લોર્ડ, મને બચાવો!"

સીઝરે પોતાના બાપનો આપેલો તલેસમાત કાઢી પોપના હાથ ઉપર મૂકયો. તેજ વખતે તેમાં જડેલો શનિશ્વર હિરો ઝાંખો પડી ગયો સીઝરે કહ્યું, "મારી બીક ખરી પડી છે. તમને ઝેર આપવામાં આવ્યું છે."

નિરાશ થઇ પડી જતાં પોપ બોલ્યો, "ઝેર!"

વૈદે કહ્યું, "દયા! દયા! હું બધું કબૂલ કરીશ."

સીઝરે તરવાર ઉચકતાં કહ્યું, "બોલ, તને આ કામ કરવા કોણે લાંચ આપી?"

કંગાલ વેદ બોલ્યો, "ફેબીઓ ઓરસીનીએ! પણ મારા લોર્ડ, મને બચા–" પણ તે વધુ બોલી ન શકયો. સીઝરની તરવાર તેના માથા ઉપર પડી. તે મુરદું થઇ પડયો. તેના પડવાના અવાજ સાથે પોપ સાવધ થયો. સીઝરે કહ્યું, "આપનો એક શત્રુ તો નાશ પામ્યો! હવે મારે ફેબીઓના હાથમાંથી બચવા માટે શું કરવું?"

મરતા પોપે કહ્યું, "સેંટ એન્જેલોના કિલ્લામાં જવાના ભોંયરાની કુંચી મારા તકીઆ નીચે છે તે લઇ, ત્યાં જઇ તારો બચાવ કર. મારા તને આશીર્વાદ છે!"

સીઝર વધારે સાંભળવા વગર ત્યાંથી કુંચી લઇને ભાગ્યો. એન્જેલોના કિલ્લેદારે તેને સારૂં માન આપ્યું. પોપની પાસેથી કુંચીઓ લઇનેજ તે ત્યાં આવી શકયો છે એવી તેની ખાત્રી હતી. સીઝરે પોતાના માણસોને પણ ત્યાં બોલાવી મંગાવ્યા.

સીઝરનો મહેલ લુટયા પછી એન્સેલ્મે લુક્રેઝાની શોધ કીધી પણ તે ન મળી.

તેજ સાંજના પોપ પાયસ ત્રીજો મરણ પામ્યો. કેટલાક કાર્ડીનલોએ સીઝરને મદદ આપવા પોતાની મરજી જણાવી. સીઝર તેથી આનંદ પામ્યો. તે રાત તે નચીંત થઇ સુતો. મધરાતના તેના ઓરડાનું બારણું ધીમેથી ઉઘાડીને એક માણસ દાખલ થયો. સીઝર ચોંકી ઉઠયો. આ આવનાર કાર્ડીનલ જુલીઅન ડી લા રોવરે હતો. તે બોલ્યો, "મારા લોર્ડ, ડરતા ના. હું મિત્ર તરીકે આવ્યો છું."

પોતાની તરવાર ઉપર હાથ રાખીને સીઝરે પૂછયું, "મારૂં તમને શું કામ પડયું છે?"

જુલીઅને કહ્યું, "મને પોપની પદવીએ આવવા મદદ કરો અને તેમ થતાં હું તમારા શત્રુઓનો નાશ કરીશ."

સીઝરે કહ્યું, "કબૂલ!"

બેઉ જણે એક બીજા સાથે સરતો કીધી. પછી જુલીઅન ત્યાંથી ગયો. બીજે દિને બપોરના અગીઆર વાગે કાર્ડીનલ જુલીઅન રોવરેને પોપ તરીકે ચુંટી કાઢવામાં આવ્યો.

મીચેલોટો આ સમાચાર આપવાને સીઝરના ઓરડામાં આવ્યો એટલામાં બહાર હથિયારનો ખડખડાટ સંભળાયો. બારીમાંથી જોઇને સીઝરે બૂમ પાડી, "દગો થયો છે! નવા પોપે આપણને ફસાવ્યા! ઓરસીની અહીં આવી પહોંચ્યો છે!"

ફેબીઓ ઓરસીનીનો જાણીતો અવાજ સંભળાયો, "ઓરસીની અહીંજ છે!" તેની પાછળ એન્સેલ્મ, ફ્રીઝ, અને વોલ્સ્ટેન બીજા સીપાઇઓ સાથે હતા.

સીઝરે કહ્યું, "કમબખતી! આપણો નાશ થયો!"

એન્સેલ્મ હાથમાં ખંજર લઇ તેની તરફ જતાં બોલ્યો, "હા, નીચ બોરજીઆ, તારી છેલ્લી ઘડી પાસે છે!"

તેજ વખતે પાછળથી ફ્રેરટે નીકળી આવીને કહ્યું, "કંગાલ! બોરજીઆ હજી મિત્ર વગરનો નથી!" આમ કહી તેના હાથને ઝપાટો મારી ખંજર ઉડાવી નાખ્યું.

સીઝરે કહ્યું, "ઓરાનાના નામદાર કાઉન્ટ, ઉપકાર થયો! આ બીજી વખત તેં મારી જીંદગી બચાવી છે!"

ફેબીઓ ઓરસીની અને તેના માણસો કાંઈ બોલી ન શકયા. પોતાની તરવાર કાઢયા વગર ફ્રેસ્ટ તેમની સામે જઇ, ભીંત ઉપરની લોઢાની એક મોટી કડી તરફ જોતો બોલ્યો, "હીચકારાઓ, ખસી જાઓ! નબળાઓ સામે લડાઈ કરતાં તમને શરમ નથી આવતી! (એન્સેલ્મની તરફ જોઇ) ફેબીઓ ઓરસીની, પવિત્રાઇનો પોશાક પહેરેલો આ સર્પ કોણ છે તે તું જાણે છે? જાહેર રીતે ફાંસી ગયલો આ એક માણસ છે. વીએનાના શહેરમાં છવીસ વરસ ઉપર અલરીક કીનીસને ફાંસી આપવામાં આવી હતી. અને આ માણસ જેને તમે સાધુ બાવા એન્સેલ્મ કહોછો તે અલરીક કીનીસ પોતે છે!"

## પ્રકરણ ૬૧ મું.

## સેંટ એન્જેલોના કિલ્લાનું છુપું ભોંયરૂં.

એન્સેલ્મ કોણ છે તે ફ્રેસ્ટને મોઢે સાંભળતાંજ ઓરસીની ઉપર ઘણી અસર થઇ. તે વખતે મોટા અપ-

રાણીઓને અડકવામાં પણ હલકાપણું ગણાતું હતું. ઓરસી-નીનું કુટુંબ અસલથીજ અમીરી હતું અને તેથી તેને આ વાતની સુગ વધારે હતી. તેણે એન્સેલ્મની તરફ ધીક્કારથી જોયું.

પોતાના બોલવાની અસર થઇ જોઇને ફોરસ્ટ બોલ્યો, "હા, છવીશ વરસ ઉપર એ માણસને જાહેર રીતે વીએનામાં ફાંસીએ ચઢાવવામાં આવ્યો હતો. હજારો માણસોના દેખતાં રાજનગર શહેરમાં ફાંસીનું લાકડું ઉભું કરવામાં આવ્યું હતું. તે ફાંસી ઉપર અલરીક કીનીસને ચઢાવવામાં આવ્યો. થોડી વાર પછી તેને મુવેલો ધારી નીચે ઉતારવામાં આવ્યો. તેના મારેલા મુરદાને કેદખાનાના વૈદને ત્યાં તપાસ માટે મોકલવામાં આવ્યો. બીજા મુરદાઓ સાથે તેના મુરદાને પણ એક ઓરડામાં રાખવામાં આવ્યો. તે દિવસે કામને સબબે વૈદ તપાસી ન શક્યો. રાતની વખતે કીનીસ જેનો જીવ ગયો ન હતો તે સાવધ થયો. અને ત્યાંથી નાશી ગયો. બીજે દિને વૈદે આવી જોયું તો એક મુરદું ઓછું દીઠું. બાજુના ઓરડામાંથી પોતાનો પોશાક ચોરાયલો હતો. પેટી ભાગીને પૈસાની રકમ કાઢી લીધેલી હતી. વૈદ મનમાં ચેંતી ગયો. આ વાત જાહેર કરે તો તે પોતે પીડામાં આવી પડે. તે ચૂપ રહ્યો. આ અલરીક કીનીસને પૂછો, એ ના પાડે છે!"

નીચ કીનીસ નીચું જોઇ સાંભળતો હતો તે બોલ્યો, "મને અહીંથી જવા દો. મારૂં અહીં કામ નથી!"

ઓરસીની તુરત ખસી ગયો. તેને અડકવાથી પણ પાપ પડતું હોય એમ બધાએ તેને રસ્તો આપ્યો. વોલ્સ્ટેનની પાસેથી પસાર થતાં અલરીકે તેની જોયું. પણ તેણે તેની તરફ નજરે ન કીધી. પણ ફ્રીઝ જુદાજ વિચારનો હતો. તે બોલ્યો, "ભલે બધા એને મૂકી દે, પણ હું તો એની સાથેજ જશ." આમ કહી તેની પાછળ તે ગયો. તેમના ગયા પછી ફોરસ્ટ ઓરસીનો તરફ જોઇ બોલ્યો, "મારા લોર્ડ, આજના આ બનાવથી તમને વધારે સાવધ રહેવા હું ચેતવુંછું. આવા નીચની શીખવણીથી તમે એક હીચકારા ભરેલું કામ—"

ઓરસીની ક્રોધથી બોલ્યો, "તમારા જેવા એક પરદેશી

અને પારકા માણસને ઓરસીની જેવાને આવી રીતે કહેવા-નો શો હક છે?"

સીઝરની બાજુએ ઉભો રહી ફ્રોસ્ટ ધિક્કારથી જવાબ આપ્યો, "મારી શક્તિથી હું તમારી સાથે બોલવાનો હક ધરાવુંછું. શું તમે જાણતા નથી કે, આ કિલ્લામાં છૂપા ભોંયરા છે અને તે માત્ર એક ચાંપના દાબવાથી ઉઘડે છે? તમારા એક વડવા માર્કો ઓરસીનોએ પોતાના શત્રુઓનો છૂપી રીતે નાશ કરવા માટે તે કરાવ્યા હતા તે તમે સાંભળ્યું નથી?"

ઓરસીનો અધીરાઇથી બોલ્યો, "છૂપા ભોંયરા અને ઉંડી ખાઇઓની વાત મેં સાંભળી છે, પણ તે હું માનતો નથી. મારા લોર્ડ કાઉન્ટ તમે હવે ખસી જાઓ. બોરજીઆની છેલ્લી ઘડી હવે પાસે છે."

ફ્રોસ્ટે બૂમ પાડી, "ખસી જવાનો વખત તમારે છે! તમારા પગ નીચેનું છૂપું ભોંયરૂં નહિ તો હમણા ઉઘડી જશે! અરે મગરૂર ઉમરાવ, હાલ તમે અને તમારા માણસો એક ભોંયરાના દરવાજા ઉપરજ ઉભા છો. (ભીંતમાં જડેલી એક કડી ઉપર હાથ મૂકીને) આ રહી તે છૂપી ચાંપ. એને જરા ફેરવીશ એટલે તુરત દરવાજો ઉઘડી જશે."

ઓરસીનોના માણસોના મોઢામાંથી ભયનો ઉદ્ગાર નીકળ્યો. પણ ઓરસીનો ત્યાંથી ન ખસ્યો.

તે કડી ઉપરથી પોતાનો હાથ ખસાડી નાખતો ફ્રોસ્ટ બોલ્યો, "હજી પણ હું તને વખત આપુંછું. મૂર્ખ, મારૂં જરા માન!"

પણ એટલામાં મીચેલોટોએ તે કડી પકડીને જોરથી ફેરવી દીધી. ફ્રોસ્ટ તેનો હાથ પકડવા ગયો પણ તે મોડો હતો. તેની અસર તુરત થઈ. ઓરસીનીના પગ નીચેની જમીન ખસી ગઇ અને તે પોતે અને બીજા ચાર પાંચ જણાઓ ખાડામાં પડયા. તે ઉંડી ખાઈમાં પડતાં તેમણે ચીસો પાડી. પાણીમાં પડતાં તેમનો ધબકારો સંભળાયો. થોડીવારમાં તેમની ચીસો બંધ પડી ગઇ. ઓરસીનીના બાકી રહેલા માણસો આશ્ચર્ય પામીને તે ખાઈમાં જોતા હતા. ફ્રોસ્ટ વિચારવંત

ઈ ઉભો હતો. સીઝર અને તેનો નોકર એક બીજાની તરફ ફતેહની નજરે જોતા ઉભા. આખરે ફ્રેસ્ટ ઓરસીનાના બાકી જીવતા રહેલા માણસો તરફ જોઇ બોલ્યો, "તમે અહીંથી જતા રહો. તમારૂં કાંઈ કામ નથી." તેઓ ત્યાંથી મુંગે મોઢે ચાલતા થયા.

પછી સીઝર તરફ ફરીને ફ્રેસ્ટ બોલ્યો, "બન્યું તે હવે ન બન્યું થનાર નથી. પણ આ ન બન્યું હોત તો ઠીક થાત."

સીઝરે જવાબ આપ્યો, "જાહેર રીતે લડાઇ કરવાને બદલે તેઓ અમારૂં ખુન કરવા આવ્યા તેથી મીચેલોટોએ વાજબી રીતે તેમને બદલો આપ્યો, ભલા ઉમરાવ, હું તમારો તમારી વખતસરની મદદ માટે ઉપકાર માનુંછું. પણ તમે અહીં કેમ આવી શકયા ?"

કાઉન્ટે જવાબ આપ્યો, "તમારી બહેનને ફ્રેરેરા સુધી મૂકવા હું ગયો હતો. તેણે મને તમને મદદ આપવા અરજ કીધી. હું અહીંઆ આવ્યો. મને તમારા શત્રુઓની ખબર પડી અને હું વખતસરજ તમને બચાવવા આવી પહોંચ્યો. હવે તમે મારી શીખામણ માનો તો રોમ છોડી જાઓ. જોગીને વેશે તમે ફ્રેરેરા પહોંચો. ત્યાં હજી તમારી સતા ચાલશે. પોપ જુલીઅન તમારો શત્રુ છે."

સીઝરે પૂછ્યું, "અને તમે પણ મારી બહેનને મળવા ફ્રેરેરા જશો ?"

ફ્રેસ્ટે જવાબ આપ્યો, "નહિ, હું તમને થોડે સુધી સહી સલામત વળાવીને પછી મારે રસ્તે જઈશ. ખરૂં પૂછો તો હું બોરજીઆના કુટુંબના કામો જોઇ ધરાઇ ગયો છું. તમારી બહેનના કામો એવા તો કરપીણ છે કે, તે એક રાક્ષસી જેવી છે !"

પોતાની તરવાર ઉપર હાથ નાખી સીઝર બોલ્યો, "મારા લોર્ડ ! આ મને અપમાન ?"

ફ્રેસ્ટે કહ્યું, "તમે મને ખરૂં બોલવા ફરજ પાડી તેથી હું બોલ્યો. હવે તમે અહીંથી ચાલો."

સીઝર પોતાનો ગુસ્સો પી ગયો. પોતાના કરતાં વધારે બળવાનની સાથે વેર બાંધતાં તેને ઠીક ન લાગ્યું. પોતાના જીવલેણ ઝેરની અસર તેના ઉપર થઇ ન હતી—એલેકઝાંડરને દેવલમાં લઇ જતી વખત લોકોના થયલા હુલ્લામાંથી તેણે કેવી રીતે બચાવ્યો હતો—તથા હાલ તેણે કેવી મદદ આપી હતી તે બધા બનાવો તેને યાદ હતા. મીચેલોટો જોગીનો પોશાક લઈ આવ્યો. તે પહેરીને ત્રણે જણા ત્યાંથી નીકળ્યા. ગોડે સુધી તેને સહીસલામત પહોંચાડ્યા પછી સીઝરના હાથમાં પૈસાથી ભરેલી એક કોથળી મૂકી ફ્રોસ્ટ જતો રહ્યો.

તેના ગયા પછી સીઝર બોલ્યો, "મીચેલોટો, આ માણસ એક પળમાં ગરીબાઇમાંથી પૈસાદાર થયો છે."

મીચેલોટાએ જવાબ આપ્યો, "કદાચ એણે સેતાન સાથે સંબંધ બાંધ્યો હશે."

સીઝર હસીને બોલ્યો, "જો સેતાન માણસ જાત સાથે સંબંધ બાંધવા માગે તો બોરજીઆને તેણે પ્રથમથીજ પસંદ કર્યો હોત."

મીચેલોટાએ જવાબ વાળ્યો, "બોરજીઆનું કુટુંબ કોઇની પણ મદદ વગર પોતાનું કામ કરી શકે એવું છે."

સીઝરે જવાબ ન આપ્યો.

## પ્રકરણ ૬૨ મું.

### કેમબર્ગની ધર્મશાળા.

સન ૧૪૯૭ નો આગસ્ટ માસ બેસી ચૂક્યો હતો. કેમબર્ગ ગામડાની ધર્મશાળાવાળો હરમન એક બાંક ઉપર બેસી દારૂનો ગલાસ ભરી થોડો થોડો ચાખતો હતો. હરમનનો વજન હાલ ત્યાં વધ્યો હતો. આ વખત સાંજ પડી ગઇ હતી. એક ઘોડેસ્વાર તે ધર્મશાળા તરફ દોડતો આવતો હતો. પોતે બાંક ઉપરથી ઉઠ્યા વગર હરમને નોકરને બૂમ પાડી, "લુડવીગ, ચાલ, કોઇ મુસાફર આવે છે."

તે નોકર દોડતો દોડતો ત્યાં આવ્યો. તેણે મુસાફરને

ઘોડા ઉપરથી ઉતરવા મદદ કીધી, મુસાફરે પૂછ્યું, "મને આ-જ રીત અહીં રહેવા જગા મળશે?"

નોકરે જવાબ આપ્યો, 'પૈસા ખરચતાં બધુંએ મળશે.'"

મુસાફરે કહ્યું, "હું કાંઈ મફત માગતો નથી. ભલો મેસર હુરમન શું મને ભૂલી ગયો?"

હુરમને જવાબ આપ્યો, "મેસર પ્યાનાલા માટે મારૂં ઘર સદા ઉઘાડું છે!"

આ મુસાફર આપણો મિત્ર ઓટો પ્યાનાલા હતો તે હસીને બોલ્યો, "મને ભૂખ લાગી છે માટે જે હોય તે લાવો"

હુરમને તેને માટે ખાવાનું તૈયાર કરવા હુકમ કર્યો. થોડીવાર પછી નોકરે આવી ખાવાનું તૈયાર થવાની ખબર આપી તે સાથે હુરમનને ધીમેથી કહ્યું કે, પેલા ઓરડામાં બેઠેલા બે જણા તમને મળવા માગે છે.

જમવાનાં ઓરડામાં ઓટાને મોકલી દઇને હુરમન બીજા ઓરડામાં ગયો. ત્યાં સાધુબાવા એન્સેલ્મ્ (હજી તે એજ નામે ઓળખાતો હતો) અને ફ્રીઝ હતા. એન્સેલ્મ બોલ્યો, "હુરમન, આજ તારે ત્યાં મુસાફર આવ્યો છે તેને મેં ઓળખ્યો છે."

હુરમન જરાક ધાસ્તી ખાઇને બોલ્યો, "તમો નામદાર તેને ઓળખો છો?"

એન્સેલ્મે જવાબ આપ્યો, "હા, તે ઓટો પ્યાનાલા છે તે વ્હીમ મંડળનો અપરાધી છે. બે મહિના ઉપર ખંજર અને દોરડાથી તેને તેડાવ્યો હતો પણ તે આવ્યો નહિ. આજ તે આપણા હાથમાં છે. એને લાકડાની ફરેકારવાળા ઓરડામાં સુવરાવજે."

હુરમનનું મોઢું ઉતરી ગયું. પણ તે શું કરી શકે? તે તો મંડળના કાયદાથી દરેક મુખીના હુકમને માન આપવા બંધાયલો હતો. તે ત્યાંથી ચાલતો થયો. બહાર આવી પોતાની ભત્રીજીને કહ્યું, "મેસર પ્યાનાલાને સુવાને માટે ફરેકારવાળા ઓરડામાં મોકલજે. મારી તબીઅત બરાબર નથી તેથી હું સૂઇ જાઉં છું." આમ કહી તે પોતાના ઓરડામાં જતો રહ્યો.

આ છોકરી થોડાજ દિવસ થયા પોતાના કાકા સાથે રે-હેવા આવી હતી અને તેથી અહીંના ભેદથી તે અજાણી હતી. જમી રહીને થોડીવાર વિસામો લીધા પછી ઓટો પોતાના ઘોડાની ખબર કાઢવા ગયો. તેજ વખતે બહારથી એક માણસ અંદર ધુસી આવ્યો. તે પેલી છોકરીને જોઇ બોલ્યો, "ભલી છોકરી, મારી પાછળ શત્રુઓ લાગ્યા છે. મને કોઇ ઠેકાણે સંતાડ આ સોનાનો સીકો લે, તને કામે આવશે."

છોકરીએ પૂછયું, "શત્રુઓ! શું તમારી પાછળ લુટારાઓ લાગ્યા છે? પણ અહીં તો એક ઓરડો ખાલી નથી."

તે અજાણ્યો બોલ્યો, "ગમે તેમ કરી મને એક ઓરડો આપ."

છોકરી જરા વિચાર કરી બોલી, "એક મુસાફર માટે ફરેકારવાળો ઓરડો છે તેમાં તમને લઈ જાઉ, ચાલો." તે પછી મન સાથે બોલી, "તે ઓરડામાં આને સુવરાવીશ તો શી અડચણ છે. એ પણ પૈસા આપશે તે મારા કાકાનેજ લાભ થશે." આમ કહી તેને ફરેકારવાળો ઓરડો દેખાડી તે પાછી ફરી. તે વખતે ઓટો ઘરમાં આવ્યો હતો, તેને માટે બેસવાના ઓરડામાંજ બીછાનુ કરી આપી તે છોકરી પોતાના ઓરડામાં ચાલી ગઇ.



# પ્રકરણ ૬૩ મું.

## રાતના ભયંકર કામો.

જે મુસાફર ફરેકારવાળા ઓરડામાં સૂતો હતો, તે અંદરથી દરવાજો બંધ કરી પોતાના કપડા ઉપર પડેલા લોહીના ડાઘ પાણીથી થોડા સાફ કરીને પછી સૂઇ ગયો. તેને તુરત ઉંઘ આવી ગઇ. એક કલાક પછી તેના ઓરડાનો છૂપો દરવાજો ઉઘાડી બે માણસો અંદર આવ્યાં. એક એન્સેલ્મ અને બીજો ફ્રીઝ હતો. જરાવાર ગુપચૂપ ઉભા રહ્યા પછી સાદ બોલ્યો, "એ ઉંઘે છે. દીવાનું મારે કામ નથી. એક પળમ મારૂં કામ હું બજાવીશ."

તે લોહીના પ્યાસ્યા વરૂએ પોતાનું ખંજર કાઢયું અને ધીમે પગલે બીછાના આગળ ગયો. તે ઉંઘનાર માણસ બીજી તરફ મોઢું ફેરવી શાંત ઉંઘ કાઢતો હતો. એન્સેલ્મે જોરથી તેના શરીરમાં ખંજર માર્યું. તેજ પળે ધર્મશાળાનો બહારનો દરવાજો કોઇ જોરથી અફાળવા લાગ્યું. એન્સેલ્મ તુરત ઓરડામાંથી બહાર નીકળ્યો. હરમન હજી સુધી સૂતો ન હતો તે તુરત નીચે ઉતરી આવ્યો. ઘોડેસ્વાર થયલો એક માણસ શબવત થયલા એકને ઉંચકીને ત્યાં ઉભો હતો તે બોલ્યો, "મારા શેઠને રસ્તામાં ઘાયલ કરી લૂટી લેવામાં આવ્યો છે."

હરમન દરવાજો ઉઘાડી નાખતાં બોલ્યો, "ત્યારે તો તમારે બહાર ખોટી રહેવું ન જોઇએ." તેને ઘોડેથી ઉતરતાં મદદ કીધી અને તેના શબવત થયલા શેઠને લઇને હરમન દીવાનખાનામાં આવ્યો. પણ ત્યાં તો તેની અતિશય અજાયબી વચ્ચે તેણે એક માણસને બીછાના ઉપર બેઠલો દીઠો. તે આશ્ચર્યે પામીને બોલ્યો, "ભલા ભાઇ, તમે કોણ છો? અહીં કયાંથી આવ્યા?"

ઓટોએ પૂછયું, "શું તમે મને આટલી વારમાંજ ભૂલી ગયા? હું આજ સાંજના–"

વધારે આશ્ચર્યે પામીને હરમન બોલ્યો, "અરે ઈશ્વર! એ કેમ બન્યું, કે તમે–તમે–"

નવો આવનાર મુસાફર વચ્ચે બોલી ઉઠયો, "અરે એ આંખ ઉઘાડે છે–એ જીવે છે–જરા દારૂ લાવો."

ઘાયલ થયલાએ પૂછયું, "હું કયાં છું?"

નોકરે જવાબ આપ્યો, "મારા લોર્ડ, તમે સલામત છો. ભલા માણસ, જાઓ દારૂ લઇ આવો. આ બીચારાની અમારા આવવાથી ઉંઘ ઉડી ગઈ છે તેની સામે શું જુવો છો?"

હરમને "મારા લોર્ડ" શબ્દો સાંભળ્યા હતા તે ત્યાંથી દારૂ લેવા દોડયો. ઓટોએ ઉભા થઇ તે ઉમરાવને પોતાના બીછાનામાં સુવરાવ્યો. ઉમરાવ બોલ્યો, "મીચેલોટો, હું કયાં છું?"

નોકરે જવાબ આપ્યો, "આપ નામદાર હાલ સલામત છો. થોડીવારમાંજ તમે સાજા થશો."

હરમને આવતાં આવતાં આપનામદાર શબ્દો સાંભળ્યા હતા. તે બોલ્યો, "આપ નામદારને માટે સૌથી ઉત્તમ દારૂ તૈયાર છે."

આ ઘાયલ થયલો ધણી સીઝર બોરજીઆ હતો. તે દારૂનો પ્યાલો લઇ પી ગયો. તેને થયલા જખમ ઉપર બરાબર પાટો બાંધવામાં આવ્યો. હરમન બહાર આવ્યો એટલામાં તેની ભત્રીજી તેને સામી આવતી મળી. તેને ઉભી રાખીને હરમને પૂછ્યું, "છોકરી, મેસર પ્યાનાલાને આ દીવાનખાનામાં શા માટે સુવરાવ્યો?"

છોકરીએ જવાબ આપ્યો, "કાકા, તમારા ગયા પછી એક બીજો મુસાફર આવ્યો, તેણે એકાંત ઓરડો માગ્યો તેથી મેં લાકડાની ફરેકારવાળા ઓરડામાં તેને ઉતારો આપ્યો."

હરમન બોલ્યો, "પણ મારો હુકમ–"

તેજ પળે પાછળથી એન્સેલ્મનો અવાજ સંભળાયો. "એ વાતની હવે વધારે જરૂર નથી."

હરમને ભત્રીજીને સુઇ રહેવા કહ્યું અને પોતે એન્સેલ્મના ઓરડામાં ગયો. એન્સેલ્મ બોલ્યો, "મેં બધી વાત સાંભળી. બનનાર બની ગયું."

હરમને કહ્યું, "અફસોસ, ત્યારે તો એક નિર્દોષ માણસ માર્યો ગયો!"

એન્સેલ્મે પૂછ્યું, "હવે આ વાત જવા દે. પણ આજ તારે ત્યાં કોણ આવ્યું છે? એનો અવાજ મને ઓળખીતો લાગ્યો."

હરમને જવાબ આપ્યો, "નવા આવનારની સાથેનો નોકર પોતાના શેઠને "મારા લૉર્ડ, નામદાર" વગેરે ઉપનામોથી બોલાવે છે. શેઠ તેને "મીચેલોટો" કહી હાંક મારે છે."

બહીમ મંડળનો મુખી એન્સેલ્મ બોલ્યો, "ત્યારે તો એ એજ છે. વેલેટીનોનો ડયુક સીઝર બોરજીઆ છે. પણ ચાલો આપણે પ્રથમ ફરેકારવાળા ઓરડામાં જઇ આવીએ."

# પ્રકરણ ૬૪ મું.

## ફરેકારવાળા ઓરડાનો છૂપો ભેદ.

ત્રણે જણા બતી લઇને 'ફરેકારવાળા ઓરડામાં ગયા. તે દિવસના પોતાના ભોગ ઉપર દીવાનો પ્રકાશ નાખતાં એન્સેલ્મ બોલ્યો, "શું! ગ્રેગરી વોલ્સ્ટેન! જરૂરની વખતે જે મને તજી ગયો હતો તે વાજબી શિક્ષા પામ્યો! ચાલો, એના કપડા તપાસીએ."

પ્રથમ તો તેના કપડામાંથી પૈસાની એક કોથળી નીકળી. તેની ઉપર સીઝર બોરજીઆનું નામ હતું. વોલ્સ્ટેનના કપડા ઉપર લોહીના ડાઘ હતા. તે જોઇ એન્સેલ્મ બોલ્યો, "હવે સમજ્યો! સીઝરને લુટનાર વોલ્સ્ટેનજ છે. આ કેટલાક કાગળો છે. ફ્રોસ્ટે ઇડાને લખેલા છે. ઇડા ફ્રોસ્ટની રાખેલી હતી. એ તો મારે ઘણાજ કામની છે. ઓરસીનીની આગળ ફ્રોસ્ટે મને ખુલ્લો પાડયો હતો, પણ હવે તે મારે પગે પડશે."

ફ્રોસ્ટે ઇડાને ઓટોના લખાવ્યા પ્રમાણે જે ચીઠી લખી આપી હતી તે તેમાં હતી. બીજા પણ કેટલાક કાગળો હતા. તે બધા એન્સેલ્મે પોતાને હસ્તુક લીધા. પછી તે બોલ્યો, "હવે એની પાસે બીજું કાંઈ નથી. ચાલો એને ઠેકાણે પાડો."

હરમન તુરત તેના હુકમને તાબે થયો. પોતાની પાસેની કુંચી શોધીને તે પલંગની એક બાજુની છૂપી કળમાં ફેરવી. તેજ પળે સામેની બાજુએ જમીનમાં છૂપો દરવાજો ઉઘડી ગયો અને પલંગનો ઉપરનો ભાગ ઉલટાઇ ગયો. પલંગ ઉપરની બધી ચીજો બીછાના સુદ્ધાં પેલા ઉઘડેલા દરવાજામાં જઇ પડી. નીચે પાણીમાં એક ધબાકો થયો અને બધું શાંત થયું. હરમને પાછી કુંચી ફેરવી અને પલંગ અને દરવાજો ઠેકાણે થઈ ગયા. બીજી કુંચીથી એક ઓરડો ઉઘાડી તેમાંથી નવું બીછાનુ ગોદડી વગેરે કાઢી પલંગ ઉપર મૂકી દીધી. પછી બધા એન્સેલ્મના ઓરડામાં ગયા. એન્સેલ્મ બોલ્યો, "સીઝર ઇટાલીમાંથી ખાલી હાથે નાશી નહિ આવ્યો હોય. એને લીન્સડોર્ફના કિલ્લામાં કેદ રાખીશું. પણ ગ્રીઝ, તારે ઓટોની

ઉપર તપાસ રાખવી. તે માટે ખંજરનો ઉપયોગ કરવો. મને તું લીન્સડોર્ફના કિલ્લામાં મળજે.” આમ કહી તે ત્યાંથી જતો રહ્યો

પ્રભાત થતાંજ ઓટોએ પોતાનો ઘોડો તૈયાર કરાવ્યો અને થોડીવારમાંજ તેની ઉપર બેસીને તે ચાલી નીકળ્યો. ફ્રીઝ તેની ચોકી કરતો હતો. તે તેની પાછળ નીકળ્યો ફ્રીઝ તે તરફના રસ્તાઓનો ભોમીઓ હતો તેથી ઝાડીમાં થઇને તેની આગળ ગયો. હાથમાં ખંજર કાઢી તે તૈયાર થઇ ઉભો. ઓટોનો ઘોડો જેવો પાસે આવ્યો કે, ફ્રીઝ તેને ખંજર મારવા ગયા. પણ એટલામાં ઘોડો ચોંકીને ખસી ગયો અને ફ્રીઝ જમીન ઉપર પડી ગયો. તેજ વખતે તેની છાતી ઉપર ઘોડાનો પગ પડયો તુરત ઓટો ઘોડા ઉપરથી નીચે ઉતરી પડયો તેને જોતાંજ તેણે ઓળખ્યો કે, એ તો આલ્પ્સ પર્વતના મઠ માહેલો ફ્રીઝ હતો. તેની છાતી ઉપર પગ મૂકીને પીસ્ટોલ કાઢી તે બોલ્યો, ““ખબરદાર, જો જરા પણ ચુંચાં કરીશ તો મુવો જાણ!”

ફ્રીઝ મરતી વખતના જેવો અવાજ કરી બોલ્યો, “જુવાન માણસ, મારેથી તમારે હવે ડરવાની જરૂર નથી હું થોડીવારમાંજ મરી જઈશ. પણ તમે એક પરોપકારનું કામ કરશો ? મારા કપડામાં અહીં કાગળો સીવેલા છે તે આર્ચડચેસ મેરીઆને આપશો ?”

ઓટો બોલ્યો, “તેં મારો જીવ લેવા યત્ન કર્યો હતો છતાં હું તને ક્ષમા કરૂં છું. તારા દસ્તાવેજો હું તેને આપીશ.”

ફ્રીઝ ધીમેથી બોલ્યો, “એન્સેલ્મ તમારો શત્રુ છે તેનાથી સંભાળીને ચાલજો. તે હાલ લીન્સડોર્ફ ગયો છે-તમે તેને-તેને—અરે ઈશ્વર! હું મરૂં-મરૂં-મરૂં-”

તેનો શ્વાસ બંધ થઇ ગયો. તે મરી ગયો. ઓટો તેની તરફ જોઇ રહ્યો. પછી પોતે મોતમાંથી બચ્યો તેથી ઈશ્વરની પ્રાર્થના કીધી. પછી પોતાનું ખંજર કાઢી ફ્રીઝે દેખાડેલા દસ્તાવેજો કાઢી લીધા. અને તેના મુરદાને બાજુએ ખસાડીને તેની ઉપર ઘાસ પાલો ઢાંકયો. તે ત્યાંથી ચાલતાં ચાલતાં બો લ્યો,

"એન્સેલ્મ મારો શત્રુ થયો છે. ઝરનીનના ઉમરાવને મેં છોડાવ્યો તેનું વેર રાખે છે. ઈશ્વરનું ધાર્યું હશે તે થશે!" આમ કહી તે રોઝેન્થેલના કિલ્લા તરફ ચાલ્યો.

## પ્રકરણ ૬૫ મું.

## રોઝેન્થેલનો ઉમરાવ અને ઓટો.

રોઝેન્થેલનો અમીર કિલ્લાની ભીંત ઉપર ફરતો હતો તેણે ઓટોને ઓળખ્યો. તે બોલ્યો, "ભલા ઓટો, તમે ક્યાં હતા?"

ઓટોએ જવાબ આપ્યો, "હું વીએનામાં હતો. તમારી પુત્રીની તરફથી દસ્તાવેજો લઇ આવ્યો છું."

ઓટોના હાથમાંથી તે બંડળ લેતો બોલ્યો, "તમે ભલે આવ્યા. મારી પુત્રી કેમ છે?"

ઓટોએ જવાબ આપ્યો, "તે શરીરે સુખી છે. બીજી વીગત આમાં લખેલી છે તે વાંચવાથી જાણશો."

અમીર બોલ્યો, "તમે હવે મ્હેલમાં જઇને જમો. પછી મારા ઓરડામાં આવજો. ત્યાં આપણે વાતો કરીશું."

ઓટો નમીને ગયો. તે થોડે દૂર ગયો એટલામાં બુરખો નાખેલી એક સ્ત્રી તેને સામી મળી. ઓટો તેને નમ્યો. તે સ્ત્રી તેને માથું નમાવીને ચાલી ગઇ. કિલ્લાથી ઓટો જાણીતો હતો તેથી બેધડક અંદર દાખલ થયો. ત્યાં તેને સારૂં માન મળ્યું. જમ્યા પછી તે અમીરના ઓરડામાં ગયો.

તેને માનથી બેસાડીને અમીરે પૂછ્યું, "ભલા ઓટો, હું એક મિત્ર તરીકે તમારી સાથે વાત કરવા માગું છું. મારી પુત્રીનો લખેલો પત્ર મેં વાંચ્યો છે. તે લખે છે કે, તે સુખી નથી. તે પોતાની પુત્રી એડેલા કરતાં મેરીઆના પુત્ર મેક્ષીમીલીઅનને વધારે ચાહે છે."

ઓટો બોલ્યો, "મારા લોર્ડ, મને પણ એ વાત ખબર છે. તેમ વળી મેરીઆ પોતાના પુત્ર કરતાં થેરેસાની પુત્રીને

વધારે ચહાય છે. મને આ ભેદ સમજાતો નથી. વળી ઓરાનાનો કાઉન્ટ પોતે પણ સુખી નથી."

અમીરે કહ્યું, "ઓરાનાનો કાઉન્ટ સૌથી વધારે પૈસાદાર છે છતાં તે સુખી નથી એ આશ્ચર્યની વાત છે. જ્યાં સૂધી કોઇએ કાંઈ પાપ કર્યુ ન હોય ત્યાં સૂધી તે સુખીજ હોય છે."

ઓટો બોલ્યો, "વળી એક બીજી વાત સંભળાય છે કે, ઓરાનાના મહેલમાં દેવલ નથી. તેમ તે પ્રાર્થના કરતો જણાતો નથી."

અમીરે કહ્યું, "ઈશ્વર ભક્તિથી દૂર રહેવું એ કાંઈ સારી વાત નથી. મારો પોતાનો વિચાર કાઉન્ટને મળવા જવાનો છે. તમે અહીં કેટલા દિવસ રહેનાર છો?"

ઓટોએ જવાબ આપ્યો, "મારી માતાની ઘોર સરખી કરી, તથા મારા મિત્રોને મળીને હું તુરત પાછો ફરવા વિચાર રાખું છું."

અમીરે કહ્યું, "જ્યાં સૂધી તમે આ તરફ રહો ત્યાં સૂધી આ ઘર તમારૂંજ સમજજો. વીએના તમે જાઓ ત્યારે કાઉન્ટ તથા મારી પુંત્રી માટે પત્રો લઇ જજો. વળી પડતી દશામાં આવેલા કોઈ રાજવંશીઓને મારે ત્યાં રાખવાનો શહેનશાહનો વિચાર થયો છે. એક રાજકુમારી તો મારે ત્યાં આવી પહોંચી છે. પણ રાજકુંવર થોડા વખતમાં આવી પહોંચનાર છે."

આ વખતે ઓટોને પેલો ઘાયલ થયલો મુસાફર યાદ આવ્યો. તેણે પેલી ધર્મશાળાની બધી વાત કહી સંભળાવી. અમીરે પૂછ્યું, "તમે તેનું નામ જાણોછો?"

ઓટોએ જવાબ આપ્યો, "નહિ, મારા લોર્ડ."

અમીર બોલ્યો, "ત્યારે તે જાણવા યત્ન ન કરશો. એ બેઉ ભાઇ બહેનો છૂપી રીતે અત્રે આવનાર છે અને તેઓ છૂપાજ રહેવા જોઇએ. હું પોતે તેને કેમબર્ગમાંથી તેડી લાવીશ."

ઓટો બોલ્યો, "બીજું એક કામ છે. એક ખ્રીસ્તીનું મુરદું રસ્તામાં પડયું છે, તે મારો જીવ લેવા આવ્યો હતો પણ મારા ઘોડાના પગ નીચે કચડાઇને મરણ પામ્યો તેની

મરણી વખતની વાત સાંભળીને પણ મારે વીએનામાં જવું અગત્યનું છે."

અમીર તેની તરફ આશ્ચર્યથી જોઇ રહ્યો. પછી ધીમે સાદે બોલ્યો, "જ્હીમ મંડળની સત્તા હાલ અતિશય વધી ગઇ છે, છતાં હું તેનાથી ડરતો નથી. તેનું મુરદું પણ ઠેકાણે પાડીશું."

ઓદો તેનો ઉપકાર માનીને ત્યાંથી ગયો. થોડીવારમાં અમીર પોતે છ માણસો લઇ કેમબર્ગ તરફ ચાલ્યો.



## પ્રકરણ ૬૬ મું.

## એન્સેલ્મ અને લીન્સડોર્ફનો કાઉન્ટ.

હવે આપણે એન્સેલ્મની તરફ ફરીએ. તે લીન્સડોર્ફના કિલ્લીમાં આવી પહોંચ્યો હતો. પણ તે કિલ્લાના દરવાજામાં દાખલ થતાં તેના મનમાં વિચાર થયાઃ—"આ અમીરની નોકરીમાં જાણે હું ગઇ કાલેજ રહ્યો હોઉં એમ મને જણાય છે. તે વખતે હું ફાંસી ગયલો-તજાયલો-ભીખારી જેવો હતો. પણ હાલ તો તેનો ઉપરી છું. મેન્ફ્રેડ પોતે કાઉન્ટ ન હતો તે વખતે હું તેને ઓળખતો હતો. તેનું અંતઃકરણ હું જાણતો હતો. કાઉન્ટ થવાની તેની ઈચ્છા હતી. હું તેનું મન પામી ગયો. મેં તેની પાસે વાત છેડી. તેણે મને પોતાની નોકરીમાં રાખ્યો. તેણે મને જ્હીમ મંડળમાં સામેલ કર્યો અને મેં તેને લીન્સડોર્ફનો અમીર બનાવ્યો. પણ તે મારો અંદરખાનેથી શત્રુ થયો. હું ત્યાંથી નાશી છૂટયો. મેં સાધુનો પોશાક પહેર્યો અને આખરે વધીને જ્હીમ મંડળનો મુખી થયો. તે પછી મને સીઝર બોરજીઆ સાથે ઓળખાણ થઇ. તેનાથી મને પૈસો મળ્યો."

એન્સેલ્મે મેન્ફ્રેડને ઓગણીશ વર્ષ ઉપર જોયો હતો. આટલા વખતમાં ઘણો બદલાઇ ગયો હતો. પ્રથમ તેણે એન્સેલ્મને ન ઓળખ્યો. તે બોલ્યો, "સાધુબાવા નમસ્કાર છે. તમારૂં નામ મને જણાવશો? મને કોઇ વખત તમારી જરૂર પડી નથી કારણ કે—"

એન્સેલ્મ બોલી ઉઠયો, "મેન્ફ્રેડ, બસ કરો ! શું મને નથી ઓળખતા ?"

તેને બરાબર જોઇને કાઉન્ટ બોલ્યો, "શું ! અલરીક કીનીસ અથવા તો પાછળથી ફેલીક્ષ ઝેટર કહેવાતો હતો તે મારો નોકર !"

મગરૂર અવાજે તે સાધુ બોલ્યો, "હા, મારા લોર્ડ, હું તેજ છું. પણ હાલ હું તે નામે ઓળખતો નથી. તમે સાધુ બાવા એન્સેલ્મનું નામ કદી સાંભળ્યું છે ?"

કાઉન્ટ બોલ્યો, "હા, તે તો વ્હીમ મંડળનો મુખી છે, પણ તું તો એક હલકો નોકર છે. તારા જેવાની પાસે મારે તેનું નામ લેવું ન જોઇએ."

એન્સેલ્મે કહ્યું, "હમેશનો ઉતાવળીઓ ! શું તું આપણા કાયદા ભૂલી ગયો ?"

ગુસ્સે થઇને કાઉન્ટ બોલ્યો, "ઉદ્ધત માણસ, તું શું કહે છે ?"

સત્તાધીશને અવાજે એન્સેલ્મ બોલ્યો, "મારા લોર્ડ, શાંત થાઓ. હું પણ મંડળનો એક મુખી છું."

આમ કહી તેણે પોતાની કમરે ખોંસેલા ખંજર તરફ હાથ ફરી દેખાડયું. તે ખંજર ઉપર વ્હીમ મંડળના મુખીની નિશાની હતી. કાઉન્ટ તુરત શાંત પડી જઇ બોલ્યો, "ભાઈ, બેસ, તું પણ મંડળનો એક મુખી છે. હવે મારી ખાત્રી થાય છે કે, જે અમારા ઉપરીનું નામ તું લે છે તેજ સાધુબાવા એન્સેલ્મની તરફથી તું આવે છે એમ જણાય છે. હું મારા આગલા દિવસ ભૂલી જઇ, તને એક સમોવડીઆ તરીકે ગણીશ."

એન્સેલ્મ શાંતતાથી બોલ્યો, "હું તમારો ઉપરી છું."

કાઉન્ટે પૂછયું, "કેવી રીતે ?"

એન્સેલ્મ બોલ્યો, "હું પોતે એન્સેલ્મ છું. હવે મારૂં સાંભળો. તમે વ્હીમ મંડળને લગતી ઘણી ભૂલો કરી છે. આર્ચડયુક લીઓપોલ્ડ આપણી સાથે સામેલ ન થયો તેને તમે પકડી મંગાવી મારી નાખવા મોકલ્યો. પણ તેના મોત કરતાં તે જીવતો હોય તો આપણને લાભ કરતા થઇ પડે એવું હતું,

છતાં તમે તેને શિક્ષા કીધી અને તમારા માણસોએ તેને નાશી જવા દીધો તેના ટેકામાં તમે કાળા ઝબાવાળા કોઇ માણસનું નામ દીધું. તે માણસ કાંઈ એટલો બળવાન ન હોવો જોઇએ કે, છ જણની સામે થઇ શકે!"

કાઉન્ટે કહ્યું, "પણ લીઓપોલ્ડે પોતાની વાત શહેનશાહને કહી હોય એમ જણાતું નથી. કારણ કે શહેનશાહ જો આ વાત જાણત તો મારો નાશ થઇ જાત."

એન્સેલ્મ બોલ્યો, "તેમ નથી. શહેનશાહ વ્હીમ મંડળથી બીહે છે. પણ હવે હું બીજી વાત ઉપર આવુંછું. વ્હીમ મંડળની મુખ્ય સભાએ એવો ઠરાવ કર્યો છે કે, મેન્ફ્રેડને મંડળના મુખીના ઓહ્દા ઉપરથી બીજી પાયરી ઉપર ઉતારી મૂકવો. અને તેનો દસ્તાવેજ આ રહ્યો."

આમ કહી કાઉન્ટ મેન્ફ્રેડના હાથમાં તેણે એક દસ્તાવેજ મૂકયો. મેન્ફ્રેડે તે વાંચી તેને ચુંબન કર્યું અને પછી બોલ્યો, "મંડળની આજ્ઞા હું માથે ચઢાવુંછું."

એન્સેલ્મે કહ્યું, "વ્હીમ મંડળને નામે હું તને આજ્ઞા કરૂંછું કે, કેમબર્ગની ધર્મશાળામાં તારા માણસો મોકલ અને ત્યાં બે ઇટાલીઅનો છે તેમને પકડી મંગાવ."

લીન્સડોર્ફનો કાઉન્ટ મેન્ફ્રેડ તેને નમીને તેનો હુકમ બજાવવા ચાલ્યો.

---

# પ્રકરણ ૬૭ મું.

## ઓટો પ્યાનોલા અને ભેદ ભરેલી સ્ત્રી.

રોઝેન્થેલનો અમીર જ્યારે પોતાના માણસો લઇને સીઝર બોરજીઆને પોતાના કિલ્લામાં લઈ જવા કેમબર્ગની ધર્મશાળા આગળ આવી પહોંચ્યો ત્યારે સીઝર ત્યાં ન હતો. ધર્મશાળાના નોકરથી તેને ખબર મળી કે લીન્સડોર્ફનો કાઉન્ટ તેને અને તેના નોકરને કેદ પકડીને લઇ ગયો હતો. નિરાશ થઇને તે પોતાના કિલ્લા તરફ પાછો ફર્યો. હવે શો ઉપાય કરવો તેના વિચારમાં તે પડયો. કિલ્લામાં પહોંચતાંજ

તેણે પોતાના સરદાર હેવીઝને પોતાના ઓરડામાં ખાનગી મસલત માટે બોલાવ્યો.

આ તરફ ઓટો કેટલાક માણસો લઇને ફ્રીઝનું મુરદું જે ઠેકાણે મૂકી આવ્યો હતો તે ઠેકાણે આવ્યો. પણ ત્યાં તે ન હતું. આસપાસ તેને માટે શોધ કરીને તે પણ પાછો ફર્યો।

સાંજ પડતાં ઓટો કિલ્લાની ભીંતની બહાર ફરવા નીકળ્યો. સૂર્યાસ્તનો સમય હતો તેથી તે વિષે પોતાના મનના ઉભરા કાઢતો તે એક જગાએ ઉભો હતો એટલામાં પાછળથી અવાજ આવ્યો, "જેવો તું ચીતારો છે તેવો કવિ નથી એ ઘણી દલગીરી ભરેલી વાત છે."

ઓટોએ પાછળ ફરીને જોયું તો જે બુઢા માણસે તેને જરૂરની વખતે તેનું ચિત્ર ખરીદી મદદ આપી હતી તેજ તે હતો.

ઓટો તેની પાસે જઇ બોલ્યો, "આ વખતનો દેખાવજ ચીતારા તથા કવિને મન એકજ છે. પણ સાહેબ, તમે તે દિવસે વાયદો કરીને ગયા હતા, તે પછી દેખાયાજ નહિ!"

બુઢો બોલ્યો, "તારા એક હજાર ક્રાઉન મારે હજી દેવા છે તે મને યાદ છે."

ઓટોએ કહ્યું, "સાહેબ, તમારો હું કેટલો આભાર માનું. મને તમે ખરેખર કંગાલીઅતમાંથી કાઢયો છે. તમારા ગયા પછી તે ચિત્ર મેં કેવી ખંતથી પુરૂં કર્યું છે તે મારૂં મન જાણે છે!"

બુઢાએ પૂછયું, "અને તારા બાકી નીકળતા પૈસા વસુલ કરવા માટે તેં તે કોઇ દુકાનદારને ત્યાં વેચવા મૂકયું હશે?"

ઓટો બોલ્યો, "નહિ સાહેબ, તમે ભૂલોછો. હું એવો નીચ નથી. એ ચિત્ર તો તમે જ્યારે મને મળો ત્યારે તમને આપવા માટે ઝરનીનના અમીરના દીવાનખાનામાં ટાંગી રાખ્યું છે."

બુઢાએ કહ્યું, "બીજું એક કામ તારે કરવાનું છે. આ કિલ્લામાં એક રાજકુમારી છે. તેનું કામ તારે કરવું પડશે. તું એને ઓળખે છે?"

ઓટોએ જવાબ આપ્યો, "મેં તેને એક વખત નજરે દીઠી છે પણ તે કોણ છે તે હું જાણતો નથી."

બુઢાએ કહ્યું, "તે જાણવાથી તારે કામ નથી. તે બે કલાક પછી અહીં આવશે, અને તે વખતે તને તેની સાથે મેળાપ થશે, પણ તારે તેની આગળ મારૂં નામ દેવું નહિ."

આમ કહી તે બુઢો ત્યાંથી જતો રહ્યો. ઓટો પ્યાનાલા પણ વિચારમાં ત્યાંથી ચાલતો થયો.

* * * * *

ઉપલો બનાવ બન્યા પછી થોડીવારે લુક્રેઝા બોરજીઆ કિલ્લામાંના પોતાના ઓરડામાં દાખલ થઈ. ત્યાં ટેબલ ઉપર તેના નામની એક ચીઠી પડેલી હતી. તેણે તે ઉખેડી તો અંદર નીચે મુજબ લખેલું હતુંઃ—

"તારા ભાઈની હાલત બારીક થઈ પડી છે. તારે કોઈ બહાદુર માણસની મદદ લેવી જોઇએ. તે કિલ્લામાંજ છે. તેનું નામ તું જાણે છે. બે કલાક પછી તે તને દરવાજા બહાર મળશે. તું તેને મળવા જજે. તારા ભાઇની હાલતથી ઓટો પ્યાનાલાને વાકેફ કરજે. પણ તારૂં કે તારા ભાઇનું નામ જણાવતી ના. ઓટો સદ્‌ગુણને ચ્હાનાર માણસ છે.

"એક મિત્ર."

લુક્રેઝા બોલી, "એક મિત્ર! શું બોરજીઆના હજી મિત્રો છે? હા, ઓટો પ્યાનાલા બહાદૂર છે. આ ચીઠી લખનાર લખે છે કે, તે સદ્‌ગુણી છે અને તેથી બોરજીઆને નામે કામ કરનાર નથી. પણ જોઇએ, તે મારી સુંદરતા ઉપર લોભાય છે કે નહિ? હા, તે સુંદર છે વીએનાની દરબારમાં મેં તેને પહેલાં જોયો ત્યારેજ તેના રૂપથી મારા ઉપર અસર થઇ હતી. જોઇએ તો ખરા કે લુક્રેઝાની ઉપર તે મોહિત થાય છે કે નહિ?"



## પ્રકરણ ૬૮ મું.

## લલચાવનારી સુંદરી.

ઓટો પોતે અગાઉથી આવીને ઉભો હતો. થોડીવારમાં લુક્રેઝા સામેથી આવતી જણાઇ. રાત ચાંદની હતી

તેથી એક બીજાને ઓળખી કાઢી બેઉ જણાં નમ્યા. થોડા અહીં તહીંની વાતો કર્યા પછી લુક્રેઝા બોલી, "મેસર પ્યાનાલો, અમારી હાલત હાલ પડતી છે. અમારા શત્રુઓના ભયથી અમારે દેશ છોડી આ તરફ નાશી આંવવા ફરજ પડી છે. મારો ભાઈ અત્રે આવનાર છે એમ તો તમે સાંભળ્યું હશે?"

ઓટોએ જવાબ આપ્યો, "હા, અને જો હું ભૂલતો ન હોઉ તો તમારા ભાઇને મેં ક્રેમબર્ગની ધર્મશાળામાં દીઠો હતો."

લુક્રેઝા બોલી, "ત્યાં તેને ઘાયલ થયલો તેનો નોકર લઇ ગયો હતો, અને ત્યાંથી લીન્સડોર્ફનો કાઉન્ટ તેને ઉચકી ગયો."

ઓટો આશ્ચર્ય પામીને બોલ્યો, "લીન્સડોર્ફનો કાઉન્ટ તેને ઉચકી ગયો? મને તો એ વિષે ખબરે નથી!"

લુક્રેઝા બોલી, "મારો ભાઈ તે કિલ્લામાં કેદ છે અને કોણ જાણે તેઓ તેને કેટલું દુ:ખ આપતા હશે. રોઝેન્થેલના લોર્ડે વીએનામાં શહેનશાહને એ વિષે લખી મોકલ્યું છે. પણ વીએનાથી જવાબ આવતાં ઘણો વખત નીકળી જશે. ત્યાં સૂધી શું આ જર્મનીમાં કોઇ વીર પુરુષ નથી જે મારા ભાઇને છોડવી લાવે?"

ઓટો બોલ્યો, "હું પોતે જો સત્તાવાન હોઉં તો તમારા ભાઇને છોડવવા જરા પણ વીલંબ–"

લુક્રેઝા તેના ખભા ઉપર પોતાનો નાજુક હાથ મૂકીને બોલી, "તમે મારા ભાઇને છોડવવા જશો? તમે મારૂં એ કામ કરશો?"

લુક્રેઝા તેના ખભા ઉપર માથું નાખી દઇ રડતી રડતી બોલી, "હા, એ કામ તમારા જેવા બહાદૂરથી થશે. કોઇ હીકમતથી તમે તેને છોડવી શકશો."

ઓટો પીગળી ગયો, તેને દયા આવી, "હા, હું તમારૂ કામ કરીશ–તમારા ભાઇને છોડવવા જઈશ. પણ મારે શી યુક્તિ કરવી?"

પોતાના ચહેરા ઉપરથી બુરખો ખસાડી નાખતાં તે બોલી, "કાલે તમે મને ચિત્રવાળા ઓરડામાં મળજો. ત્યાં આપણે એ વિષે વાત કરીશું."

ઓટો તેની સુંદરતા જોઇ છક થઇ ગયો. તે તેને બીજે દિને મળવાની કબૂલાત આપી ત્યાંથી ગયો.

## પ્રકરણ ૬૯ મું.

### સ્વપ્ન અને બીજી મુલાકાત.

તે જ રાતના ઓટો સ્વપ્ન જોઇ ઉઠયો. સ્વપ્નમાં લુક્રેઝાને તેણે જોઈ. પોતાના ભાઇને બચાવવા માટે તેને સમજાવતી હોય એવો સ્વપ્નનો ભાવાર્થ જણાયો.

સવારના નેમેલે વખતે તે ચિત્રવાળા ઓરડામાં જઇ લુક્રેઝાને મળ્યો. આ વખતે તેણે મોઢા ઉપર બુરખો નાખ્યો ન હતો. તે અતિશય સુંદર હતી પણ ઓટો સદ્‌ગુણી હતો. તે તેની ઉપર મોહિત ન થયો. થોડીવાર ચિત્રો વિષે વાતો કર્યા પછી તે બોલી, "ઓટો તમે જરનીનના ઉમરાવને આલ્પ્સનાં મઠમાંથી છોડવ્યો તે વખતની તમારી વાત મેં સાંભળી છે. આ વખત પણ કાંઈ હીકમત કરી મારા ભાઇને તમે છોડવશો. આ નાની બીડી તેને પહોંચાડી આવશો તોએ મને બસ છે." આમ કહી સીલ સાખ કરેલી એક નાની બીડી તેના હાથમાં આપી.

ઓટો તે લઇને બોલ્યો, "આ તમારા ભાઇને પહોંચાડીશ એટલુંજ નહિ, પણ તેને છૂટો કરવા પણ યત્ન કરીશ."

લુક્રેઝા તેની તરફ જોઈ રહી. તેના મન ઉપર ઓટોના સુંદર દેખાવથી અસર થઇ હતી. તે બોલી, "ઓટો, તમે અમને ઓળખતા નથી છતાં અમારૂં કામ કરોછો એ જાણી તમારે મારી ઉપર કેટલો આભાર થાય છે. અરે, હું એનો બદલો શી રીતે વાળી શકીશ? હા, પણ મારો જ્યારે વખત આવશે ત્યારે હું ભૂલનાર નથી. ઓટો, મેં તમને વીએનામાં જોયા ત્યારથીજ–ત્યારથીજ–તમારી ઉપર–હા, હું તમને ચાહુંછું! ઓટો, ચોંકો નહિ, ગભરાશો નહિ! મારો પ્યાર ખોટો નથી! હું તમને ખરા પ્યારથી ચાહુંછું. આ હૃદયમાં તમારા સિવાય બીજા કોઇની પણ મૂર્તિ હું ધારણ કરનાર નથી! ઓટો, આ-

આ યુરોપનો કોઇ પણ મોટો શહેનશાહ મારે પગે પડી મારો પ્યાર માગે તો તેને હું ના પાડું, પણ હું તો તમારો પગે પડું છું."

આમ કહી તે ઓટોના પગ આગળ ઘુટણીએ પડી.

ઓટો બોલ્યો, "બાઈ, મારૂં સાંભળી લ્યો. ગઈ પરમ દિને સાંજના હું તમારી તરફ જોતો રહ્યો તે વખતે તમે મને નવાં લાગ્યા તેથીજ. ગઇ કાલે આપણે ફરીથી મળ્યા તે વખતે વાત ઉપરથી વાત નીકળતાં તમારા ભાઇની વાત કાઢી તમે તેનો છુટકારો કરવા મારી પાસે વચન લીધું. મારાથી બનતું કરવા મેં તમને વચન આપ્યું. આજ તમે મને અહીં મળવા માગ્યું અને હું મળવા આવ્યો. પણ તમે મને પ્યારની વાતો કરી ઉશ્કેરવા માગોછો. બાઇ સાહેબ, હું બીજી સાથે બંધાઇ ચૂકયો છું! ભવિષ્યની મારી સુખદુઃખની ભાગીઅણ મેં કીધી છે."

લુક્રેઝા બોલી, "તમે મને કેવી કંગાલ હાલતમાં લાવી નાખી છે તેનો કાંઈ વિચાર કર્યો ? શું, તમે મને તમારો પ્યાર નહિ આપી શકો ?"

ઓટો ગભરાઇને બોલ્યો, "અરે ઈશ્વર ! હું શું કહું ! શું બોલું !"

લુક્રેઝા પગે પડવા ગઇ એટલામાં તેના ગજવામાંથી એક વીટી નીકળી પડી તેની ઉપર ઓટોની નજર પડી. તે સિંહના માથાવાળી વીટી હતી. લુક્રેઝાએ તુરત તે ઉચકી લીધી. પણ ઓટો ત્યાંથી પાછળ હઠી ગયો.

લુક્રેઝા ઉભી થતાં બોલી, "ઓટો પ્યાનાલા !"

ઓટો બોલ્યો, "હા, મેં હવે તને ઓળખી છે! લોકો કહે છે તે ખોટું નથી! આ ઝેરી વીટીથી તેં હજારોના જીવ લીધા છે! અરે ઈશ્વર! શું લુક્રેઝા બોરજીઆના ભાઇને છુટો કરવાનું મેં વચન આપ્યું છે?"

ઓટોના ચહેરા ઉપર થયલો ફેરફાર તેણે જોઇ લીધો. તે બોલી, "હા, તમે વચન આપ્યું છે અને ધારૂં છું કે તે તમે પાળશો!"

ઓટો બોલ્યો, "તારા ભાઇને છોડવવો તે એક દૈત્યને છોડવવા બરોબર છે, પણ હું મારૂં વચન પાળીશ પણ આ બીંદડી તો તેને કદી પણ આપનાર નથી. એની અંદર ઝેર સિવાય બીજું કાંઈ નહિ હોય!"

લુકેઝા બોલી, "પણ આ બીંદડી તમે મારા ભાઇની પાસે લઇ જવા કબૂલ કર્યું છે તેનું કેમ?"

ઓટોએ જવાબ આપ્યો, "એ કામ મારાથી કદી પણ બનનાર નથી, પણ તારા ભાઇને તો હું છોડવી લાવીશ."

આમ કહી તે ત્યાંથી જતો રહ્યો.

---

## પ્રકરણ ૭૦ મું.

### માની ઘોર-છૂપો વેશ.

ઓટો ત્યાંથી નીકળીને જે ઠેકાણે તેની માની ઘોર હતી ત્યાં ગયો. ઓટોની મા જ્યારે મરણ પામી ત્યારે તે ગરીબ હાલતમાં હતો તેથી ઘોર પણ હાલહવાલ હતી. પણ હાલ તેની હાલત સારી હતી. તેણે ત્યાંના પાદરી સાથે મળી ઘોર સરખી કરવા ગોઠવણ કીધી. પછી તે વીટેનબર્ગ શહેર તરફ ચાલ્યો. ત્યાં તેના કેટલાક જુના મિત્રો રહેતા હતા તેમને મળ્યો. એક મિત્ર આગળ તેણે પોતે ઉઠાવેલા સાહસની વાત કીધી. પણ તે મિત્રે તે કામ કરવાની તેને ના પાડી.

ઓટોએ તે સાંભળી કહ્યું, "પણ જે વૃદ્ધ પુરુષે મને જરૂર વખતે મદદ કીધી હતી તે પુરુષે એક ચોકસ સ્ત્રીનું કામ કરી આપવા મારી પાસે વચન લીધું છે અને તેથી મારે આ કામ કરવું જોઇએ."

તે મિત્રે તે ઉપરથી વધારે તકરાર ન લીધી. ઓટોએ પોતાની તૈયારી કરવા માંડી. તેણે દવાની મેળવણીથી પોતાનું શરીર રંગી નાખ્યું. પછી આફ્રીકાના સીધીના જેવો પોશાક પહેર્યો. પછી તે મિત્રની પાસે આવી બોલ્યો, "ભાઈ, હવે મારૂં થોડું કામ છે. આ દસ્તાવેજનું પડીકું લ્યો. જો આજથી સાત દિવસની અંદર હું પાછો ન ફરૂં તો મારી ઉપર મહે-

રબાની ફરી તમે વીએના જજો અને આ પડીકું નામદાર આર્ચડચેસ મેરીઆને આપજો. આ બીજો પત્ર છે તે ઝરનીનના ઉમરાવને આપજો. એ ઉમરાવને ત્યાં આ બીજો પત્ર પણ આપજો, અને કહેજો કે, જો આ નીના મઝીની ત્યાં ન ન હોય તો ઇટાલીમાં તેના બાપને ત્યાં એ મોકલી આપે. બાકીનું એક છેલ્લું કહેવાનું છે કે, જો હું પાછો ન ફરૂં તો રોઝેન્થેલના કિલ્લામાં જઇ ત્યાં એક રાજકુમ.રી છે તેને મળી કહેવું કે, ઓટો પ્યાનાલા તારા ભાઇને બચાવવા જતાં માર્યો ગયો છે."

તેના મિત્રે બધી બાબતો વિષે તેને કબૂલાત આપી પણ ફરીથી એકવાર તેને એ સાહસમાં ન પડવા સમજાવ્યો. પણ પણ ઓટોનો દૃઢ નિશ્ચય હતો તેથી તે ત્યાંથી જતો રહ્યો.

## પ્રકરણ ૭૧ મું.

### મુંગો નોકર.

બીજે દિને કાઉન્ટ મેન્ફ્રેડ અને એન્સેલ્મ બેઉ જણા એક ઓરડામાં બેઠા હતા. એન્સેલ્મ બોલ્યો, "જે મુરદું પરમ દિને અહીં લાવવામાં આવ્યું તે તમારા આગળા નોકર હયુગોનું હતું."

કાઉન્ટે પૂછયું, "પણ એ મરી કેમ ગયો?"

એન્સેલ્મે જવાબ વાળ્યો, "ઓટો નામનો માણસ વ્હીમ મંડળનો અપરાધી છે તેને–"

કાઉન્ટ વચ્ચે બોલ્યો, "હા, મેં તેનું નામ સાંભળ્યું છે. તે વીટેનબર્ગમાં રહેતો હતો. તેની બહેન રોઝેન્થેલની પુત્રી પાસે હતી."

એન્સેલ્મ બોલ્યો, "હા, તેજ. પણ તેનું મારે કામ નથી. ઓટોની પાછળ હયુગો જે ફ્રીઝને નામે ઓળખાય છે તેને મેં મોકલ્યો હતો. પણ વખત વહી જતાં તે ન આવ્યો તેથી મને બીક લાગી અને તેથી હું પોતે તેને શોધવા નીકળ્યો. રસ્તાની એક બાજુએ વેલા અને ઘાસની નીચે તેનું મુરદું

ઢાંકેલું હતું. હું તે ઉચકાવી લાવ્યો. પણ આપણે ગઇ કાલે જે વાત કરતા હતા તે કરીએ."

કાઉન્ટ બોલ્યો, "ફીનીસ, અરે નહિ, એન્સેલ્મ, એ વાત રહેવા દે. જો તેં સ્ત્રીની વાત તું કરીશ તો પછી તું કોણ છે જણાવી દેતાં મને ધખત લાગનાર-"

એન્સેલ્મ બોલ્યો, "ચૂપ! આપણે એક બીજા-"

તેજ વખતે કાઉંટના એક નોકરે અંદર આવી કહ્યું, "મારા લોર્ડ, દરવાજા ઉપર કોઇ માણસ આવ્યો છે, તે લાંબેથી આવ્યો હોય એવો જણાય છે. વળી તે ઇસારતથી વાત કરે છે. પણ તે અમે સમજતા નથી. તે બોલી શકતો નથી."

કાઉંટે કહ્યું, "તેને ખાવાનું આપો અને પછી જવા કહો."

નોકરે કહ્યું, "અમે તેને ખાવાનું આપ્યું તે તેણે એધીના પેઠે ખાધું, પણ તે ઇસારત કરી અહીંજ રહેવા માગે છે."

એન્સેલ્મ બોલ્યો, "મારા લોર્ડ, મારે તેને જોવો છે. અીં હીં બોલાવો."

કાઉંટે કહ્યું, "ગુરૂમહારાજ તેને જોવા માગેછે તેથી અહતેડી લાવ."

નોકર નમીને ગયો અને થોડીવારમાંજ વેશધારી ઓટેપ્પાનાલાને તેડી આવ્યો. ઓટો સલામ કરીને ઉબર ઉપર ઉભો રહ્યો. પૂર્વ તરફના રીવાજ પ્રમાણે તેણે હાથની અદબ વાળી રાખી માથું નીચું નમાવી રાખ્યું.

કાઉંટે કહ્યું, "જુવાન, અંદર આવ."

ઓટોએ તેની તરફ જોઇ ઇસારત કીધી તે સમજી તેમજ બોલી શકતો નથી. એન્સેલ્મે કહ્યું, "કદાચ એ લખી જાણતો હશે." આમ કહી તેને ખડીઓ કલમ બતાવી. પણ ઓટોએ માથું હલાવી ના પાડી.

એન્સેલ્મ બોલ્યો, "આ માણસ, જન્મનો મુંગો નથી. પણ આપણે એને ઉપયોગમાં લઇશું. સીઝરની ચોકી કરવાની જરૂર છે. અને ત્યાં આ માણસ કામનો છે. પૂર્વ તરફના આ મુંગાઓ નિમકહલાલ હોય છે."

કાઉંટ બોલ્યો, "હા, એ તો ખરી વાત. એ મિત્ર વગરનો છે તેથી હું એને મારી નોકરીમાં રાખીશ."

એન્સેલ્મે કહ્યું, "આ દેશમાં મુગાઓ મળતા નથી તેથી તેમની ઘણી અગત્ય દેખાતી નથી. પણ તેઓ ઘણા ઉપયોગી છે. તેઓ જે કાંઈ જુએ છે તે બીજાની આગળ કહી શકતા નથી. હવે હું એને ઇસારતથી સમજાવીશ."

એન્સેલ્મે તેની પાસે આવી ઇસારતથી વાત કરવા માંડી. પોતાને રખેને તે ઓળખી કાઢે એવી તેને બીક લાગી. પણ તેણે તેને ઓળખ્યો નહિ. પછી એન્સેલ્મે મેન્ફ્રેડને કહ્યું, "એ તમારી નોકરીમાં રહેવા કબૂલ કરે છે. હું એને ચોકી માટે લઈ જાઉંછું."

તેને પોતાની પાછળ આવવા ઇસારત કીધી. ઓટો તેની પાછળ જવાને બદલે પ્રથમ ઓરડામાં કાઉંટની તરફ ગયો અને તેની આગળ ઘુંટણીએ પડી તેનો હાથ લઈ પોતાની આંખોએ લગાડયો. આમ કરતાં તેનું મન તો કચવાયું પણ બહારથી દેખાવ તો કરવોજ જોઈએ. પછી તે એન્સેલ્મની પાછળ ચાલ્યો. નાના મોટા ઓરડામાંથી તેને પસાર કરતો એક કેદખાના જેવો ઓરડા આગળ લઇ ગયો. તેનો દરવાજો ઉઘાડી તે અંદર દાખલ થયો. આ ઓરડો નાનો હતો. બારીઓને મજબૂત સળીઆ જડી લીધેલા હતા. ટેબલ પાસે એક માણસ બેઠો હતો. તેજ સીઝર છે એમ ઓટાએ જાણ્યું. એન્સેલ્મના હાથમાં ખંજર જોઈ સીઝર બોલ્યો, "નીચ, ફાંસી ગયલા કુતરા! સારૂં છે કે, તું ખંજર લઈ આવ્યો છે! નહિ તો–નહિ તો–"

તે સાધુ બોલ્યો, "મારા લોર્ડ, તમારી ધમકીથી હું ડરતો નથી. હાલ તો તમે મારા હાથમાં છો."

સીઝરે કહ્યું, "રોઝેન્થેલનો અમીર મને તુરત છોડવશે."

સાધુબાવા બોલ્યો, "એ ભરોસે રહેશો નહિ! તે અમીરે કાઉંટ મેન્ફ્રેડ આગળ તમારી માગણી કીધી પણ કાઉન્ટે તમારે વિષે તે કાંઈ જાણતો નથી એવો તેને જવાબ મોકલ્યો

છે. તમારે છૂટા થવું હોય તો એક લાખ ક્રાઉન આપો એટલે તમને જવા દઉં."

સીઝરે કહ્યું, "મારા નોકર મીચેલોટાને વીએના મોકલો તો શાહેનશાહ આગળથી તેટલી રકમ તે લઇ આવે."

સાધુ બોલ્યો, "વાહ હીકમત તો સારી છે. એટલે પછી લશ્કર લઇને તે આવે. પણ મારી તો ખાત્રી છે કે, તમે પૈસા સંતાડી મૂક્યા છે. તે સંતાડેલું ઠેકાણું બતાવો તો તમને છૂટા કરૂં. ત્યાં સૂધી તમે કેદ રહેશો. આ મુગો-"

સીઝરે ઓટો તરફ જોઇને કહ્યું, "મુગો!"

એન્સેલ્મ બોલ્યો, "હા, એ મુગો છે. તે તમારો ચોકીદાર છે. તમારા ઉપર જાસુસ છે."

આમ કહી ઓટાને ઈસારત કરી તે ત્યાંથી ચાલી નીકળ્યો અને બહારથી દરવાજો બંધ કર્યો.

## પ્રકરણ ૭૨ મું.

## ઓટો અને સીઝર.

તેના ગયા પછી સીઝર બોલ્યો, "અરે, હવે નાશી જવાની તક જતી રહી. હા, નસીબ, નસીબ!" આમ કહી તેણે કપાળ ઉપર જોરથી હાથ માર્યો. તેજ વખતે પાછળથી ધીમો અવાજ આવ્યો, "મારા લોર્ડ!"

સીઝરે પાછા ફરી જોયું તો જેને પોતે મુગો ધારતો હતો તે હતો. ઓટો ધીમે સાદે બોલ્યો, "મારા લોર્ડ, ડરશો નહિ. હું ઓટો મ્યાનાલા છું. તમારી બહેને મને તમને છોડવવા માટે મોકલ્યો છે."

સીઝર બોલ્યો, "જે ઓટાએ ઝરનીનના અમીરને આલ્પ્સમાંથી છોડવ્યા તેજ કે તમે? મારી બહેન ત્યારે રોઝેન્થેલના કિલ્લામાં પહોંચી ખરી!"

ઓટો બોલ્યો, "તમારી બહેને એક નાનું પડીકું તમને પહોંચાડવા આપવા માગ્યું પણ મેં તે લીધું નહિ."

સીઝરે પૂછ્યું, "શા માટે તમે તે ન લીધું?"

ઓટોએ જવાબ આપ્યો, "તેમાં શું હતું તે વિષે મને શક પડયો તેથી. ખરૂં પૂછો તો તમારી બહાદુરીથી ખુશી થઇને અથવા તો તમારી બહેનની સુંદરતાથી લોભાઇને હું તમને છોડવવા નથી આવ્યો. તમે કોણ છો તે જાણ્યા પહેલાં મેં તમને છોડવવાનું વચન આપ્યું હતું તે પાળવા હું આવ્યો છું. હું મારી સાથે કાનસો અને દોરડું લેતો આવ્યો છું. મને દરરોજ એક કલાક બહાર ફરવાની છૂટી મળશે. તે વખતે કિલ્લાની બધી રચના હું જોઇશ."

સાંજ પડી ગઇ. રાતના ખાવાનું આવ્યું. જમી રહ્યા પછી નોકરે ઓટોને ઇસારત કીધી કે, તેને બહાર ખુલ્લી હવામાં ફરવું હોય તો ફરી આવે. ઓટો તુરત બહાર નીકળ્યો. એક કલાક ફરીને તેણે બધી રચના જોઈ લીધી. પછી તે પાછો ફર્યો. આ વખતે એન્સેલ્મ પોતે દરવાજો બંધ કરવા આવ્યો હતો. તે કુંચી પોતાની સાથે લઇ ગયો. બહાર બધું શાંત થયું જોઇ ઓટો અને સીઝર પોતાને કામે લાગ્યા. કાનસથી લોઢાના સળીઆ તેઓ ઘસવા લાગ્યા. મોડી રાત સુધી પોતાનું કામ કરી તેઓ સૂઇ રહ્યા. ઓટો દરવાજાની આડો સૂતો. સવારના પહોરમાં એન્સેલ્મ આવ્યો. તે ઓટોની આવી ચોકસી જોઇ ખુશી થયો. થોડીવાર વાતો કરી તે ત્યાંથી ગયો. તે દિવસ પણ નીકળી ગયો. સાંજ પડતાં તોફાનની શરૂઆત થઈ. વરસાદ જોરથી વરસવા લાગ્યો. બેઉ જણા વધારે ઉમંગથી કામ કરવા લાગ્યા. થોડીવારમાંજ તેમણે બે સળીઆ છૂટા પાડયા. દોરડું મજબૂત બાંધ્યા પછી સીઝર બોલ્યો, "હું પહેલાં ઉતરીશ."

ઓટોએ કહ્યું, "મારા લોર્ડ, તમારા કરતાં વજનમાં હું હલકો છું તેથી મને પહેલાં ઉતરવા દો. હું નીચેથી દોરડું પકડી રાખીશ. એટલે તમારો ભાર તે ઝીલશે."

સીઝરે કબૂલ કર્યું. ઓટો ધીમે ધીમે નીચે ઉતરવા લાગ્યો. નીચે પહોંચતાંજ તેણે દોરડું હલાવ્યું. સીઝર તે નિશાની સમજી ગયો. તે ધીમે ધીમે નીચે ઉતરવા લાગ્યો. તે પણ સહીસલામત આવી પહોંચ્યો. તેજ પળે વીજળીનો ચમ-

કારો થયો. કિલ્લાની ભીંત ઉપર ઉભેલો એક ચોકીદાર તેમને જાણ્યો. ચોકીદારે પણ તેમને દીઠા. આ બધું એક પળમાં થયું. ચોકીદારે બૂમ પાડી, "ત્યાં કોણ છે? જવાબ આપો." તેજ પળે સીઝર તેની ઉપર કુદી પડયો. ચોકીદાર જમીન ઉપર પડયો. પડતાં તેણે બૂમ પાડી, "દગો-દગો! કેદીઓ નાઠા!" આખા કિલ્લામાં તેનો પડઘો પડી રહ્યો. કિલ્લામાં મસાલો સળગી અને ઘણા માણસો નીકળી પડયા.

ઓટો સીઝરનો હાથ પકડીને બોલ્યો, "મારા લોર્ડ, હવે અહીંથી નાશી જઇએ."

# પ્રકરણ ૭૩ મું.

## પાસો અવળો પડયો.

બેઉ જણા કિલ્લાના અંધારાવાળા ભાગ તરફ દોડયા. પણ સામેથી અને પાછળથી માણસો આવતા હોય એવો અવાજ થતો સાંભળી ઓટો બોલ્યો, "હવે તો ખાઇમાં પડીને તરી જઇએ તોજ બચીએ."

બેઉ જણા ભીંતના એક કઠા સાથે દોરી બાંધી ખાઇમાં ઉતરી પડયા અને તરતા તરતા સામે કાંઠે જવા લાગ્યા. તેજ વખતે ખાઈ ઉપરનો પુલ જોરથી પડયો. કિલ્લાનો દરવાજો ઉઘાડી કેટલાક માણસો બહાર નીકળ્યા. હવે તેઓથી તરાય તેમ પણ ન હતું. પાણીમાં થતા અવાજથી તેઓ પકડાઇ જાય તેમ હતું. થોડીવાર સૂધી તેઓ પાણીમાં ઉભા રહ્યા. ઓટોએ આસપાસ જોયા પછી કહ્યું, "હવે આપણે પુલ તરફ જઇએ. ત્યાં કોઈ નથી. કિલ્લાના દરવાજા બંધ છે. આપણે ધીમે ધીમે ઉપર ચઢી જઇશું."

સીઝરને આ સલાહ વાજબી લાગી. તેઓ ધીમે ધીમે તરતા તરતા પુલ તરફ જવા લાગ્યા. ઓટોની સલાહ વાજબી હતી. તેઓ ધીમેથી ઉપર ચઢયા. ઓટો બોલ્યો, "હવે આપણે બચ્યા!" પણ તેજ વખતે કિલ્લાના દરવાજા જોરથી

ઉઘડી ગયા અને એક માણસ મસાલ લઈ બહાર નીકળ્યો. મસાલને અજવાળે તેને ઓળખીને ઓટો બોલ્યો, "એન્સેલ્મ આવે છે. એ આપણો કેદી છે." તેઓ એક બાજુ થઇ ઉભા. એન્સેલ્મ આવતાં બોલ્યો, "લુચ્ચાઓ! પણ તેઓ છટકી જનાર નથી. એ મુગો સીઝરનો મળતીઓ–" વધારે તે બોલી ન શક્યો. કારણ કે તે પાસે આવ્યો તેજ વખતે ઓટો તેની ઉપર કુદી પડયો હતો. તે તેને જમીન ઉપર નાખી દઇ તેની છાતી ઉપર ચઢી બેસતાં બોલ્યો, "એક પણ શબ્દ બોલીશ તો મારી નાખીશ."

એન્સેલ્મે મસાલ નાખી દીધી અને છૂટવા માટે તરફડીઆ મારવા લાગ્યો, પણ ઓટોએ તેને એક હાથે પકડી રાખી બીજે હાથ તેના મોઢા ઉપર ઢાંકયો. સીઝરે મસાલને પગથી ઓળવી નાખી. પછી દોરડાથી તેના હાથ બાંધી, તેને કેદી કરી લઇ ચાલ્યા. પછી ઓટો બોલ્યો, "હું તારા મોઢામાંથી કપડું કાઢી લઈશ."

એન્સેલ્મ બોલ્યો, "કોણ, ઓટો બ્યાનાલા?"

ઓટોએ જવાબ આપ્યો, "હા, હુંજ તે. તારા પાપ ભરાઇ રહ્યાથી તું મારા હાથમાં આવ્યો છે. હવે મેં તને ઓળખ્યો કે, તું અલરીક કીનીસ છે."

દાંત પીસીને એન્સેલ્મ બોલ્યો, "બોરજીઆએ તને એ કહ્યું હશે."

સીઝરે જવાબ આપ્યો, "બોરજીઆ તારા જેવા નીચ સાથે સંબંધ રાખતા નથી. હવે મુગો રહે, નહિ તો આ લાકડી માથામાં મારીશ."

થોડીવાર સૂધી બધા ગુપચૂપ ચાલવા લાગ્યા. પછી એન્સેલ્મ બોલ્યો, "હવે મારી એક વાત સાંભળશો?"

ઓટોએ જવાબ આપ્યો, "તારી સાથે કોઇ પણ રીતની સરત કરવા હું માગતો નથી."

એન્સેલ્મે કહ્યું, "પણ હું જે છૂપો ભેદ કહેવા માગું છું તેનાથી પૈસાદાર થવાશે."

ઓટોએ દૃઢતાથી જવાબ દીધો, "અપ્રમાણિકપણે હું પૈસા મેળવવા નથી માગતો."

સાધુ બોલ્યો, "પણ તે ખબર તને આનંદદાયક થઇ પડશે. આર્ચડચેસ મેરીઆના લાભની વાત છે."

ઓટોએ જવાબ આપ્યો, "મારી બહેનની આગળી સખી અને હાલ થેરેસાની મિત્ર તે નામદાર મેરીઆને સુખી જોઇ મને આનંદ થાય, પણ તેમ કરતાં ન્યાયમાં હરકત કરવા મારી ઈચ્છા નથી."

એન્સેલ્મ બોલ્યો, "એ ભેદ કેટલો અગત્યનો છે તે તું હજી જાણતો નથી. ત્રણ જણા એ ભેદ જાણતા હતા. તેમાંના એક ફ્રીઝને તો તેં મારી નાખ્યો છે. બાકીના બે જણમાંથી એક તો પોતાની સલામતી માટે તે ભેદ ખુલ્લો કરેજ નહિ. બાકીનો હું તે ભેદ જાણુંછું."

ઓટો બોલ્યો, "તું બે રીતે ભૂલે છે. એક તો તારા માણસને મેં મારી નાખ્યો નથી. તે મારા ઘોડાના પગ નીચે કચડાઇ ગયો અને મરતી વખત પોતાની પાસેના દસ્તાવેજો આર્ચડચેસ મેરીઆને આપવા માટે મને સોંપી ગયો."

એન્સેલ્મ બોલ્યો, "તેણે મને ફસાવ્યો-કાઉન્ટને ફસાવ્યો!" થોડીવાર સૂધી ગુપચૂપ ચાલ્યા પછી બીજો વિચાર આવતાં તે બોલ્યો, "ઓટો, એક બીજો રસ્તો છે. જો તું મને છૂટો કરે તો વ્હીમ મંડળને લગતી દરેક બાબત તારી આગળ હું જાહેર કરૂં. તેના દરેક મુખી તથા સભાસદોના નામ તને આપું, તેના દરેક ઠેકાણાની ખબર મેળવી તું શહેનશાહ આગળથી મોટા ઓધ્ધા મેળવીશ."

ઓટોએ કહ્યું, "તું દગાખોર છે. તારો મને વિશ્વાસ નથી, તારો ફેસલો શહેનશાહ પોતે કરશે."

થોડીવાર પછી તેઓ રોઝેન્થેલના કિલ્લામાં આવી પહોંચ્યા. આ વખત મોડી રાત થઇ ગઇ હતી, દરવાનને જગાડી દરવાજા ઉઘડાવી ઓટો કિલ્લામાં દાખલ થયો અને એન્સેલ્મને ચોકીદારોના હાથમાં સોંપી પોતે પોતાના ઓરડામાં ગયો. બીજે દિને અમીરની રજા લઇ તેના કેટલાક માણસો

લઇને એન્સેલ્મને કેદ કરાવીને ઓટો વીએના તરફ રવાના થયો. જે મિત્રને તે દસ્તાવેજો વગેરે આપી આવ્યો હતો તે તે લઈ આવ્યો.

## પ્રકરણ ૭૪ મું.

### તપાસ.

ઉપલા બનાવને દોઢ માસ થઈ ગયો છે. એન્સેલ્મ વીએનાના કેદખાનામાં પડયો છે. એક દિવસે સવારના તેનો દારોગો ખાવાનું લઈ આવ્યો. કેદી એન્સેલ્મ તેની પાસે જઇ ધીમે સાદે બોલ્યો, "મારા મિત્ર, આલ્પ્સના મઠમાં મેં ખજાનો છુપાવી રાખ્યો છે. તે જો તું મને છૂટો કરે તો આપણે બેઉ જણા અડધો અડધ વહેંચી લઇએ."

દારોગાએ ના પાડી. કેદી બોલ્યો, "બધું તને આપી દઉં તો?"

દારોગાએ જવાબ આપ્યો, "હું મૂર્ખ નથી. અલરીક કીનીસ, તું શું મને લાંચીઓ સમજે છે? તારું ભોજન જમી લે, પછી તને દીવાનખાનામાં લઇ જવો છે."

એન્સેલ્મે જવાબ આપ્યો, "મને ભૂખ લાગી નથી. ચાલ કયાં લઈ જાય છે. આગળ થા."

દારોગો બોલ્યો, "નહિ, હું તારી પાછળ ચાલીશ. અલરીક કીનીસ આગળ ચાલવા મારી મરજી નથી."

કેદીએ દાંત પીસ્યા, "કુતરા!"

તે બહાર નીકળ્યો. દારોગો તેની પાછળ ચાલતાં બોલ્યો, "સીધોને સીધો ચાલ, તું આ જગાથી જાણીતો છે. હવે જમણા હાથ ઉપર વળ. હવે દાદર ઉપર ચઢ. હા, હવે આ દરવાજો ઉઘાડ."

તે પ્રમાણે અલરીક કીનીસ કરતો ગયો. તેઓ એક મોટા દીવાનખાનામાં દાખલ થયા. ત્યાં આર્ચડયુક લીઓપોલ્ડ, આર્ચડચેસ મેરીઆ, ફ્રોસ્ઠ, થેરેસા, ઝરનીનનો અમીર અને અમીરજાદી અને ઓટો ફ્યાનાલા હતા. અલરીકે તે બધાની

તરફ ધિક્કારની નજરે જોયું. આર્ચડ્યુક લીઓપોલ્ડ બોલ્યો, "અલરીક, એક કે જેને, તેં માબાપ વિનાની કીધી છે તેને વિષે તું મને જવાબ આપશે એમ હું ધારૂંછું."

કેદીએ પૂછ્યું, "મારા લૉર્ડ, તમને જવાબ આપવાથી મને શો ફાયદો થશે?"

આર્ચડ્યુક બોલ્યો, "તારી સાથે હું કોઇ પણ રીતની સરત કરવા માગતો નથી. પણ એટલું તો ખરૂં કે, થોડા વખત પછી ન્યાયની દરબારમાં તને શિક્ષા થનાર છે તે વખતે આજની તારી ચાલ ધ્યાનમાં રખાશે."

અલરીક બોલ્યો, "મને જીવતદાન મળશે? હું ધારૂંછું કે થોડી બાબત તમે જાણોછો અને બધી જાણવા માગોછો?"

આર્ચડ્યુક બોલ્યો, "જો તું મને એ વિષે વધારે ખબર આપીશ તો મારા શહેનશાહ કાકાને સમજાવીને હું તને ફાંસી જતો બચાવીશ."

કેદી બોલ્યો, "મારા લૉર્ડ, મને ગમે તે સવાલ પૂછો, હું તેના ખરા જવાબ આપીશ."

આર્ચડ્યુક બોલ્યો, "૧૪૯૩ ની સાલમાં ઓરાનાની કાઉન્ટેસ થેરેસાને લીન્સડોર્ફના કિલ્લામાં ઉચકી લઇ જવામાં આવી હતી. તેને મિનારા ઉપર રાખી હતી. ત્યાં અંદરના ઓરડામાં બે છબીઓ હતી. શું આ બે છબીઓ આગળા કાઉંટ સીજીસમંડ અને કાઉંટેસ ઇલ્ડેગારડાની છે?"

કેદીએ જવાબ આપ્યો, "હા, મારા લૉર્ડ."

લીઓપોલ્ડ બોલ્યો, "બીજા એક અંદરના ઓરડામાંથી કાઉંટેસ થેરેસાને એક લેખ મળ્યો. ઇલ્ડેગારડાની છબી જોઇ થેરેસાને લાગ્યું કે, તે છબીનો ચહેરો આર્ચડચેસ મેરીઆના ચહેરાને મળતો છે. પણ તું ઇલ્ડેગારડાના અક્ષરો ઓળખે છે?"

કેદી અલરીકે જવાબ આપ્યો, "હા."

આર્ચડ્યુક બોલ્યો, "ત્યારે પાસે આવીને જો, આ કોના અક્ષરો છે?"

અલરીકે તે જોઇને કહ્યું, "એ અક્ષરો કાઉંટેસ ઇલ્ડેગારડાના છે."

મેરીઆની આંખોમાંથી આંસુની ધારા ચાલી. પછી આર્ચડયુક બોલ્યો, "થેરેસા આ લેખ પોતાની સાથે તે કિલ્લામાંથી લઈ આવી થોડા વખત પછી મેસર ફ્યાનાલા ઉપર એક લુચ્ચાએ હુમલો કર્યો, પણ તે ઘોડાના પગ નીચે કચડાઇ માર્યો ગયો મરતી વખતે તે એક દસ્તાવેજ મેરીઆને આપવા માટે ઓટોને આપતો ગયો. તેમાં આ પ્રમાણે લખેલું છે:—

"બાઇ, જ્યારે આ પત્ર તમારા હાથમાં આવશે ત્યારે હું આ દુનિયામાં જીવતો નહિ હોઉં. જે ગરીબ ખેડુતના તમે પુત્રી કહેવાઓ છો, પણ તેમ નથી. લીન્સડોર્ફના કાઉંટ સીજીસમંડ અને કાઉંટેસ ઇલ્ડેગારડાના તમે પુત્રી છો અલરીક ફીનીસ જે હાલ સાધુબાવા એન્સેલ્મ કહેવાય છે તેણે કાઉંટ મેન્ફ્રેડના હુકમથી કાઉંટને મારી નાખ્યો. તમારી માતા કાઉંટેસને ઝેર આપવામાં આવ્યું. તમે બાળક હતા તેનો જીવ લેવાને કાઉંટ મેન્ફ્રેડે મને સોંપ્યા. પણ તમને મારી નાખતાં મારો જીવ ન ચાલ્યો. હું તમને એક ખેડુતને ત્યાં મૂકી આવ્યો. પાછળથી એન્સેલ્મને તમારી હૈયાતીની ખબર પડી. પણ તેણે એ ખબર કેવી રીતે મેળવી તે હું જાણતો નથી.",

તા૦ ૧૬ મી જુન ૧૪૯૭. "હયુગો વેલેંડ."

બધાની આંખોમાંથી પાણી પડવા લાગ્યું. થોડીવાર પછી લીઓપોલ્ડ બોલ્યો, "આ વાત ખરી છે?"

કેદીએ જવાબ આપ્યો, "હા, નામદાર."

આર્ચડયુક પોતાના મિત્રો તરફ ફરીને બોલ્યો, "મારા મિત્રો, જુઓ, આર્ચડચેસ મેરીઆ, કાઉંટ સીજીસમંડની પુત્રી છે. ફીનીસ, આ બધી બાબતોમાં ઈશ્વરનો હાથ છે. (ઓટો તરફ ફરીને) આ જુવાન માણસે લીન્સડોર્ફના કિલ્લામાં કાઉંટ અને કાઉંટેસની છબીઓ જોઈ છે. હવે તું એ બધી વાત લખી આપ. લીન્સડોર્ફના મેન્ફ્રેડનો ન્યાય થવો જોઇએ."

અલરીક બોલ્યો, "આવતી કાલે સવાર સૂધી હું તે દસ્તાવેજ તૈયાર કરી આપીશ."

ઝરનીનના અમીર તરફ હાથ કરીને લીઓપોલ્ડ બોલ્યો, "આ ઉમરાવને આલ્પ્સમાં શા માટે કેદ કીધો હતો?"

કેદીએ જવાબ આપ્યો, "એલેકઝાંડર બોરજીઆ પોપ થયો તેની પહેલાં સીઝર બોરજીઆ અને તેની બહેન લુક્રઝા. વેનીસમાં રહેતા હતા. ઝરનીનના આ ઉમરાવ સાહેબ ભાગ જોગે તે ઘરમાં દાખલ થયા. ત્યાંનો બધો ભેદ તેમણે જોઈ લીધો આ ભેદ જો જાહેર થાય તો તેમને નુકશાન થાય જાણી તેમને કેદ કરવાની જરૂર હતી. જો તેમ ન થાય તો એલેક-ઝાંડર પોપ થઇ ન શકે."

આર્ચડયુક બોલ્યો, "આ નવો ભેદ છે. બોરજીઆના દુષ્ટ કામો કોણ જાણે કેટલાં હશે! એજ બોરજીઆને મારા કાકાએ આશ્રય આપ્યો છે એ દલગીરી ભરેલું છે. મેં શાહેનશાહનો હુકમ મેળવ્યો છે કે, એ બોરજીઆના વંશના બે ભાઇ બહેનને જર્મન રાજ્યમાંથી હાંકી કાઢવા અને લીન્સડોર્ફના કાઉંટને પકડવો એ હુકમો રોઝેન્થેલના ઉમરાવ ઉપર મોકલીશ."

અલરીકે કહ્યું, "મેન્ફ્રેડને કેદ કરવાનો મારી પાસે ઉપાય છે અને તે હું અજમાવીશ." આમ કહી તેણે એક નાની ચીઠી આ પ્રમાણે લખી કાઢીઃ—

"હરમન—

ખંજર અને દોરડાથી તને હુકમ કરૂં છું કે, લીન્સડોર્ફના કાઉંટ મેન્ફ્રેડને તારી ધર્મશાળા આગળ તેડાવી મંગાવજે, અને આ ચીઠી લાવનારના હાથમાં સોંપી દેજે. જોજે એમાં ભૂલતો ના."

"††† એન્સેલ્મ."

આર્ચડયુકના હાથમાં આ ચીઠી આપતાં તે બોલ્યો, "મારા લોર્ડ, આથી તમારૂં કામ થશે. ઉપર લખેલો માણસ કેમબર્ગની ધર્મશાળાનો રખેવાલ છે, તે મારો હુકમ તુરત બજાવશે."

ઓટો બોલ્યો, "આ ચીઠીમાં જણાવેલા હરમનને હું ઓળખું છું પણ તે ન્હીમ મંડળનો છે તે મેં આજજ જાણ્યું!"

દાંત પીસીને અલરીક બોલ્યો, "વ્હીમ મંડળનો કોઈ પણ સભાસદ કોઇની પાસે પોતાના તેની સાથના સંબંધ વિષે બડાઇ મારતો નથી. હવે મારૂં અહીં કામ નથી. મારે મારો ઇતિહાસ લખવો છે, માટે હું જાઉંછું."

આર્ચડયુકે ઈસારત કરવાથી દારોગો તેને કેદખાનામાં લઇ ગયો. બીજે દિને બધા ત્યાં પાછા હાજર થયા. એન્સેલ્મે પોતાના ભયંકર ઇતિહાસનો લખેલો દસ્તાવેજ તેમને આપ્યો તેમાં નીચે પ્રમાણે હતું.



## પ્રકરણ ૭૫ મું.

### એન્સેલ્મનો ઇતિહાસ.

છવીશ વરસ અગાઉ નામદાર આર્ચડયુકના મહેલમાં ઠગાઇ કરવા માટે મને ફાંસી આપવામાં આવી હતી. તે દિવસે પાંચ જણાઓ ફાંસીએ ચઢયા હતા. એક હું બીજો વૈદ, ત્રીજી તેની સ્ત્રી, ચોથી વૈદની બહેન અને પાંચમી દાસી જે અમારી સાથે સામેલ હતી તે. હું માત્ર બેશુદ્ધ થઇ ગયો હતો. કેટલાક કલાક પછી હું સાવધ થયો. મારૂં શું થયું હતું તે ધીમે ધીમે મને યાદ આવતું ગયું. હું ઉઠીને બેઠો થયો. થોડીવારે હું ઉઠીને ચાલી શકું એવી હાલતમાં આવ્યો. મેં દરવાજો જોર કરી ઉઘાડી નાખ્યો. બાજુના ઓરડામાં વૈદનો ઝભ્ભો પડયો હતો. તે પહેરી લીધો. એક ખાનું ઉઘાડી અંદર થોડા પૈસા હતા તે કાઢી લીધા. હથિયારના ખાનામાંથી થોડા હથિયાર લીધા. વીએનામાંથી બહાર નીકળ્યો ત્યારે મને આનંદ થયો. પણ હવે જવું કયાં? પાસે પૈસા થોડા હતા. પણ એટલામાં લીન્સડોર્ફના કાઉંટનો નાનો ભાઈ મેન્ફ્રેડ લશ્કરમાં હતો તે યાદ આવ્યો. હું તેની ટુકડીમાં હતો. તેનો સ્વભાવ હું જાણતો હતો. હું તેની આગળ ગયો. તેણે મારો ચહેરો જોઇને કહ્યું, 'અલરીક કીનીસને થોડા વખત પહેલાં વીએનામાં ફાંસી દેવામાં આવ્યો હતો. પણ હું ધારૂંછું કે, તે તું છે. તને શું

જોઇએ છે?' મેં તેને બધી વાત કહીને કહ્યું, 'મને તમારી નોકરીમાં રાખો. હું તમને ઉપયોગી થઇ પડીશ. તમે થોડા વખતમાં પૈસા અને મોટી પદવી મેળવશો.' તેણે મને ફ્રેડ્રીક્ષ ઝેટરનું નામ ધારણ કરાવી પોતાની નોકરીમાં દાખલ કર્યો.

કાઉંટ મેન્ફ્રેડનો એક અંગત નોકર હતો. તેનું નામ હયુગો હતું. તે પાછળથી ફ્રીઝને નામે ઓળખાતો હતો. પણ તે શેઠને અંગત કામ આવે એવો ન હતો. થોડા વખત પછી મેન્ફ્રેડે પોતાના વડા ભાઇ સીજીસમંડ સાથે સલાહ કીધી અને તેને મળવા લીન્સડોર્ફ ગયો. અમે તેની સાથે ગયા. આ વખતે તેમનો બાપ વૃદ્ધ કાઉંટ જીવતો હતો. એક દિવસે તક જોઇને મેન્ફ્રેડે દારૂમાં ઝેર ભેળવ્યું અને તેના બે પ્યાલા ભરી પોતાના બાપ તથા વડીલ ભાઇને આપ્યા. બાપે તે પીતાંજ કહ્યું કે, દારૂનો સ્વાદ જુદી રીતનો છે. સીજીસમંડે પણ ચાખી જોઇને તેમજ કહ્યું. તેમનો શક દૂરકરાયો. તેમાં મેન્ફ્રેડે પોતેજ પુરણી કીધી કે, દારૂ તો સારો છે, વૃદ્ધ કાઉંટે તેની તરફ જોઇને કહ્યું, 'મને લાગે છે કે—પણ નહિ—' આટલું અધુરૂં બોલીને તેણે પોતાના કારભારીને હુકમ કર્યો કે, આ બે પ્યાલા તારા સ્વાધીનમાં ચોકશાઇથી રાખ. સવારના એ કામ આવશે. તે કારભારી આગળ જઇને મેન્ફ્રેડે તે દારૂ ફેંકી દઇ નવો દારૂ ભરવા તેને સમજાવ્યો. પણ કારભારીએ તેમ કરવા ચોખી ના પાડી. બીજે દિને કારભારીએ મેન્ફ્રેડે રાતના સૂચવેલી વાત વૃદ્ધ કાઉંટને કહી દીધી. કાઉંટે વીટેનબર્ગ શહેરના એક રસાયણી આગળ તે પ્યાલા તપાસવા મોકલ્યા તેણે તે તપાસ્યા પછી તેમાં ઝેર છે એવો અભિપ્રાય આપ્યો. કાઉંટે આ ઉપરથી મેન્ફ્રેડને પોતાને ત્યાંથી હમેશ માટે દૂર કીધો. સીજીસમંડ ભલો હતો. નાના ભાઇને તેણે થોડા પૈસા આપ્યા. પછી મેન્ફ્રેડ વીએના ગયો અને હું અને હયુગો વીટેન્બર્ગમાં રહ્યા. થોડે થોડે દિવસે હયુગો સીજીસમંડને મળવા જતો અને તેની પાસેથી પૈસા લાવતો. આ પ્રમાણે બે વરસ નીકળી ગયા. વૃદ્ધ કાઉંટ મરી ગયો. સીજીસમંડ તેનો વારસ થયો. તે સુંદર ઇલ્ડેગારડા સાથે પરણ્યો

હતો. મેન્ફ્રેડ વીએનાથી આવ્યો. આ વખતે સે બ્હીમ મંડળમાં જોડાયો હતો. વીટેન્બર્ગમાંના તે મંડળનો ઉપરી થયો હતો તેણે અમને પણ તે મંડળમાં સામેલ કર્યો. પછી તે લીન્સડોર્ફ ગયો આ વખતે કાઉંટ સીજીસમંડને ત્યાં પુત્રીનો જન્મ થયો હતો. વડીલ ભાઇએ નાના ભાઇને સારો આવકાર આપ્યો. તેને ઉપજીવિકા બાંધી આપી. મેન્ફ્રેડ અમને વારંવાર મળતો હતો. કાઉંટ સીજીસમંડને મારી નાખવા માટે તે લાગ જોતો રહ્યો.

એક દિવસે હું જંગલમાં ઝાડી વચ્ચે પડેલો હતો. એટલામાં ઘોડાના પગલા સંભળાયા. મેં સીજીસમંડને ઘોડા ઉપર આવતો દીઠો. તેનો ઘોડો લંગડાતો હતો. તે રસ્તો ભૂલી ગયા હું તેજ તરફ દોડયો અને મારા હાથમાંનું ખંજર તેની છાતીમાં માર્યું. તે તુરત નીચે પડી ગયો. મને તેણે ઓળખી કાઢયો, અને મરતી વખત મેન્ફ્રેડનું નામ લીધું. દોરડું બાંધેલું તે ખંજર મેં તેની છાતીમાંજ રહેવા દીધું.

થોડા વખત પછી કાઉંટનું મુરદું તેના માણસોએ શોધી કાઢયું. તેને કિલ્લામાં લઈ ગયા. કાઉંટેસની દલગીરી અપાર હતી. થોડા દિવસ પછી હું અને હયુગો કિલ્લામાં રહેવા ગયા.

કાઉંટેસના શત્રુઓ વધારે હતા. નવા કાઉંટે જુના માણસોને કાઢી મૂકીને બ્હીમ મંડળના નવા રાખ્યા. કાઉંટેસને મિનારા ઉપર કેદ કીધી. તેની બાળક પુત્રીને તેની આગળથી લઇ લેવામાં આવી. હયુગોને હુકમ કર્યો કે, તેને મારી નાખે. પણ હયુગો તેને પોતાના એક સગાને ત્યાં આપી આવ્યો. થોડા વખત પછી કાઉંટેસ તથા તેની બાળક પુત્રીને પણ મુએલી જાહેર કરવામાં આવી. બે પેટીમાંની એકમાં કાઉંટનું મુરદું હતું અને બીજીમાં કાઉંટેસ તથા તેની બાળક પુત્રીને બદલે પથરાઓ ભરેલા હતા.

કાઉંટેસ દીલડેગારડા સુંદર હતી. નવો કાઉંટ તેની ઉપર મોહી પડયો હતો. તે વિષયી હતો. તેણે તેને વશ કરવા માટે ઘણા ઉપાયો કર્યા. પણ બધા વ્યર્થ ગયા. હયુગોએ કાઉંટેસને લખવાની બધી ચીજો છૂપી રીતે આણી આપી. તેમજ તેની

બાળક પુત્રી જીવતી છે એવી ખાત્રી આપી. હયુગો મેન્ફ્રેડનો વિશ્વાસુ હતો છતાં મને તે વારંવાર તેની સાથે મોકલતો. બે મહિના નીકળી ગયા પછી કાઉંટ પોતે ઇલ્ડેગારડાને મળવા ગયો. ત્યાં શું થયું તે હું જાણતો નથી, પણ જ્યારે તે પોતાના ઓરડામાં પાછો ફર્યો ત્યારે ગુસ્સામાં હતો. તે પોતાનો બધો ગુસ્સો અમારી ઉપર ખાલી કરતો. બે ત્રણ દિવસ જવા દઇને તે ફરીથી કાઉંટેસને મળવા ગયો. ત્યાંથી પાછો ફરતો હતો ત્યારે હું તેને સામે મળ્યો. મને જોઇ તે બોલ્યો, 'તે મને ધિક્કારે છે-મેં તેને ત્રણ દિવસની મુદત આપી છે. તે વખતમાં જો તે વશ થશે તો ઠીક છે નહિ તો તે મરવી જોઇએ.' ત્રીજો દિવસ આવ્યો. હયુગો તે દિવસે આજારી હતો તેથી કાઉંટેસની ચોકી કરવાનો મારો વારો હતો. કાઉંટ તેને વાયદા પ્રમાણે મળવા ગયો પણ ત્યાંથી તે ગુસ્સે થઇને પાછો ફર્યો. તે બોલ્યો, 'ફેલીક્ષ, તે મરવી જોઇએ!' સાંજના તેણે મને કાંઇ ભુકો આપીને તે કાઉંટેસના ખોરાકમાં મેળવવા હુકમ કર્યો. મેં તેનો હુકમ બજાવ્યો. સાંજના તેને માટે હું ખોરાક મૂકી આવ્યો. બીજે દિને જઇને જોયું તો તે મૂએલી પડેલી હતી. મેં અને કાઉંટ મળીને તેજ ઓરડાના આરસા નીચે દાટી.

થોડા દિવસ વહી ગયા. તે જ્હીમ મંડળનો મુખી થઇને વધારે ક્રૂર કામો કરવા લાગ્યો. અમારી સાથે પણ તે સારી ચાલ ચલાવતો ન હતો. તેથી હું અને હયુગો તેને છોડી ગયા. તે વાતને આજ વીશ વરસ થયા.

આ વરસની શરૂઆતમાં હું રોમમાં હતો. ત્યાં મારે શરમન સાથે મુલાકાત થઈ. ગ્રેગરી વોલ્સ્ટેનનો ઇતિહાસ તે જાણતો હતો. વીએનામાં થોડો વખત રહ્યો હતો. તેણે આર્ચડચેસ મેરીઆનું મારી આગળ વર્ણન કર્યું. મેરીઆ એક ગરીબ ખેડુતની પુત્રી હતી. તે ખેડુતનું નામ તેણે મને કહ્યું. તેમના મરણ પછી થેરેસાની માતાએ તેને પાળીને મોટી કીધી. હયુગો જે હવે ક્રીઝ કહેવાતો તે ખેડુતનો સગો હતો. હવે બધી વાત મારા મનમાં સમજાઇ. વળી તે ખેડુતને પોતાને પેટ કાંઈ બાળક ન હતું, પણ આ મેરીઆને તેઓએ

પાળી હતી. આ વાતની પુરી ખાત્રી કરવા માટે હું વીએના આવ્યો. ત્યાં મેં મેરીઆને જોઈ. તે જાણે કાઉંટેસ ઇલ્ડેર્ગારડાજ હતી!"

## પ્રકરણ ૭૬ મું.

## ફોરસ્ટ અને એન્સેલ્મ.

સાંજ પડી ગઇ હતી. એન્સેલ્મ પોતાના કેદખાનામાં બેઠો હતો. એક ઝાંખો દીવો ત્યાં બળતો હતો. પોતાની બેઠક ઉપર પડયા પડયા તે વિચારતો હતો, "એન્ફ્રેડ ઉપર તો મેં મારૂં વેર લીધું. પણ હજી ફોરસ્ટ કેમ નહિ આવ્યો? દારોગાએ મને ઠગ્યો તો નથી? તેણે મારી ચીઠી પહોંચાડી નહિ હોય તો?"

પણ એટલામાં બહાર પગલા સંભળાયા અને દરવાજો ઉઘાડીને ફોરસ્ટ અને દારોગો દાખલ થયા. ફોરસ્ટે અલરીકને પૂછ્યુ, "આપણી વાતો કેટલીવાર ચાલશે?"

કેદીએ જવાબ દીધો, "થોડીવારમાંજ હું તમને મારે કહેવું છે તે કહી દઈશ."

આ સાંભળી દારોગો જતાં બોલ્યો, "હું થોડીવારમાંજ પાછો આવીશ."

તેના ગયા પછી થોડીવારે અલરીક બોલ્યો, "મારે છૂટા થવું છે. તમે મને છોડવી શકશો."

કાઉંટે તેના તરફ ધિક્કારથી જોઇને કહ્યું, "એ તું શું કહે છે?"

કેદી બોલ્યો, "એન્જેલોના કિલ્લામાં તમે મારૂં અપમાન કર્યું છે તે હું શું ભૂલી ગયો છું? મને ગમે તેમ કરી છૂટો કરો."

ફોરસ્ટ બોલ્યો, "તારા જેવા નીચ ખુનીને તો કચરી નાખવો જોઇએ."

કેદીએ કહ્યું, "મારા લોર્ડ, શું તમે ખુની નથી? તમારી ઇડાને તેના બાળકને ઝેરથી મારી નાખવા તમે સલાહ નહોતી આપી?"

ફોસ્ટે કહ્યું, "મૂર્ખા, એ વળી શી ગપ મારે છે?"

કેદી અલરીક બોલ્યો, "એ કાંઈ ગપ નથી, મારા લોર્ડ. તમારી એ વિષે ખાત્રી છે કે, એ ખરી વાત છે. ઇડા ઉપર તમારા લખેલા બધા પત્રો મારી પાસે છે. મારૂં કહેવું તમે નહિ કરો તો તમારે પણ અહીં કેદી થવું પડશે. જુઓ તે પત્રો આ રહ્યા."

ફોસ્ટ તે જોઇ હસ્યો. તે બોલ્યો, "તું ભૂલે છે. એ પત્રો ઉપર ભરોસો ન રાખતો. તારા હાથમાંથી એ લઇ લેવા હોય તો મને કેટલી વાર લાગે!"

કેદી બોલ્યો, "એ તો તમારી ફોકટની બડાઇ છે. તમારી બડાઇથી હું ડરતો નથી."

ફોસ્ટ બોલ્યો, "હું બડાઇ કરતો નથી."

આમ તે બોલ્યો, એટલામાં તો અલરીકના હાથમાંના પત્રો પોતાની મેળે સળગી ઉઠયા. બીજી પળે બધા રાખ થઇ ગયા. અલરીક તેની તરફ આશ્ચર્યથી જોઇ રહીને પછી બોલ્યો, "અરે આ કેવું જાદુ? કદી આ પત્રો નાશ પામ્યા તોએ શું થયું? ઓરાનાની કાઉન્ટેસને કહેવરાવી મોકલીશ કે, તમારા પતિએ ઇડાને બાળી હતી અને તેના બાળકને ઝેરથી મારી નખાવ્યો હતો. બોલો, હવે શું કહોછો?"

ફોસ્ટે કહ્યું, "ફાંસી ગયલા, નીચ, તારાથી થાય તે કર! કંગાલ, તારી જીભલી બંધ કરવાની મારામાં સતા છે પણ તેનો હાલ ઉપયોગ કરતો નથી!"

કેદી બોલ્યો, "મને બોલતો બંધ કરવાની તમારામાં સતા નથી. બોલો, દારોગો આવતો સંભળાય છે. મને છૂટો કરશો કે નહિ?"

કાઉન્ટ ફોસ્ટ બોલ્યો, "કદી નહિ!"

કેદી અલરીક બોલ્યો, "ત્યારે આખું જગત જાણશે કે ઓરાનાનો કાઉંટ ખુ—"

તે બોલતો બંધ થઇ પોતાની બેઠક ઉપર પડયો. કાઉંટની આંખમાંથી નીકળતો પ્રકાશ તે સહન કરી ન શકયો. દર-

વાજો ઉઘાડી બહાર ઉભેલા દારોગ્નાને ફ્રોરસ્ટે કહ્યું, "વૈદને જલદી બોલાવો, આ કંગાલ કેદી બેશુદ્ધ થયો છે."

દારોગો અલરીકને તપાસીને બોલ્યો, "મારા લોર્ડ અલરીક ફીનીસ મરી ગયો છે!"

ફ્રોરસ્ટ કાંઈ પણ જવાબ આપ્યા વગર કેદખાનામાંથી ચાલતો થયો.

---

# પ્રકરણ ૭૭ મું.

## લીન્સડોર્ફના કિલ્લામાં ઓટોનું પાછા ફરવું.

આર્ચ ડચેસ મેરીઆ હવે વગર શકે ઉચ્ચ ખાનદાનની જાહેર થઈ હતી. મેરીઆએ પોતાના પતિને કહ્યું, "મારા બાપનું ખુન કરનાર ગમે તેવો તોપણ મારો સગો કાકો છે."

લીઓપોલ્ડે જવાબ આપ્યો, "વહાલી મેરીઆ, તું કહે છે તે વાત ખરી છે, પણ એને પકડવો તો જોઇએ. એને ન પકડીએ તો ન્યાયનું અપમાન થાય. કાયદો રાય તેમજ રંકને સરખોજ છે. તેને કેદ તો કરીશુંજ, પણ તેની જીંદગી બચાવીશું. તેને પોતાનું બાકી રહેલું આયુષ્ય કેદખાનામાં પુરૂં કરવું પડશે."

મેરીઆએ તે વિષે વધારે તકરાર ન લીધી. બીજે દિને ઓટો પ્યાનાલા બાદશાહી અંગરક્ષકના પચીશ સ્વારો લઇને કેમબર્ગ તરફ ગયો. ત્યાંનો રખેવાળ હરમન ઓટોને આ અંગરક્ષાનો ઉપરી જોઈ આશ્ચર્ય પામ્યો. પણ ઓટોએ જ્યારે તેને સાધુબાવા એન્સેલ્મની ચીઠી આપી ત્યારે તેમાં વધારો થયો. તે ચીઠી વાંચી પોતાને માથે ચઢાવી હરમન બોલ્યો, "મેસર પ્યાનાલા, આ ચીઠીમાં લખેલો હુકમ હું બજાવીશ. પણ આ બધાનું કારણ શું?"

ઓટોએ જવાબ આપ્યો, "હરમન, મને એ વિષે કાંઈ પૂછતો ના. થોડા વખતમાં તું બધું જાણશે. જો જરા પણ મારી

સાથે દગો રમીશ તો આ બાદશાહી અંગરક્ષકો મારા હુકમ નીચે છે. વળી આ હુકમનામું વાંચ."

આમ કહી ઓટોએ શહેનશાહ તરફથી પોતાને મળેલી સત્તાનો દસ્તાવેજ તેને બતાવ્યો. તેમાં બધા અમીર ઉમરાવોને જરૂરની વખતે ઓટોને મદદ કરવા હુકમ કર્યો હતો.

હરમને જવાબ આપ્યો, "સાધુબાવા એન્સેલ્મની આ નાની ચીઠીજ મને બસ છે."

તે બીજા સવાલો ઓટોને પૂછત, પણ આ વખતે ઓટોની ચાલચલણ જુદાજ પ્રકારની હતી. હરમન વ્હીમ મંડળનો છે એવું જ્યારથી ઓટોએ સાંભળ્યું હતું ત્યારથી તેની સાથે વધારે વ્યવહાર ન રાખવા તેણે નિશ્ચય કર્યો હતો. હરમન એકલો લીન્સડોર્ફ તરફ ગયો ;અને થોડીવારમાં મેન્ફ્રેડને સાથે લઇને પાછો ફર્યો. ધર્મશાળાના દરવાજા આગળ જેવો મેન્ફ્રેડ આવ્યો તેવોજ ઓટો બોલ્યો, "તમે મારા કેદી છો!! નામદાર શહેનશાહના નામથી તમને કેદ પકડું છું!"

પોતાની તરવાર ઉપર હાથ નાખતાં મેન્ફ્રેડ બોલ્યો, "એ તું શું બોલે છે?"

ઓરડા તરફ હાથ કરીને ઓટોએ કહ્યું, "સામે થવું ફોકટ છે. તમારી તરવાર મારે સ્વાધીન કરો."

નરમ પડી જઇ પોતાની તરવાર આપી દેતાં તે બોલ્યો, "મારો શો અપરાધ છે?"

ઓટોએ કહ્યું, "અંદર આવો, તમને કહું."

બેઉ જણા ઓરડામાં દાખલ થઈ બેઠા પછી ઓટો બોલ્યો, "લીન્સડોર્ફના મેન્ફ્રેડ, તમારા ભાઇ અને ભોજાઇનું ખુન કરવાનો તમારી ઉપર વાંક છે. લીન્સડોર્ફની ખરી માલેક તો આર્ચડચેસ મેરીઆ છે. હયુગો અને અલરીક કીનીસે–"

ચોંકીને મેન્ફ્રેડ બોલ્યો, "અલરીક કીનીસ–સાધુ બાવા એન્સેલ્મ! એ તો જે રાતના સીઝર બોરજીઆ પેલા મુગા સાથે નાશી ગયો તેજ રાતના–"

ઓટોએ કહ્યું, "તે વેશધારી મુગો હું પોતે હતો–અલ-

રીક ફીનીસને હું કેદ કરીને સાથે લઈ ગયો હતો. તેણે બધું કબૂલ કર્યું છે. તે કેદખાનામાં ઓચીંતો મરી ગયો."

તે રાજ કેદીએ કાંઈ જવાબ ન આપ્યો. પછી પોતાના બે ચોકીદારોના હાથમાં તેને સોંપીને ઓટો બાકીના માણસો લઈ લીન્સડોર્ફ ગયો. કિલ્લાના દરવાજા ઉપરના ચોકીદારે તેને અટકાવ્યો. ઓટોએ કહ્યું, "તમારા શેઠને શહેનશાહના હુકમથી કેદ કર્યો છે. હવે તે અહીંનો માલીક નથી. અહીંની ખરી માલેક તો આગલા કાઉન્ટ સીજીસમંડની પુત્રી, આર્ચડચેસ મેરીઆ છે." આમ કહી તેણે શહેનશાહ તરફનો પોતાનો પરવાનો બતાવ્યો. ચોકીદારે તેને અંદર દાખલ થવા દીધો. પહેલું કામ તેણે પેલી વીનીફ્રેડ ડોસીને પકડવાનું કર્યું. પછી તે કિલ્લાના કેટલાક માણસો તથા પોતાની સાથેનાને લઇને કિલ્લામાં જે ઠેકાણે ત્યાંના માલેકોને દાટતા હતા ત્યાં ગયો. ત્યાં આગલા બધા અમીરી કુટુંબોના મુરદાઓ દાટેલા હતા અને દરેક ઘોરની ઉપર મરનારનું નામ કરેલું હતું. સૌથી છેલ્લી ઘોરો કાઉન્ટ સીજીસમંડ અને તેની પત્નીના નામની હતી. તેની સામે ઉભો રહીને ઓટો બોલ્યો, "જુઓ! આ ઘોરની ઉપરના લેખમાં છે, કે, 'લીન્સડોર્ફની કાઉન્ટેસ ઇલ્ડેગારડા અને તેની બાળક પુત્રી.' પણ એની અંદર પથ્થર અને ધૂળ સિવાય બીજું કાંઈ નથી."

આમ કહી તે ઉખેડાવી તો તેના કહ્યા પ્રમાણેજ નીકળ્યું. બધા આશ્ચર્ય પામ્યા. પછી ઓટોએ કહ્યું, "હવે એમાં જે જોઇએ તેજ મૂકવું." આમ કહી તે બધાને લઇને મિનારા ઉપર ગયો અને ત્યાંના અંદરના ઓરડામાં જઈ આરકા નીચે ખોદાવ્યું. ત્યાંથી છૂટા છવાયા હાડકા નીકળ્યા. તે બધા એકઠા કરાવીને ઓટો બોલ્યો, "આ હાડકા લીન્સડોર્ફની આગલી કાઉન્ટેસ ઇલ્ડેગારડાના છે. મેન્ફ્રેડના હુકમથી એનું ખુન કરવામાં આવ્યું હતું." દુષ્ટ મેન્ફ્રેડના માણસો આ બધું જોઇ ગભરાઇ ગયા. આ બધા હાડકાને ઓટોએ મખમલમાં વીટાળીને તેની ખરી ઘોરમાં મૂકાવ્યા. પછી એક માણસને ચીઠી લખીને રોઝેન્થેલના કિલ્લા તરફ મોકલ્યો. તેની સાથે ત્યાંનો

ભલો અમીર લીન્સડોર્ફના કિલ્લામાં આવ્યો. ત્યાં ઓટોએ તેની પાસે બધી વાત કહી. પછી તેના હાથમાં શહેનશાહ તરફનો દસ્તાવેજ આપ્યો. રોઝેન્થેલનો અમીર તે વાંચીને બોલ્યો, "આ દસ્તાવેજમાં શું લખ્યું છે તે તો તમે જાણતા હશો. (ઓટોએ હા પાડી) નામવર શહેનશાહ મને હુકમ કરે છે કે, વેલેટીનોના ડયૂક સીઝર બોરજીઆ અને તેની બહેનને જેમ બને તેમ જલદીથી જર્મન રાજ્ય છોડી જવા હુકમ કરવો. આ હુકમ વાંચી હું આનંદ પામ્યો છું. મને એ ભાઈ બહેનની સોબત પસંદ નથી. રખેને મારા ખોરાકમાં ઝેર ભેલી દે એવી મને જ્યારથી એ બે જણા આવ્યા છે ત્યારથી ધાસ્તી રહે છે. વળી લુક્રેશ્રાને જોઇને મારા નોકરો ઘેલા ગાંડા થઇ જાય છે. એમનો નોકર મીચેલોટો મારા ભલા હેવીઝ સાથે લશ્કર સંબંધી હમેશ તકરાર કરે છે. આ બધામાંથી હું કયારે છૂટું એમ થતું હતું તે આ શહેનશાહનો દસ્તાવેજ મલતાં મને રસ્તો મળ્યો."

બીજી થોડી વાતો કર્યા પછી ત્યાં બંદોબસ્ત કરીને અમીર રોઝેન્થેલ તરફ પાછો ફર્યો. ઓટોએ કાઉંટ સીજીસમંડ અને કાઉંટેસ ઇલ્ડેગારડાની છબીઓ વીએના લઇ જવા માટે સાફ કરાવી. છબીઓ તથા વીનીફ્રેડ ડોસીને લઇને ક્રેમબર્ગ આવી પહોંચ્યો. ત્યાં જે બે સીપાઇઓને મેન્ફ્રેડની ઉપર ચોકી કરવા માટે મૂકી ગયો હતો તેમાંનો એક સામે મળ્યો. તે બોલ્યો, "અરે, મેસર પ્યાનાલા, તે મરી ગયો-તેણે આપઘાત કર્યો!"

ઓટો અધીરાઇથી બોલ્યો, "શું? મેન્ફ્રેડ-"

સીપાઇએ જવાબ વાળ્યો, "હા, તે મરી ગયો! તેની પાસે એક નાનું પણ તીક્ષ્ણ ખંજર હતું તે તેણે પોતાની છાતીમાં મારી દીધું!"

ઓટો તરત અંદર દોડયો. ત્યાં મેન્ફ્રેડ પડેલો હતો. એક વખતના બળવાન લીન્સડોર્ફના કાઉંટના શરીરમાંથી લોહીની ધારા ચાલી હતી.

## પ્રકરણ ૭૮ મું.

### પંદર વરસનો ગાળો.

ઓટો પ્યાનાલા વીનીફ્રેડ ડોસીને કેદ કરીને વીએનામ લઇ આવ્યો તે વખતે ૧૪૮૭નો નવેંબર માસ ચાલતે હતો. ડોસીને કેદખાને મોકલીને ઓટો આર્ચડયુકને ત્યાં ગયો. તેમના આગળ બધી વાત કહી. પેલી બે છબીઓ લાવ્યો હતો તે તેમને આપી.

વીનીફ્રેડ ડોસીને ન્યાયાધીશ આગળ ઉભી કરવામાં આવી. તેની ઉપર કાઉન્ટેસ ઇલ્ડેગારડાનું ખુન કરવામાં મદદ કરવાનો અપરાધ મૂકવામાં આવ્યો હતો. ન્યાયાધીશે તેને જન્મ સૂધી કેદખાનાની શિક્ષા કીધી.

અહીં આપણી વાર્તામાં પંદર વરસનો ગાળો પડે છે. પણ તે પહેલાં થોડી ટુંકી નોંધો લઇએ.

ઓટોએ લીધેલી મહેનત માટે જર્મન શાહેનશાહ તેની ઉપર પ્રસન્ન થયો હતો. તેના ભલા કામનો બદલો આપવાનો તેણે ઠરાવ કર્યો. પણ ઓટોએ કાંઈ પણ બક્ષીસ લેવાની ના પાડી. તેણે કહ્યું કે, હું મારા ઉદ્યોગથી કમાઉછું તેજ મારે માટે બસ છે. ઓટોએ ચીતારા તરીકે સારૂં નામ કાઢયું હતું અને તેના ચિત્રો અમીર ઉમરાવો અને બીજા મોટા લોકો ખરીદ કરવાને આતુર થતા હતા. પણ ઓટો પોતાના ધંધા ઉપર એકદમ ન લાગ્યો. તે આલ્પ્સ પર્વત ઓલંઘીને પ્રથમ તો ઇટાલીમાં ગયો. ત્યાંથી ૧૪૯૮ની સાલમાં પાછો ફર્યો. પણ આ વખતે તે એકલો ન હતો! ઇટાલીઅન ખેડુત મઝીનાની સુંદર પુત્રી નીનાને તે પોતાની પરણેતર કરીને સાથે લઇ આવ્યો હતો.

વીએનામાં તેણે ચીતારા તરીકે ધંધો ચલાવ્યો અને થોડા વખતમાં પુષ્કળ ધન મેળવવા લાગ્યો. આર્ચડયુક અને બેરનીનના મહેલમાં તે વારંવાર પરોણા તરીકે હાજરી આપતો.

૧૫૦૪ની સાલમાં રેઇઝેન્થેલનો અમીર મરણ પામ્યો. તેના કિલ્લા અને જાગીરની માલેક થેરેસા થઈ. તેજ વરસમાં

સ્પેનીસ લોકોને હાથે સીઝર બોરજીઆ કેદ પકડાયો. સેવીલના કિલ્લામાં તેને કેદ કરવામાં આવ્યો ત્યાંનો હાકમ તેની સાથે અતિ સખતાઇથી વર્તતો હતો તેથી સીઝર કંટાળી ગયો. પોતાના અપરાધો કબૂલ કરવા માટે તેણે એક ધર્મગુરૂ પોતાની આગળ મોકલવા માગણી કીધી તે પ્રમાણે એક સાધુ બાવાને તેની આગળ મોકલવામાં આવ્યો. તેને મારી નાખી, તેનો વેશ ધારણ કરી તે નાશી છૂટયો પણ તે ઘણો વખત છૂટો રહી ન શકયો. તે ફરીથી પકડાયો અને તેને વધારે મજબૂત કિલ્લામાં પુરવામાં આવ્યો. ત્યાં તે બે વરસ સૂધી રહ્યો. બધાએ તેને તજી દીધો હતો પણ એક જીવડો હજી તેને વળગી રહ્યો હતો. આ જીવડો તેનો વિશ્વાસુ નોકર મીચેલોટો હતો. તેણે મહેનત કરીને તેના કેદખાનાની જગા શોધી કાઢી અને ગમે તેમ કરીને તેને છોડવવા ઠરાવ કર્યો.

એક દિને સીઝરે રોટલો ભાંગ્યો તો તેની અંદરથી એક કાનસ અને નાની શીશી નીકળી. કાનસની મદદથી બારીના સળીઆ તેણે ભાંગી નાખ્યા. કેદખાનાનો વડો અમલદાર વારંવાર તેની સાથે જમવા આવતો હતો. તે સાંજના પણ તે જમવા આવ્યો. તેના દારૂના ગલાસમાં શીશીમાંની પ્રવાહી નાખી. અમલદારનું ધ્યાન તે વખત તેની તરફ ન હતું. તે થોડી વારમાં મુરદું થઇ પડયો. સીઝરે બીછાનાની ચાદર ફાડી નાખીને તેનું દોરડું બનાવ્યું અને તેની મદદથી બારીમાંથી ઉતરી ગયો. મીચેલોટોએ ઘોડા તૈયાર રાખ્યા હતા તેની ઉપર બેસીને તેઓ નેવરીના રાજ્યમાં ગયા. ત્યાંના રાજાએ તેમને સારો આવકાર આપ્યો. ૧૫૦૭ માં ત્યાંના રાજાના એક ખંડીઆ ઠાકોરે બળવો કર્યો. તે સમાવવા માટે તેણે સીઝરને પોતાના લશ્કરની સરદારી આપી મોકલ્યો. પણ તેમાં સીઝર કપાઈ મૂઓ. તે પછી મીચેલોટોએ લશ્કરની સરદારી લીધી. અને પોતાના શેઠનું વેર તે બળવાખોરો ઉપર લીધું.

લુક્રેઝા બોરજીઆ ફેરેરાના ડયુક સાથે પરણીને તેની સાથે જઇ રહી. તે હજી આગલા પ્રકરણમાં દેખાવ આપશે.

આપણી વાર્તા ૧૪૯૭ ના નવેંબર સૂધી આવી છે. તે

પછીના પંદર વરસમાં ઉપર કહેલા બનાવો બન્યા. એ સિવાય જાણવાજોગ બીજા બનાવો ન બન્યા.

૧૫૧૨ નું વરસ પૂરૂં થવા આવ્યું. સેતાન સાથે ફ્રેસ્ટે કરેલા લખતના ઓગણીશ વરસ વહી ગયા. હવે માત્ર પાંચજ વરસ રહ્યા !

## પ્રકરણ ૭૯ મું.

## પ્રેમાળ જોડું.

ઓરાનાના મહેલના સુંદર દિવાનખાનામાં એક જુવાન પુરુષ અને એક કુમારીકા બેઠાં છે. જુવાન ઉંચો, પાતળો પણ મજબૂત બાંધાનો હતો. તેને દાઢી કે મુછો આવી ન હતી. તેની વય અઢાર વરસને આશરે હતી.

તેની બાજુમાં બેઠેલી કુમારિકા પણ અતિ સુંદર હતી. તે પણ ઉંચી અને પાતળી હતી. તેની વય પણ પોતાના સોબતીના જેટલીજ હતી. બેઉ જાણે એકજ દિવસે અને એકજ કલાકે જન્મ્યા હોય એવું દેખાતું હતું. છતાં તેઓ જોડીઆ ભાઇ બહેન ન હતાં. તેઓ ધણાંવરસ સાથેજ ઉછરીને મોટાં થયાં હતાં. તેઓ નાનપણમાં સાથે રમ્યાં હતાં અને મોટાં થતાં પણ તેમણે એક બીજાની સોબત છોડી ન હતી. નાનપણની મિત્રાચારીએ મોટાં થતાં પ્રેમનું રૂપ ધારણ કર્યું હતું.

આ જુવાન તે ખરૂં પૂછો તો ફ્રેસ્ટ અને થેરેસાનો પુત્ર મેક્ષીમીલીઅન હતો. પણ તે જાહેરમાં તો આર્ચડયુક લીઓપાલ્ડ અને મેરીઆના પુત્ર તરીકે ઓળખતો હતો અને એડેલા આર્ચડયુક અને મેરીઆની પુત્રી હતી છતાં ફ્રેસ્ટ અને થેરેસા તેના માબાપ કહેવાતાં હતા. મેક્ષીમીલીઅને પોતાની સોબતણનો હાથ પકડી બારી આગળ લઇ જતાં કહ્યું, "વહાલી એડેલા, આપણે નાના હતાં ત્યારે પેલી સામેની ટેકરી ઉપર ચઢીને આસપાસનો દેખાવ જોતા હતા તે તને યાદ છે ? હજી પણ આપણે કાંઇ મોટા થયા નથી. માણસના મનમાં આશા છે તે ફૂલની કલી જેવી છે !"

એડેલા બોલી, "વહાલા મેક્ષીમીલીઅન, આજ તમે ઉદાશ જણાઓછો."

મેક્ષીમીલીઅન બોલ્યો, "નહિ, વહાલી તેમ નથી. આ સાંજનો વખતજ તેવો છે."

એટલામાં નોકરે આવી ઓરડામાં દીવાઓ કર્યા અને થોડીવારમાંજ ફ્રોસ્ટ, લીઓપોલ્ડ, થેરેસા અને મેરીઆ ત્યાં આવ્યા.

છેલ્લા પંદર વરસમાં ફ્રોસ્ટમાં ઘણો ફેરફાર થયો નં હતો. તેનો ચહેરો તેવોજ સુંદર હતો. તેનો એક પણ વાળ સફેદ થયો ન હતો. પણ તેણે ઘણું સહન કર્યું હતું. ખરૂં સુખ તો તેણે કદી જોયુંજ ન હતું. સવારથી સાંજ પડી જતાં તે બોલતો કે, 'આજ મેં એક દિવસ ખોયો છે.' તે પોતાના બાકી રહેલા દિવસો અને કલાકો ગણતો હતો.

થેરેસા તેના છૂપા ભેદ વિષે જરા પણ જાણતી ન હતી. તે એટલુંજ જાણતી કે, ફ્રોસ્ટ કદી પ્રાર્થના કરતો ન હતો–કોઇ દિવસ દેવલમાં જતો ન હતો. એ વિષે જ્યારે પણ તે પૂછતી ત્યારે ફ્રોસ્ટનો ચહેરો કરમાઇ જતો. પોતાનો પતિ દુઃખી છે એમ તે જાણતી. પણ તેને શું દુઃખ છે તે વિષે તેને ખબર ન હતી.

હવે આપણે વાર્તા આગળ ચલાવીએ. ઉપલા ચારે જણા ઓરડામાં દાખલ થયા પછી નોકરોએ આવી ટેબલ ઉપર મુખવાસની ચીજો મૂકી અને બધા ખાવા બેઠા. તેઓ બીજા ઓરડામાં હતા તે વખતે ત્યાં વાત ચાલતી હતી તે વાત આર્ચડયુકે ફરીથી છેડી, "કાઉંટ, આપણા બાળકોને સુખી કરવાને તમે આવા બહાના શા માટે કાઢોછો? તમે કહો છો કે, તેઓ લગ્ન કરવા માટે હજી નાના છે! શું તેઓ પોતાનું મન સમજી શકતા નથી? તેઓનો એક બીજા ઉપર પ્રેમ નથી?"

આ વખતે મેક્ષીમીલીઅન અને એડેલાએ એક બીજા તરફ પ્રેમ ભરી નજરે જોયું. આ જોઇ આર્ચડયુક બોલ્યો "મિત્ર, જુઓ! મને તો એમજ લાગે છે કે, આ બે જણા એક બીજા માટેજ પેદા થયા છે!"

આ પ્રેમી જોડા તરફ જોતી તેમાં પણ એડેલા તરફ વધારે જોતી મેરીઆ બોલી, "કાઉંટ, શા માટે તમે હા પાડતા નથી?"

પોતાનો બોલવાનો વારો જાણી મેક્ષીમીલીઅન તરફ વધારે જોતી થેરેસા બોલી, "વીલ્હેમ, તમે શા માટે ના પાડો છો? નામદાર આર્ચડયુક આ સંબંધ કરી આપણી સાથે વધારે સંબંધમાં આવવા માગે છે. તમે હા પાડો."

આર્ચડયુકે પણ થોડા શબ્દો વધારે કહ્યા પછી તે બે જુવાન આશક માસુક ફોસ્ટના પગ આગળ ઘુંટણીએ પડયા. ફોસ્ટ મનમાં ગભરાયો. જો આર્ચડયુકને ના પાડે તો તે રાજકુમારને અપમાન થાય. તેમ વળી તે થોડા દિવસ તે વાત ટીલી નાખી શકે તેમ પણ ન બને એવું હતું. તે પોતાના પુત્રને જાહેરમાં કબૂલ કરી શકતો ન હતો છતાં તેની ઉપર તેને અતિશય પ્યાર હતો. તે બેઉને ઉભા કરતાં બોલ્યો, "એડેલા ઉભી થા, મેક્ષીમીલીઅન ઉભો થા. કાલ મધરાતના હું તમને મારો જવાબ આપીશ. આટલો ટુંકો વખત હું તમ નામદારની પાસે માગી લઉં છું." આમ કહી તે ત્યાંથી જતો રહ્યો.

તેની પાછળ ઉભી થતી થેરેસા બોલી, "અરે ઈશ્વર! મારા પતિને શું થયું છે? તેને શરીરે સારૂં નથી! હું તેની પાછળ જઇશ!" આમ કહી તે ત્યાંથી ગઈ.

---

## પ્રકરણ ૮૦ મું.

### ફોસ્ટ અને થેરેસા.

ફોસ્ટ ત્યાંથી દોડી ગયો. ચાલીમાં દીવા પુર જોસથી બળતા હતા છતાં તેને મન તો અંધારૂંજ જણાતું હતું. તે પોતાના ઓરડામાં જઇ કોચ ઉપર પડતાં બોલ્યો, "કંગાલ! અરે હું કેવો કંગાલ છું! હાલ જેવી મારી અપરાધી હાલત થશે એવું હું જાણતો ન હતો!"

થેરેસા તેની પાછળ આવી હતી તેના સાંભળવામાં ઉપલા શબ્દો આવ્યાં. તે ચમકીને ત્યાંજ ઘુટણીએ પડી ઇશ્વરની પ્રાર્થના કરવા લાગી. તે ઓરડો મોટો હતો તેથી ફોરસ્ટ થેરેસાને ન દીઠી. થોડીવાર પછી દાંત પીસીને ફોરસ્ટ બોલવા લાગ્યો, "હા, હું કંગાલ છું! આ દુનિયામાં સૌથી કંગાળમાં કંગાળ હું છું! સૌથી ગરીબમાં ગરીબ ભીખારી ઓરાનાના કાઉંટ કરતાં વધારે સુખી હશે. મારા કરતાં હજાર ગણો તે સુખી હશે! અરે એવો કોઇ મારો મિત્ર નથી કે તેની પાસે મારો છૂપો ભેદ કહી-મારૂં ભયંકર ભવિષ્ય કહી સલાહ લઉં! હું દેવલમાં જઇ શકીશ નહિ-મારા બાળકની લગ્ન ક્રિયા વખત હાજર રહી શકીશ નહિ, તો તેમના લગ્ન વિષે હા શી રીતે પાડી શકું? થેરેસા, તને મેળવવાને મેં કેવો ભોગ આપ્યો છે તે તું જાણતી નથી!"

થેરેસા વધારે સાંભળી ન શકી. તે પોતાના પતિને બાઝી પડીને બોલી, "વહાલા નાથ!"

ફોરસ્ટ ચોંકીને બોલ્યો, "કોણ! થેરેસા?"

થેરેસા ધીમે સાદે બોલી, "હા, હા, વીલ્હેમ, મેં બધું સાંભળ્યું છે અને મને હવેજ ખબર પડી છે કે, તમે દુઃખી છો."

તેના હાથમાંથી છૂટો થતાં ફોરસ્ટે પૂછયું, "તેં બધું સાંભળ્યું? થેરેસા, હું શું બોલતો હતો તે મને ખબર નથી. બોલ તેં શું સાંભળ્યું છે?"

થેરેસા બોલી, "તમે દુઃખી છો-તમારૂં ભવિષ્ય ભયંકર છે-તમે લગ્ન ક્રિયા વખત હાજર થઇ શકતા નથી તેથી તેમને લગ્ન વિષે હા પાડતા નથી-મારે માટે તમે કોઇ પણ જાતનો ભોગ આપ્યો છે-તે બધું!"

ફોરસ્ટે પૂછયું, "બસ એટલુંજ? મારા દુઃખનું કારણ મેં કહ્યું કે નહિ?"

થેરેસાએ ધાડે સાદે ઉત્તર આપ્યો, "નહિ આથી વધારે તમે કાંઈ કહ્યું નથી. પણ વીલ્હેમ, વહાલા, તમે આ શબ્દો એવી રીતે તો બોલતા હતા કે તે સાંભળતાં મારૂં હૃદય ચીરાઇ જતું હતું. મને કહો, તમને શું દુઃખ છે?"

થેરેસા તેને વળગી પડી. ફ્રોસ્ટ આનાકાની કરવા લાગ્યો. થોડીવાર વિચારમાં પડયા પછી તે બોલ્યો, "નહિ, નહિ, થેરેસા, એ વાત મને ન પૂછ! હું તારી આગળ કહી શકતો નથી!"

થેરેસા કાલાવાલા કરતી બોલી, "મને તમારા દુઃખના કારણથી જાણીતી કરો! મને વહેમમાં ન રાખો! શું હું તમને ચહાતી નથી?"

તેના હાથમાંથી છૂટવાની કોશેશ કરતો ફ્રોસ્ટ બોલ્યો, "થેરેસા, હું ગાંડો થઇ જઇશ?"

ફ્રોસ્ટને વધારે જોરથી વળગી રહેતાં તે બોલી, "નહિ, તમે મને છોડી જશો નહિ! હું હવે વહેમમાં રહી શકતી નથી! વરસો થયા હું જોઉં છું કે, તમે દુઃખી છો! હું એકાંતમાં જઇને રડી છું! પણ આજ તમારા મોઢામાંના શબ્દો સાંભળી હું ચોંકી છું. તમારૂં ભયંકર ભવિષ્ય શું છે તે હું જાણવા માગું છું!"

ફ્રોસ્ટ ધીમે સ્વરે બોલ્યો, "થેરેસા, એ વિષે તું વિચાર પણ કરી શકનાર નથી!"

ધ્રુજતી ધ્રુજતી થેરેસા બોલી, "અરે ઈશ્વર! તમે શું બોલો છો? મેં ઈશ્વરનું નામ લીધું ત્યારે તમે ચોંકયા શા માટે? અરે વીલ્હેમ, એ પવિત્ર નામને તમે ધિક્કારો છો?"

ફ્રોસ્ટ અધીરાઇથી બોલ્યો, "નહિ, નહિ! પણ મારી આગળ એ નામ દેતી ના! થેરેસા, મને જવા દે!" ફરીથી તેણે છૂટવા તરફડીઆ માર્યા.

થેરેસા ધીમે સાદે બોલી, "તમે મને છોડી જશો નહિ! આ રીતે વહેમમાં મને રાખી ન જશો! હું તમારી પત્ની છું—તમારૂં દુઃખ જાણી તમને દીલાસો આપીશ. તમે અપરાધી હશો તો હું તમારે માટે પ્રાર્થના કરીશ!"

ફ્રોસ્ટ બોલી ઉઠયો, "થેરેસા—થેરેસા—તું શું કહે છે તે જાણતી નથી! મારે માટે પ્રાર્થના કરીશ—તું મારે માટે પ્રાર્થના કરીશ! તારા આ શબ્દોથી તારી જીભ ઉપર છાગરો ઉઠશે!" આમ કહી તે હસી પડયો.

થેરેસાએ ચીશ પાડી, "અરે વીલ્હેમ, પ્રથમ કરતાં પણ તમે મને વધારે બીવરાવો છો! તમે હસો છો! અરે ઈશ્વર! એ ભયંકર હસવાનો અર્થ શો? પ્રાર્થનાને નામે તમે આમ મશ્કરીની ઢપે હસોછો! મને કહો, તમે કાંઈ ભયંકર અપરાધ કર્યો છે? ગમે તેવાં અપરાધી માટે પણ ઈશ્વરની દરબારમાં દયા છે!"

ફ્રેસ્ટ દૃઢ અવાજે બોલ્યો, 'થેરેસા, બસ કર હવે! હું તને કાંઈ કહી શકતો નથી!" આમ કહી જોર કરીને તે થેરેસાના હાથમાંથી છુટીને બાગ તરફ દોડી ગયો. તેની પત્ની ત્યાંજ પડી ગઇ. બાગની હવાથી ફ્રેસ્ટનું ઉશ્કેરાયલું મન શાંત થયું. તે મેક્ષીમીલીઅનને ચહાતો હતો. તે એડેલાને ચહાતો હતો. પણ જે કામ કરવામાં તે નિરૂપાય હતો ત્યાં શું કરે? તેણે કોઈને મિત્ર કરી તેની સલાહ લેવા ઠરાવ કર્યો. ઓટો પ્યાનાલા એ કામને લાયક છે એમ તેને લાગ્યું. તે તેને ત્યાં જવા નીકળ્યો.

## પ્રકરણ ૮૧ મું.

## ફ્રેસ્ટ અને ઓટો પ્યાનાલા.

વીએના શહેરમાં મધ્યમ વર્ગના એક ઘર તરફ નજર ફેરવીએ. આ ઘર બહાર તેમજ અંદરની બાજુએથી સ્વચ્છ જણાતું હતું. ત્યાંનું દીવાનખાનું મોટું નહિ પણ મધ્યમ કદનું પણ સાદી રીતે શણગારેલું હતું. ત્યાંની ભીંત ઉપર કેટલાક ચિત્રો ટાંગેલા હતા.

એક ચિત્ર અમીરી દેખાવના એક પુરુષ અને તુર્કી પોશાક પહેરેલી એક સ્ત્રીનું હતું. સ્ત્રીના ખોળા ઉપર એક સુંદર બાળક રમતું હતું. આ ચિત્ર ઝરનીનના અમીર અને અમીરજાદીનું હતું. બાળક તેમનું પોતાનું હતું. તેની નીચે ૧૪૯૮નો આંકડો જણાતો હતો. તે તે ચિત્રના તૈયાર થવાના વરસનો હતો.

બીજું ચિત્ર આર્ચડ્યુક લીઓપોલ્ડ અને આર્ચડચેસ મેરીઆનું હતું. ત્રીજું ચિત્ર ઓટો પ્યાનાલાની પત્ની નીનાનું હતું. તેની પાસે તંદુરસ્ત દેખાવના બે બાળકો રમતા હતા. આ બેઉ ચિત્રની નીચે ૧૫૦૩ ની સાલ જણાતી હતી. ચોથું ચિત્ર મેક્ષીમીલીઅન અને એડેલાનું હતું. તેની નીચે ૧૫૧૧ ની સાલ હતી.

તેજ ઓરડામાં એક ટેબલ આગળ બેસીને ઓટો પોતાના અગીઆર અને તેર વરસની વયના બે છોકરાઓને શીખવતો હતો. છેલ્લા પંદર વરસના અરસામાં તેનામાં ઘણો ફેરફાર થયો હતો. તે છતાં તે તંદુરસ્ત અને સુખી હતો.

સૂર્યાસ્ત પછી એક કલાકે તેઓ ઉઠયા અંદરના ઓરડામાં ભોજન તૈયાર હતું. ત્યાં એક વૃદ્ધ પુરુષ, ખેડુત મઝીની બેઠો હતો. બધા જમવા બેઠા. જમણની અધવચ્ચે, એક નોકરે આવી ખબર આપી કે, ઓરાનાનો કાઉંટ મળવા માગે છે.

ઓટો તુરત ઉઠયો અને બહારના ઓરડામાં આવ્યો. ત્યાં ફ્રેસ્ટ ફરતો હતો. ઓટોને જોઇ તે બોલ્યો, "મેસર પ્યાનાલા, મને અહીં આવ્યો જોઇ તમે આશ્ચર્ય તો પામ્યા હશો! આગલી પાછલી ભૂલી જઇને તમે મારા મિત્ર તરીકે આ વખત મને કામ આવશો? મારા ખરા મિત્ર થશો?"

ઓટો બોલ્યો, "મારો જીવલેણ શત્રુ હોય અને તે પણ મારે ત્યાં આવી મારી મદદ માગે તો તેને હું ના ન પાડું તો મારા લોર્ડ, તમે કાંઈ તેવા નથી."

ફ્રેસ્ટ બોલ્યો, "તમારી દયા માગવા હું લાયક તો નથી પણ શું કરૂં કે-"

ઓટો બોલી ઉઠયો, "મારા લોર્ડ, આગલું શા માટે યાદ કરોછો? તમારે માટે નહિ તોપણ તમારી પત્ની અને પુત્રી માટે પણ હું તમારી કાંઈ પણ સેવા બજાવવા તૈયાર છું."

ફ્રેસ્ટે કહ્યું, "તેટલા માટે તો હું તમારી પાસે આવ્યો છું. વળી હું જાણુંછું કે, તમે એકની સાંભળેલી વાત બીજાને કહી દો એવા નથી. અને આપણી વાતો ત્રીજાને કાને જવા જેવી નથી."

ઓટો બોલ્યો, "બોલો, હું તે કોઇને પણ કહેનાર નથી."

થોડીવાર ચૂપ રહ્યા પછી ફ્રેસ્ટ બોલ્યો, "તમે જાણો તો છોજ કે, મેક્ષીમીલીઅન અને એડેલા એક બીજાને ચહાય છે!"

ઓટોએ ભીંત ઉપર ટાંગેલી તે છબી તરફ આંગળી કીધી. ફ્રેસ્ટ તે છબી તરફ જોઇ રહ્યો. તે બોલ્યો, "આ તો મેં હમણાજ દીઠી. પણ તમે કેવી આબેહુબ ઉતારી છે? એની અંદર પણ તેઓ એક બીજા તરફ પ્રેમથી જુએ છે! હું પણ તેમના સુખનીજ વાત તમારી સાથે કરવા આવ્યો છું."

ઓટોએ કહ્યું, "મારા લોર્ડ, તેઓ સુખીજ છે. તેમના લગ્ન વચ્ચે કાંઈ અડચણ નથી."

ફ્રેસ્ટ બોલ્યો, "મેસર પ્યાનાલા, એક ઘણીજ મોટી અડચણ છે. અને હુંજ તે પ્રેમી જોડાને અડચણ કર્તા થઈ પડયો છું!"

આશ્ચર્ય પામીને ઓટો બોલ્યો, "મારા લોર્ડ, તમે? જે ઘણી મોટા નામ, દોલત અને પદવીનો વારિસ છે તેને તમારી પુત્રી આપવા ના પાડોછો?"

ફ્રેસ્ટ બોલ્યો, "હા, એમ કર્યા વગર બીજો ઇલાજ નથી! મારૂં ભાગ્યજ એવું છે. તેનાથીજ હું મારા બાળકોને અડચણ કર્તા થઇ પડયો છું!"

ઓટો બોલ્યો, "તમે શું બોલો છો તે હું સમજી શકતો નથી. તમે બળવાન અને પૈસાદાર છો-"

ફ્રેસ્ટ અધીરાઇથી બોલ્યો, "તે બધું હું જાણુંછું, પણ હું મારો પોતાનો માલેક નથી! મારૂં ભાગ્ય ભયંકર છે અને તે મારા બધા સંબંધીઓને દુઃખી કરવાનો રસ્તો છે."

ઓટોએ કહ્યું, "આ તો આશ્ચર્ય જેવું છે. મારા મનમાં તરેહવાર વહેમો આવે છે. જો તમે દુઃખી હશો તો હું તમને દીલાસો આપીશ-જો તમે અપરાધી હશો તો હું તમને સદ્ગુણને માર્ગે દોરીશ."

ફ્રેસ્ટ બોલ્યો, "નહિ, નહિ! મારે માટે હવે ઉપાય નથી! મેં મારા બાળકોના સુખનું સત્યાનાશ વાળ્યું છે. આજ

સાંજના જ્યારે તેઓએ મારી આગળ ઘુંટણીએ પડી લગ્ન માટે રજા માગી-થેરેસા, આર્ચડયુક અને આર્ચડચેસે તેમની તરફ થી મારા કાલાવાલા કર્યા ત્યારે મેં આવતી કાલની મધરાતના જવાબ આપવા વચન આપ્યું!"

ઓટો બોલ્યો, "અને મને લાગે છે કે, તમે તેમને લગ્ન કરવાની રજા આપશો. જ્યારે તે રાજકુંવર તમારી પુત્રીને દેવલમાં લઇ જઇ લગ્નવિધિથી પોતાની કરશે ત્યારે તમારા સુખની અવધી થશે."

ફ્રેસ્ટ દુઃખી થઇને બોલ્યો, "ઓટો, તમે શું બોલોછો તે જાણતા નથી. મારા દીલના ઘાહને રૂઝાવવાને બદલે વધારો છો. તમારે જાણવું જોઇએ કે, મારી પુત્રી સાથે હું દેવલની પાસે જઇ શકનાર નથી-હું તે પવિત્ર ઠેકાણાનું ઉંબર ઓલંઘી શકનાર નથી!"

શો જવાબ આપવો તેના વિચારમાં ઓટો પડયો. ફ્રેસ્ટ તેની પાસે જઇને બોલ્યો, "હું દુષ્ટ છું! પણ તે વિષે મને હાલ પૂછતો ના. મારા બીજા જાતભાઇઓ જેવો હું નથી. મારે માટે આશા નથી. પ્રાર્થના-પશ્ચાતાપ કે બીજા કશાથી પણ મારૂં ભવિષ્ય સુધરનાર નથી. માટે આશા-પશ્ચાતાપ કે પ્રાર્થનાની મારે માટે વાત કરતો ના!"

ઓટો બોલ્યો, "મારા લૉર્ડ, હું ગભરાઉછું! કોઇ પણ પ્રાણી ઈશ્વરી દયાની પેલે પાર ત્યારેજ હોય કે જ્યારે—"

ફ્રેસ્ટ આતુરતાથી બોલ્યો, "ઓટો-બોલ-બોલ! તારા મનમાં શો શક છે?"

ઓટો વધારે ગુંચવાઇ જઇને બોલ્યો, "મને લાગે છે કે, તમે અતિશય દુઃખી છો! તમે મોટા અપરાધી છો! પણ એવું તે તમે કયું પાપ કર્યું છે કે, જેથી ઈશ્વરના દેવલ આગળ જતાં અટકોછો? તે હું જાણતો નથી!"

ચમકતી આંખોએ ફ્રેસ્ટ બોલ્યો, "ત્યારે તો મારો તે ભેદ જાણવા યત્ન ન કરીશ. આજની વાત તું એટલીજ યાદ રાખજે કે, મારા બાળકને સુખી કરવા હું આતુર છું પણ

તેમની સાથે દેવલમાં જવા મારી શકિત નથી! ત્યાં ન જવા માટે મારે કયું બહાનુ કાઢવું તે મને સુજતું નથી!"

ઓટોએ પૂછ્યું, "મારા લોર્ડ, હું તમને એમ કરતો કેવી-"

ફોરસ્ટ બોલ્યો, "તેમની લગ્ન ક્રિયા વખત હું દૂર જઈ શકું એવી કાંઈ યુકિત તું મને દેખાડીશ? હું તારી પાસે એટલા માટેજ આવ્યો છું કે, હું લગ્નને દિવસે હાજર ન હોઉં તો મારી ગેરહાજરીનું કાંઈ બહાનુ તારે આપવું!"

ઓટો જરા ગુસ્સે થઇને બોલ્યો, "મારા લોર્ડ, હું જુઠું બોલું? એમ તો કદી પણ બનનાર નથી!"

ફોરસ્ટ બોલ્યો, "ત્યારે તો મારો તદન નાશ થયો! તારી મિત્રાચારી શોધવા આવતાં મેં ભૂલ કીધી!"

ઓટો બોલ્યો, "મારા લોર્ડ, તમે ભૂલોછો. તમે મને સીધો રસ્તો બતાવો-તે રસ્તે હું ચાલીશ. પણ મને ખોટો રસ્તો બતાવશો તો તે રસ્તે હું જીવ જતાંએ જનાર નથી. હું મારૂં પ્રમાણીકપણું અને સચ્ચાઇ ખોવા માગતો નથી."

ફોરસ્ટ બોલ્યો, "ઉપકાર થયો. મને તમે કેવી રીતે મદદ કરશો તે હું જાણી શકતો નથી. પણ આજની આપણી વાત છુપી રાખશો એવી મને આશા છે."

ઓટો બોલ્યો, "તે વિષે મારી ઉપર વિશ્વાસ રાખો."

ફોરસ્ટ કાંઈ પણ બોલ્યા વગર ત્યાંથી જતો રહ્યો.

---

# પ્રકરણ ૮૨ મું.

## ભેદ ખુલ્લો થયો.

ફોરસ્ટની વાત સાંભળી ઓટોનું મન દલગીર થયું. ફોરસ્ટ વિષે તેણે જે કાંઈ સાંભળ્યું હતું તે બધું તેને યાદ આવ્યું. તે બોલ્યો, "નહિ, નહિ, એમ તો ન હોય! પણ કાંઈ કહી ન શકાય! ઘણી વખત માણસો નિરાશાથી સેતાનને શરણ થાય છે! પણ મને લાગતું નથી કે એમ બને! એ તો દંતકથા છે! ઈશ્વર કરેને મારૂં ધારવું ખોટું હોય!"

આટલામાં નીચે કજીઓ થતો હોય એવો અવાજ આવ્યો. તેજ પળે મદદ માટે કોઇએ ચીસ પાડી. કાંઈ પણ વિચાર કર્યા વગર પોતાની તરવાર કાઢીને ઓટો નીચે ઉતર્યો. બહાર અંધારૂં ઘોર હતું. થોડીવારમાંજ ઓટોને પગે કાંઈ જણાયું. વાંકો વળીને જુએ છે તો કોઈ માણસ હતું. ઓટો તેને ઉચકીને પોતાના ઘરમાં લઈ ગયો તેનો શ્વાસ હજી ચાલતો હતો. દીવાને અજવાળે જોયું તો તે આર્ચડયુકનો વેદ ડા૦ ડોરેન્બર્ગ હતો. તે સખત જખમી થયો હતો. તેના શરીરમાંથી લોહીની ધારા વહેતી હતી. તેને બીછાના ઉપર સુવરાવી તેના બધા કપડા કાઢી નાખ્યા. ઓટોનો એક નોકર વેદને બોલાવવા દોડયો. થોડીવારમાં વેદ આવી પહોંચ્યો. તે જખમ તપાસીને બોલ્યો, "જખંમ ઉંડો નથી, પણ ડા૦ ડોરેન્બર્ગની વૃદ્ધાવસ્થા છે અને લોહી ઘણું વહ્યું છે તેથી એના જીવવાની આશા નથી."

તે છતાં તેણે બનતા ઉપાયો કર્યા. જખમ ઉપર પાટો બાંધી, દવા પીવરાવી. તેનાથી તેને શાંતિ વળી અને ઉંઘ આવી ગઈ. સવાર પડતાં તેણે આંખો ઉઘાડી. તે નબળે સાદે બોલ્યો, "હું કયાં છું! મને આ નબળાઇ કેમ જણાય છે? મને સ્વપ્ન—"

ઓટો બોલ્યો, "સાહેબ, શાંત થાઓ! તમને જખમ લાગ્યો છે. હાલચાલ કરશો તો વધારે દુઃખ થશે."

ડોરેન્બર્ગ બોલ્યો, "હા, આ અવાજ હું ઓળખું છું. તમે મેસર પ્યાનાલા છો."

ઓટોએ જવાબ આપ્યો, "હા, તે હુંજ છું. પણ તમે શાંત થાઓ."

ડા૦ ડોરેન્બર્ગ બોલ્યો, "મેસર પ્યાનાલા, મારે તમને કાંઈ કહેવું છે. સારૂં થયું કે તમારે ત્યાં હું આવ્યો. એ એવી વાત છે કે, હું ધર્મગુરૂને પણ કહી શકનાર નથી!"

ઓટો બોલ્યો, "તમે શું બોલોછો? તમારા જેવા સાચા અને પ્રમાણિક માણસ એવું તે શું જાણોછો?

તે રાજવૈદ બોલ્યો, "ભલા ઓટો બહારના દેખાવથી ભૂલતું નહિ. એક કલાકની લાલચ માટે એક ચીજને માટે માણુસ આખા જન્મારાની સચ્ચાઇ અને પ્રમાણિકપણું વેચે છે!"

ઓટોએ પૂછયું, "તે ચીજ?"

રાજવૈદ ડોરેન્બર્ગ બોલ્યો, "સોનું! હું પોતે સોનાથી વેચાયો છું! મેં પ્રમાણિકપણાનો સોના માટે ત્યાગ કર્યો છે. હું મારી વાત તમને કહીશ. હું એક કલાક પણ હવે જીવી શકનાર નથી. તે લુટારાએ મને સખત જખમ કર્યો છે. મારી પાસે આવો. જે વાત મારે તમને કહેવી છે તે ત્રીજે કાને ન જાય એવી છે. હું જીવતો છું ત્યાં સૂધી તમે એ વાત કોઇને જણાવશો નહિ. મારા મૂવા બાદ ગમે તેને કહેજો"

ઓટો તેની પાસે આવ્યો. રાજવૈદ ધીમે સાદે બોલ્યો, "અઢાર વરસની વાત ઉપર આર્ચડ્યુકના મહેલમાં બે ઉચ ખાનદાનની બાઇઓએ એકજ દિવસે અને એકજ વખતે બે બાળકોને જન્મ આપ્યો હતો, તે તમને યાદ છે?"

ઓટોએ જવાબ આપ્યો, "હા, મને યાદ છે. અને હું ભૂલ તો ન હોઉં તો તમે આર્ચડચેસ મેરીઆની સારવાર કરતા હતા."

રાજવૈદ બોલ્યો, "હું ત્યાં હાજર ન હોત તો સારૂં. પણ તે વખતે બે બાળકો જન્મ્યા હતા–"

"હા, રાજકુવર મેક્ષીમીલીઆન અને લેડી એડેલા."

વૈદ બોલ્યો, "હા, એ નામે તેઓ હાલ ઓળખાય છે પણ ખરૂં પૂછો તો એડેલાને રાજકુવરી કહેવી જોઇએ. અને મેક્ષીમીલીઆન વાઇ કાઉંટ કહેવાવો જોઇએ!"

ઓટોએ બૂમ પાડી, "અરે ઈશ્વર! આ શું! હું ધારૂં–"

વૈદ બોલ્યો, "એ ખરૂં છે. પાળણાવાળા ઓરડાની ચોકાશી છતાં બાળકો બદલવામાં આવ્યા?"

ઓટો બોલ્યો, "હવે મને બધી સમજણ પડે છે! થેરેસા એડેલા કરતાં મેક્ષીમીલીઆનને વધારે ચહાય છે–અને નામદાર મેરીઆ મેક્ષીમીલીઆન કરતાં એડેલા ઉપર વધારે પ્રેમ બતાવે છે! પણ એ કેમ બન્યું!"

વૈદ બોલ્યો, "ઓટો, ઓશનાની કાઉંટેસની સારવાર કરનાર ડાક્ટર તથા મેરીઆની દાયા હજી જીવે છે તેઓ મારી વાતને ટેકો આપશે. એ કામ ફ્રેસ્ટની શીખવણીથી કર્યું હતું! અરે-હું-મરૂં-"

તેજ વખતે તેનો આત્મા ઉડી ગયો!

# પ્રકરણ ૮૩ મું.

## દુઃખની શરૂઆત.

સવારના પહોરમાંજ જે વખતે ઓટોના ઘરમાં રાજવૈદ ડોરેન્બર્ગ મરી ગયો તેજ વખતે કેલેન્બર્ગની ટેકરી ઉપર બે ઉંચા આકાર ઉભા હતા. આ બેમાં એક સેતાન અને બીજો ફ્રેસ્ટ હતો. સેતાને કહ્યું, "હવે તારી ઈચ્છા અહીં બીજી વખત મને સંભળાવ હું તારી આજ્ઞાને તાબે થવા તૈયાર છું."

ઉશ્કેરાયલે અવાજે ફ્રેસ્ટ બોલ્યો, "મારી ઈચ્છા એવી છે કે, વીએના શહેરમાંથી લોકોનું ધ્યાન વેપાર ધંધા ઉપરથી ઉઠી જાય, જાહેર કે ખાનગી કોઇ પણ બાબત ઉપર લોકોને વિચાર કરવા ન સુઝે, લગ્ન વિવાહ બંધ પડી જાય! આવું થાય એવી કાંઈ યુક્તિ કર."

સેતાને કહ્યું, "ફ્રેસ્ટ, આ તો તું મને ભયંકર કામ કરવા ફરમાવે છે. જરા એની ઉપર ફરીથી વિચાર કર. પછી મને ઠપકો ન આપતો!"

કાઉંટ અધીરાઇથી બોલ્યો, "મેં વિચારજ કર્યો. તેનું ગમે તે પરિણામ આવે તેની મને દરકાર નથી."

સેતાન બોલ્યો, "તે દિવસનું તોફાન યાદ કર. પાછળથી તને પશ્ચાત્તાપ થયો હતો તે ભૂલી ગયો?"

ફ્રેસ્ટ બોલ્યો, "મને બધું યાદ છે, હું કાંઈ ભૂલી ગયો નથી! બસ, મારી આજ્ઞા માન!"

સેતાને તેની આજ્ઞાને તાબે થઇ પોતાના મંત્રો બોલવા માંડયા. થોડીવારમાંજ ત્યાંની હવા ફરી ગઈ. થોડીવાર પછી ફ્રેસ્ટે પૂછયું, "સેતાન, આ હવા કેમ ફરી ગઈ?"

સેતાને જવાબ આપ્યો, "તારી આજ્ઞા પ્રમાણે મેં કર્યું છે તેથી આ હવા ફરી છે."

ફોસ્ટે પૂછ્યું, "પણ એનાથી શું થશે?"

સેતાને જવાબ આપ્યો, "આખા યુરોપમાં મરકી ફેલાશે.* વીએનામાં તો શરૂ પણ થઇ ચૂકી છે!"

ક્રોધથી ફોસ્ટ બોલ્યો, "સેતાન, દૈત્ય, તારૂં કરેલું પાછું ખેંચી લે!"

સેતાને શાંતતાથી જવાબ આપ્યો, "હવે તેમ બનવાનું નથી. મેં તને પહેલેથીજ પુરો વિચાર કરવા કહ્યું હતું. આ બધું તેંજ કર્યું છે!" આમ કહી તે ધીમે પગલે નીચે ઉતરવા લાગ્યો.

ફોસ્ટ કપાળ કુટીને બોલ્યો, "અરે હું કેવો કંગાળ-દૈત્ય છું!" તે શહેર તરફ દોડયો.

હા, વીએનામાં ઓચીંતી મરકી ફાટી નીકળી હતી. ફોસ્ટ જ્યારે શહેરમાં દાખલ થયો ત્યારે લોકોના મોઢા ઉપર ધાસ્તી અને ચિંતાની લાગણી સ્પષ્ટ દેખાતી હતી. રસ્તામાં દોડાદોડી થઇ રહી હતી. એ વખતના દેખાવનું વર્ણન કરવું મુશ્કેલ છે!

* * * * * *

## પ્રકરણ ૮૪ મું.

### ખરો મિત્ર.

વીએના શહેર દુઃખથી ભરપુર છે. લોકો હાલતાં ચાલતાં મરણ પામે છે! પણ એક માણસને મોતની બીક નથી. તે બેધડક ચાલ્યો જતો હતો. આ માણસ ફોસ્ટ હતો! તે ઓટોના ઘર તરફ જતો હતો. ડાૅ૦ ડોરેન્બર્ગ મરી ગયો તે પછી બે કલાક થયા હતા. ફોસ્ટ ઓટોના ઘરમાં

* સન ૧૫૧૨ માં આખા યુરોપ ખંડમાં પુર જોરથી મરકી ફેલાઇ હતી અને તેનાથી હજારો જીવોની ખુવારી થઇ હતી.

દાખલ થયો. નોકર તેને દીવાનખાનામાં બેસાડી ઓટોને તેના આવવાની ખબર આપી આવ્યો. થોડીવારમાંજ ઓટો ત્યાં આવીને બોલ્યો, "મારા લોર્ડ, સારૂં થયું કે, તમે આવ્યા. હું તમને મળવાને આતુર થઈ રહ્યો હતો."

ફોસ્ટે પૂછયું, "મને મળવાને! શા માટે?"

તેની પાસે આવી ધીમે સાદે ઓટો બોલ્યો, "એક ભેદ મેં જાણ્યો છે તે તમને–"

ચોંકીને ફોસ્ટે કહ્યું, "એક ભેદ!"

ઓટોએ કહ્યું, "એક ભેદ જેમાં બે કુટુંબોનું સુખ સમાયલું છે તે. ડા૦ ડોરેન્બર્ગે મરતી વખતે તે મને કહ્યો છે."

પોતાની બેઠક ઉપરથી ઉભો થતો ફોસ્ટ બોલ્યો, "શું! ડોરેન્બર્ગ મરી ગયો? તેણે મને ફસાવ્યો! પાળણાવાળા ઓરડાનો ભેદ તેણે તને કહ્યો! પણ બનનાર બન્યું! પણ ધ્યાનાલા, એટલું યાદ રાખજે કે, એ ભેદ છૂપો રાખવાની હજી મારી શકિત છે! માત્ર એક નજરથી–એક શબ્દથી તું મારા પગ આગળ મૂવેલો પડશે! માટે સંભાળજે!"

ઓટો બોલ્યો, "મારા લોર્ડ, તમારી ધમકીઓ ભેદ ભરેલી છે! મને લાગે છે કે, તમે કાંઈ સત્તા ધરાવોછો! પણ મારો વિચાર તમારો ભેદ જાણ્યા પછી તમને દુઃખી કરવાનો નથી. તમે હમણા જે શબ્દો બોલ્યા તેથી મારો શક ખરો હોય એમ જણાય છે–"

ફોસ્ટ બોલ્યો, "હા, ઓટો, મારામાં ભયંકર સત્તા છે! અને તે સત્તા મારા અમર આત્માના બદલામાં મેં મેળવી છે!"

ફોસ્ટનો હાથ પકડીને ઓટો બોલ્યો, "કંગાલ પુરુષ, બસ, ઘણું થયું! એ કદી ખરૂં ન હોય! પણ નહિ! તમારા ભેદ ભરેલા કામો, તમારી ઓચીંતી ચઢતી, તમારી અગણિત દોલત વગેરેથી જણાય છે કે એ ખરૂં–"

ફોસ્ટ બોલ્યો, "અફસોસ! એ બધું ખરૂં છે! પણ શું તમે મારો તિરસ્કાર કરતા નથી–મારાથી સંકોચ પામતા નથી? મારી ક્રોધભરી નજરથી તમે ડરતા નથી?"

ઓટોએ જવાબ આપ્યો, "એક મનુષ્ય તરીકે તમારાથી હું સંકોચ પામતો નથી-એક ખ્રીસ્તી તરીકે તમારાથી હું ડરતો નથી. અરે ફોસ્ટ, તમે આ શું કર્યું? પણ મારે તમને ઠપકો આપવો ન જોઇએ. ઈશ્વર જાણે તમે કેવું પાપ કર્યું હશે. અરે, ઈશ્વરને નામે તમે કેવા ધ્રુજો છો? ઈશ્વર મહાકૃપાળુ છે-તેની કૃપા અપરંપાર છે. હું તમારે માટે પ્રાર્થના કરીશ-આપણે સાથે પ્રાર્થના-"

ફોસ્ટે બૂમ પાડી, "નહિ, નહિ! જેવી મારા મોઢામાંથી પ્રાર્થના નીકળશે તેવોજ હું મરણ પામીશ. સેતાન મને પોતાને તાબે કરશે!"

ઓટો ગુંચવાઇને બોલ્યો, "અરે હવે શું કરીએ! આખી દુનિયા તમને તજી દેશે, પણ હું તો તમારા આ ભયંકર ભવિષ્ય ઉપરૂ તમને છોડનાર નથી! ફોસ્ટ, હવે શું કરીએ! એક તરફ આર્ચડચેસ ઓડેલાને વધારે પ્યારથી ચહાય છે! બીજી તરફ મેક્ષીમીલીઅનને થેરેસા પોતાની પુત્રી કહેવાતી કરતાં વધુ ચહાય છે! હું તમને ફસાવવા માગતો નથી! છતાં-"

ફોસ્ટ બોલી ઉઠયો, "ઓટો, ભલા ઓટો, હું તારા કેટલા વખાણ કરૂં! પણ નહિ! તેં મારી વાત સાંભળી નથી! મારી વાત ટુંકી છે પણ તે સાંભળતાં તારૂં લોહી તારા શરીરમાં ફરતું બંધાઇ જશે એવી છે."

ફોસ્ટ થોડી પળ સુધી ચૂપ રહ્યા પછી બોલ્યો, "ઓટો, સાંભળ. તેં મને સલાહ આપવા-મને દીલાસો આપવા વચન આપ્યું છે તેથી ફરી ન જતો. થેરેસાને હું ખરા પ્યારથી ચહાતો હતો અને તેજ પ્યાર મારા દુઃખ અને પાપનું મૂળ છે. તે નારી ઉપરના મારા પ્રેમથી થેરેસાનો બાપ ગુસ્સે થયો. તેણે મને કેદ કરાવ્યો. અને છેલ્લે મને ફાંસીની શિક્ષા સુદ્ધાં કરાવી. જોગજોગે મને એક ભયંકર મંત્ર વિષે ખબર પડી. મેં તેનો ઉપયોગ કર્યો. સેતાન માણસરૂપે મારી આગળ આવી હાજર થયો. તેણે મારા અમર આત્માના બદલામાં મને ચોવીશ વરસ સુધી સત્તાવાન કર્યો! હા, હવે તું ધ્રુજે છે!"

ઓટાએ કહ્યું, "હું તમારાથી ધ્રુજતો નથી-તમારે માટે ધ્રુજું છું! પણ એટલું તો નક્કી માનજો કે, તમારી મને ખરેખર દયા આવે છે!"

ફ્રોસ્ટે આગળ ચલાવ્યું, "મેં વગર ધ્યાને ઉતાવળથી તે ખત ઉપર સહી કીધી. તેમાં એક એવી કલમ હતી કે, સેતાનની રજા સિવાય મારે કોઈ પણ ધર્મની ક્રિયામાં ભાગ ન લેવો અને જો હું તેથી ઉલટો ચાલું તો તેજ મારી છેલ્લી ઘડી સમજવી. અફસોસ! લગ્ન ક્રિયા વગર હું થેરેસાને મારી કેવી રીતે કરી શકું? થેરેસા મારી સાથે એક શુકને નીકળી આવત, પણ તેમ કરવા મારી ઈચ્છા ન હતી. હું તેને ખરા અંતઃકરણથી ચહાતો હતો તેથી તેની સાથે લગ્ન કરવા સેતાનની રજા માગી. મેં સૌથી નીચ કબૂલાતે તે રજા મેળવી. મારા પ્રથમ જન્મતા બાળકની ઉપર પણ તેણે મારા જેવી સતા મેળવી!"

ઓટો બોલી ઉઠયો, "અરે ઈશ્વર! જે બાળક મેક્ષીમીલીઅન નામે ઓળખાય છે તેનું ભવિષ્ય પણ એ રીતે તો ભયંકર છે!"

ફ્રોસ્ટે કહ્યું, "હા, તેમજ છે. પણ સેતાનને મેં ઠગવાનો નિશ્ચય કર્યો. તે ચોવીસ વરસ સૂધી મારો ગુલામ છે. તેની ઉપર મારી સતા ચાલે છે અને તેથી પાળણાવાળા ઓરડામાં મેં બાળકોની અદલા બદલી કીધી!"

ઓટો બોલ્યો, "પાળણાવાળા ઓરડાનો ભેદ પણ ખુલ્લો થઇ શકે તેમ નથી! જો તેમની માતાઓને તેમના ખરેખરા બાળક સ્વાધીન કરવામાં આવે તો મેક્ષીમીલીઅન ઉપર સેતાન પોતાની સતા ચલાવ્યા વિના રહે નહિ!"

ફ્રોસ્ટે કહ્યું, "એમજ છે. અને એટલા માટેજ હું તેમના લગ્ન વિષે રજા આપી શકતો નથી. પણ હાલ વીએનામાં મર્કી ચાલે છે અને થોડો વખત સૂધી તો લોકોએ સંસારી અને રાજદ્વારી બાબતો ઉપરથી પોતાનું ધ્યાન ખસાડી નાખ્યું છે. પણ મેક્ષીમીલીઅનને સેતાનના હાથમાં જતો બચાવવાનો હજી એક ઉપાય છે."

ઓટોએ પૂછ્યું, "તે શો ઉપાવ છે?"

ફ્રોસ્ટ બોલ્યો, "એરેરેટ પર્વતના એક ઉંચા શિખર ઉપર નોહાનું વહાણ પડયું છે. મોટા જળ પ્રલય પછી તે હજારો વરસ થયાં હજી ત્યાંજ છે. તેની આસપાસ બરફ બાઝી ગયું છે. આજ સૂધી કોઇ પણ મનુષ્ય પ્રાણીએ ત્યાં પગ દીધો નથી. તેની પાસે જવાનો રસ્તો મુદલ નથી. ટેકરીઓની આસપાસ ઉંડી ખીણો આવી છે. પણ જે કોઇ પરોપકારી અને હીમતવાન નર ત્યાં જઇ પહોંચે અને તે પવિત્ર વહાણના લાકડાનો કટકો ભાંગીને લઇ આવે તે પહેરનાર માણસ પોતાના માબાપની ભૂલથી સેતાનને તાબે થનાર હોય તો તેમ થતાં તે બચી જાય."

ઓટોએ આતુરતાથી પૂછ્યું, "પણ તમારો પોતાનો તેથી બચાવ ન થઇ શકે?"

નાઉમેદ સ્વરે ઓટોએ ઉત્તર આપ્યો, "નહિ. સેતાન સાથે મારૂં કરેલું લખત મેં મારી રાજીખુશીથી કર્યું છે તેથી મારો બચાવ થવો મુશ્કેલ છે. પણ મારો પુત્ર તો નિશ્ચય તેથી તેના હાથમાં જતો બચી શકે. અરે ઓટો, તારામાં એ કામ માથે લેવાની હીમત છે?"

તે ઉદાર પુરુષે જવાબ દીધો, "હા, હું તે કામ કરીશ. હું બચરવાળ છું છતાં એકને બચાવવાને ખાતર એ કામ કરવા હીમત ભીડીશ. ફ્રોસ્ટ, આજને આજજ હું મારા કુટુંબ સાથે તે તરફ જવા નીકળીશ. આ મર્કીથી બચવા માટે તેમને એક સલામત જગાએ મૂકી હું તે પર્વત ઉપર ચઢીશ."

આંસુવાળી આંખે ફ્રોસ્ટ બોલ્યો, "અને જો તું તેમાં ફાવીશ તો એક અમર આત્મા તું બચાવીશ!"

ઓટોએ કહ્યું, "એજ વિચાર મને હીમતવાન કરશે. મારૂં અંતઃકરણ પાપ રહિત છે તેથી હું ઈશ્વરનો આભાર માનું છું."

"હું પણ તેમજ ચાહું છું!" આમ કહી ફ્રોસ્ટ ત્યાંથી જતો રહ્યો.

•
•
•

# પ્રકરણ ૮૫ મું.

## વીએનાના દુઃખી લોકો.

છ મહિના થયા આખા યુરોપમાં મર્કીથી ત્રાસ વર્તાઇ રહ્યો હતો. તે સાથે દુકાળ, ભૂખમરો, રેલ, ધર્તીકંપ તોફાન વગેરેથી ખરાબી થઇ તે જુદી. કોન્સ્ટન્ટીનોપલમાં પણ ભયંકર ત્રાસ વર્તાતો હતો. સુંદર માલટાના ટાપુઓ પણ દુઃખ દરદથી વેગળા ન હતા. ગ્રીસ અને ઇટાલીના લોકો તો કયાં જવું તેના વિચારમાં હતા. કેટલાક ગામો અને શહેરો તદન ઉજડ થઇ ગયા હતા. આલ્પ્સ પર્વતની આસપાસના કેટલાક ગામો ધર્તીકંપથી તદન પૃથ્વીમાં દટાઇ ગયા હતા. જમીનમાં મોટી મોટી ફાટો પડી હતી.

વીએના અને બીજે કેટલેક ઠેકાણે સાધુઓ, જોગણો અને બીજા કેટલાક ધર્મી સ્ત્રી પુરુષો એકઠા થઇને ફરવા નીકળ્યા. તેઓ આખા શહેરમાં ફર્યા „પછી એક ખુલ્લી જગાએ જઈ બધા ધુટણીએ પડી ઈશ્વરની પ્રાર્થના કરવા લાગ્યા. પછી પોતાની પાસેના ચાબુકો કાઢી તેનાથી પોતાના શરીર ઉપર જોરથી સપાટા લેવા માંડયા. તેમના શરીરમાંથી લોહીની ધારાઓ છૂટી છતાં તેઓ અટકતા નથી. રાતની વખતે બળતી મસાલો સાથે ઈશ્વર ભક્તિના ગીતો ગાતા ફરવા નીકળતા. પણ કાંઈ કરતાં મર્કી શાંત ન પડી. આખરે તેમને બીજો શક પડયો. ગરીબ બીચારા નિર્દોષ યાહુદીઓ!

એક સાધુબાવાએ સૂચવ્યું કે, "તમે મૂર્ખ છો! આપણે આટલો બધો વખત ફોકટમાં ગુમાવ્યો! શું તમે જાણતા નથી કે, આપણા પીવાના પાણીમાં ઝેર ભેળવામાં આવ્યું છે! દરેક નદી, નાળા, કુવા, તળાવો વગેરે સ્થલોમાં ઝેર નાખ્યું છે! એ કામના કરનાર કોણ છે તે તમે જાણોછો? યાહુદીઓ સિવાય બીજું તે એવું કાળું કર્મ કોણ કરે?"*

---

* આપણા આ દેશમાં જ્યારે કાંઈ કોલેરા ક એવી પ્રકારનો રોગ ચાલે છે ત્યારે અણસમજુ લોકો તે ઢેડ અને બીજી હલકી વર્ણના લોકોનું આ કર્તવ્ય છે એમ માની તે બીચારાઓનું નસંતાન વાળવા તૈયાર થાય છે.

તે સાધુબાવાના આવા શબ્દોથી લોકો ઉશ્કેરાઇ ગયા. તેઓ બૂમેબૂમ પાડવા લાગ્યા. ઘેરેઘર અને રસ્તે રસ્તે બૂમો પડવા લાગી, "યાહુદીઓએ પીવાના પાણીમાં ઝેર ભેળ્યું છે! તેમને મારી નાખો! તેમના કટકા કરો!"

તેજ વખતથી આ બીચારા નિર્દોષ યાહુદીઓની કતલ શરૂ થઇ. યાહુદીઓ અને ખ્રીસ્તીઓને ધર્મનું હમેશનું વેર ચાલ્યું આવતું હતું તેનો આ વખતે તેઓએ બદલો લેવા માંડયો. વીએનાના લોકો ઉશ્કેરાઇ જઇ યાહુદીઓને તરવારથી કાપી નાખવા લાગ્યા. તેમના ઘરબારને આગ લગાડવા લાગ્યા.

યાહુદીઓએ પાણીમાં ઝેર ભેળ્યું છે એવી વાત આખા જર્મનીમાં ફેલાઇ ગઇ. બધા શહેરમાં યાહુદીઓની કતલ થવા માંડી. તેઓ બીચારા ગમે તેમ કરી સંતાઇ જઇને અથવા તો ગુપચૂપ છૂપે વેશે નાશી જઇને પોતાનો જીવ બચાવવા લાગ્યા. જર્મનીમાંથી બીજા દેશોમાં આ વાત ફેલાઇ અને જ્યાં પણ આ વાત ફેલાઇ ત્યાં પણ યાહુદીઓના એવાજ હાલ થવા લાગ્યા. "આજ તો ખાઇ પી લ્યો. કોણે દીઠી છે કાલ!" આવા વચનો તે બીચારી ગરીબ જાતના મોઢામાંથી નીકળતા હતા. જ્યાં જુઓ ત્યાં તેમના ખુન થયલાં મુરદાઓ દેખાતા હતા.*

# પ્રકરણ ૮૬ મું.

## એરેરેઠ પર્વત.

વીએનામાં મર્કી ફાટી નીકળ્યા પછી ત્રણ મહિને એટલે સન ૧૫૧૩ ના ફેબરવારી મહિનામાં એરેરેઠ પર્વત આગળ બે ઘોડેસ્વાર મુસાફરો આવી પહોંચ્યા. આ બે મુસાફ-

* વાંચનાર, આ બધા બનાવો યુરોપમાં ખરા બનેલા છે. ગરીબ બીચારા યાહુદીઓએ ખ્રીસ્તીઓને હાથે ધર્મને નામે અતિ દુઃખ ખમ્યું છે. કેટલાક બીચારાના સ્ત્રી બાળકો સુદ્ધાંનો નાશ થઇ ગયો છે.

માંનો એક તો ઓટો પ્યાનાલ્લ અને બીજો તેનો ભોમીઓ તુર્કી હતો. તેજ દિને સવારના તેમનાં જોવામાં તે પર્વત આવ્યો હતો. પણ બપોર પડતાં તેઓને તેનો દેખાવ વધારે સારી રીતે જણાયો હતો. સાંજ પડતાં તેઓ તેની તલેટી આગળ આવી પહોંચ્યા. તે ભોમીઆનું નામ મુરાદ હતું તેની તરફ જોઇને ઓટો બોલ્યો, "શું પર્વત ઉપર ચઢવું ઘણું મુસ્કેલ છે ?"

તે તુર્કીઓ જવાબ આપ્યો, "હા, અતિશય મુસ્કેલ ! આ સામેની ટોચો જોઇ ? એ કેટલી ઉભી છે ! એની આસપાસ ઉંડી ખાઇઓ છે. ચઢનારે જરા પણ પાછું ફરીને જોયું કે, તરત નીચે પડયો સમજ. ખ્રીસ્તી, જરા પણ આડોઅવળો થયો તો ચઢનારના આવરદા ટુંકા !"

ઓટોએ પૂછયું, "ઉપર ચઢવું અતિ મુસ્કેલ છે અને તું પોતે કદી ચઢયો નથી છતાં તેં કેમ જાણ્યું કે ત્યાંનો રસ્તો ખરાબ અને નીચે ઉંડી ખાઇઓ છે?"

મુરાદે જવાબ આપ્યો, "કેટલાક માણસો થોડે સૂધી અતિ મહેનતે-જીવને જોખમે ચઢી શકયા હતા. તેમની વાત સાંભળીને મેં જે કાંઈ જાણ્યું હતું તે તમને કહ્યું છે. વળી એવું કહેવાય છે કે, પવિત્ર નોહાનું વહાણ એની સૌથી ઊંચી ટોંચ ઉપર છે. ગ્રીક ધર્મગુરૂએ તે પવિત્ર વહાણના લાકડાનો એક કટકો ભાંગી લાવનારને મોટું ઇનામ આપવા જાહેર કર્યું હતું. તે સહાસ કામ માથે ઉઠાવી લેવાને ઘણા માણસો તૈયાર થયા હતા. કેટલાક થોડે સૂધી ઉપર ચઢીને પાછા ઉતર્યા હતા .અને કેટલાક તો પાછા જણાયાજ ન હતા. એવું કહેવાય છે કે, કેટલાક કારણસર સેતાન પોતે પણ ઉપર ચઢનાર માણસોને રોકવાની તજવીજ કરે છે."

ઓટોએ કહ્યું, "ત્યાં જઇ આવેલાને મોઢેથી તેં જે કાંઈ વર્ણન સાંભળ્યું હોય તે મને કહી સંભળાવ.

તુર્કી મુરાદ બોલ્યો, "એરેરેટ પર્વતની ઉંડી ખાઈઓમાં કેટલાક ભયંકર પશુ પક્ષીઓ જણાય છે. કેટલાક વિચિત્ર અને ભયંકર મોટા કદના ગીધો જેઓ મુરદાઓને ફાડી ખાય છે

છે તેઓ પણ એ ખીણોમાં જથાબંધ રહે છે. ખીણમાં પડી જનાર માણસનું તેના સોબતીઓ જે વર્ણન કરે છે તે અતિ ભયંકર છે."

ઓટાએ કહ્યું, "તારૂં કરેલું વર્ણન ખરેખર ભયંકર છે! પણ મને જણાય છે કે, જે લોકો જઇને પાછા ફર્યા છે તેઓએ પોતે જોયલા દેખાવોમાં પોતાની ગાંઠનું કેટલુંક ઉમેરીને તેને વધારે ભયંકર રૂપ આપ્યું છે.

મુરાદે કહ્યું, "નહિ ખીસ્તી, એમ નથી! તેમનું વર્ણન ખરૂં છે. કારણ કે ગ્રીક ધર્મગુરૂએ આપવા જાહેર કરેલું ઈનામ એટલું મોટું છે કે, માણસને લાલચ થયા વગર રહેજ નહિ. ઘણા લોકોએ ઉપર જવા યત્ન કર્યો પણ તેઓમાંથી કોઇ પણ ફાવ્યો નહિ."

ઓટો બોલ્યો, "પુણ એટલું તો ખરૂં છે કે, નોહા પોતાના કુટુંબ સાથે એ પર્વત ઉપરથી સહીસલામત ઉતરી આવ્યો. માટે ઉતરચઢ કરવાનો કોઇ રસ્તો હશે ખરો."

મુરાદે જવાબ આપ્યો, "પણ તે વખત પછી કેટલો ફેરફાર થઇ ગયો હશે તેનો વિચાર કર્યો? ધર્તીકંપથી ઘણી ખીણો પુરાઇ ગઇ હશે. બીજી નવી પેદા થઇ હશે. પર્વત ઉપરથી કેટલોક ભાગ પડી ગયો હશે. બરફ બંધાઇ ગયું હશે."

ઓટોએ કહ્યું, "હા, એમ પણ હોય ખરૂં." ઓટાએ પોતાનો વિચાર તે ભોમીઆને જણાવ્યો ન હતો. પ્રથમ તો ઉપર ચઢવુંજ અઘરૂં હતું અને કદાચ તે ચઢી શકે તો અને તે પવિત્ર વહાણના લાકડાનો કટકો ભાંગી લાવે તો પણ નીચે રહેતા જંગલી લોકો તે મેળવવા માટે તેનો જીવ લે. તેટલા માટે તેણે પોતાના મનનો વિચાર ગુપ્ત રાખ્યો હતો.

શું તે પાછો ફરશે? પોતાની વહાલી પત્ની અને પુત્રોને પાછો મળશે? આવા વિચારો તેને થવા લાગ્યા. પણ તેને સર્વ શકિતમાન ઈશ્વર ઉપર ભરોસો હતો.

પર્વતની તળેટી આગળ એક આર્મીઅનનું ઝુપડું હતું. શાતની રાત ઓટો ત્યાં સૂતો. સ્વપ્નમાં તેણે પોતાની સ્ત્રી અને

પુત્રોને સુખમાં દીઠા. તે પછી એડેલા અને મેક્ષીમીલીઅન તેનો આભાર માનતા જણાયા.

સૂર્યોદય થતાં ઉઠયો. તેને રાતના આવેલા સ્વપ્નથી વધારે ઉત્સાહ ઉપજ્યો. ઈશ્વર સ્તુતિ કર્યા પછી તે ભલા આર્મીનીઅન ખેડુતે સાદો પણ સારો ખોરાક તેની આગળ મૂકયો હતો તે ખાધો. પછી તે પર્વત ઉપરનો દેખાવ જોવાનું બહાનુ કાઢીને પોતાની જીવ જોખમની મુસાફરીએ નીકળવા તૈયાર થયો. આર્મીનીઅન ખેડુતે જોયું કે તે સાંજ સૂધી પાછો ફરનાર નથી તેથી તેને ખાવાનું પોટલું બાંધી આપ્યું. તે પર્વત તરફ ચાલ્યો પ્રભાતમાં પર્વતનો દેખાવ અતિ સુંદર દેખાતો હતો. ઓટો ઉપર ચઢવા લાગ્યો. જેમ જેમ તે ઉપર ચઢયો તેમ તેમ ત્યાંનો દેખાવ વધારે સુંદર દેખાતો. આખરે તે એક નાના શિખર ઉપર ચઢી ઉભો. પણ ત્યાં તે અટકી ઉભો. જો એક પગલું આગળ વધ્યો હોત તો નીચે ખીણમાં પડત. એ ખીણ એટલી તો ઉંડી હતી કે જોનારની નજર ઠરતી ન હતી. પોતે નીચે પડતો બચી ગયો તેથી તેણે ત્યાંજ ઈશ્વરની પ્રાર્થના કીધી.

તેજ વખતે એક બીજા શિખર ઉપર સેતાન ઉભો હતો. તેણે તોફાની પવન, વરસાદ વગેરે લાવવા મંત્ર ભણ્યો. પણ તેનું વળ્યું નહિ. તોફાને તેની આજ્ઞા આ વખત ન માની, તે સર્વ શક્તિમાન ઇશ્વર ઓટો પ્યાનાલાનું રક્ષણ કરે છે જાણીને સેતાન ચીશ પાડતો ત્યાંથી નાશી ગયો,

## પ્રકરણ ૮૭ મું.

### ઓટોના સહાસનું પરિણામ.

ઈશ્વર સ્તુતિ કર્યાથી ઓટોને બમણી હીમત આવી. પણ આગળ કેવી રીતે વધવું તેના વિચારમાં પડયો. નીચે પાણીનો ઝરો વહેતો હતો તેનો ખળખળ કરતો અવાજ તેને કાને પડતો હતો. આ ઝરો કેવી રીતે પસાર કરવો તે વિષે વિચાર કરતો તે ઉભો. આ તો અતિ મુશ્કેલ કામ હતું. તે

ધીમે ધીમે નીચે ઉતર્યો. ઝરાને કાંઠે આવી ઉભો. ઝરો અતિ જોરમાં વહેતો હતો. તે ઉંડો પણ જણાતો હતો. કુદીને સામે પાર જવું એ પણ ન બને એવું હતું. હવે કરવું કેમ? ઓટો આસપાસ જોવા લાગ્યો. તેની નજર એક ઝાડ ઉપર પડી. તે ઝાડની ઉપર ચઢી ડાંખળીએ લટકીને તેણે કુદકો માર્યો. કામ તો જીવ સટોસટનું હતું છતાં ઓટો પાર પડયો. પણ પાછું ફરતાં કેવી રીતે જવાશે તેનો હવે વિચાર થયો. આ વખત તો કુદકો મારવો એ સહેલ કામ હતું પણ પાછું ફરવું અઘરૂં હતું. હશે. પણ ઈશ્વર કરશે તે ખરૂં. તે ફરીથી ઉપર ચઢવા લાગ્યો. હવે તો ઉપરની ચઢાણ પણ અઘરી હતી. જેમ તેમ કરતો, ખડકોને વળગતો તે ઉપર ચઢવા લાગ્યો. બરાબર મધ્ય બપોરે તે એક શિખર ઉપર ચઢી શકયો. પણ ત્યાં વળી બીજી ખીણ દેખાઇ. તે પહેલી ખીણ કરતાં લગભગ બેવડી મોટી હતી.

ઓટો ત્યાં થોડીવાર થાક લેવા બેઠો. તેને ભૂખ પણ લાગી હતી. પોતાની પાસેનું ખાવાનું છોડીને તે ખાવા લાગ્યો. ખાઇ રહ્યા પછી ફરીથી ઈશ્વરની સ્તુતિ તેણે કીધી. તેને હીમત આવી. તે થોડો આગળ ચાલ્યો તો એક સુકા ઝાડ ઉપર કાંઇ લેખ કોતરેલો તેની નજરે પડયો. તે લેખ ઇટાલીઅન ભાષામાં આ પ્રમાણે હતો:—

"૧૪૬૩ ની ૧૭ મી જુલાઇએ લોરેન્ઝો ફ્લોડોર્ડી અહીં સૂધી આવવા શકિતવાન થયો. અહીંથી આગળ વધવાનો રસ્તો ઉતરાણમાં છે. મારી પછી જે સાહાસીક મુસાફર આ રસ્તે આવે તેણે આ વાંચીને ચેતવું જોઇએ કે, અહીંથી વધારે આગળ જવું એ જીવ જોખમમાં નાખવા બરાબર છે. આ સૂચના લેખ ઉપરથી તેણે જાણવું જોઇએ કે લોરેન્ઝો ફ્લોડોર્ડી કદી પણ પાછો ફર્યો નથી."

લેખ વાંચી નિઃશ્વાસ નાખી ઓટો બોલ્યો, "અફસોસ! મારી મહેનત વ્યર્થ જશે! તે બહાદૂર ઇટાલીઅન આ પર્વત ઉપરથી પાછો ફર્યોજ નથી. જો તે પાછો ફર્યો હોત તો આ લેખ તેણે કાઢી નાખ્યો હોત!"

તેણે નીચે ઉતરવા માટે રસ્તો શોધવા માંડયો. તેને રસ્તો મળ્યો પણ ત્યાંથી ઉતરવું જોખમકારક હતું. તોપણ તેનું મન તેને તે રસ્તે ઉતરવા કહેતું. તે બેસી જઇને ઉતરવા લાગ્યો. પણ એટલામાં તેને કાંઇ અવાજ સંભળાયો. જો તે ખડકની કોરને વળગી રહ્યો ન હતે તો તુરત નીચે ગબડી પડત. તે અવાજ એક મોટા અજગરનો હતો. તે એક ઝાડની ડાળીએ વીટળાઇને ફુંફાડા મારતો હતો. ઓટોએ તેની તરફથી પોતાની નજર ફેરવી નાખી. તેની પાસેથી જવાનો રસ્તો છોડીને બાજે થોડે દૂરથી તે ઉતરવા લાગ્યો. નીચે આવી પહોંચતાં તેને અડધો કલાક થયો. પણ તે પાછો ઉપર કેમ ચઢશે તે વિચાર તેને ઉપજ્યો. નીચે ઉતરવું જ્યારે આટલું અઘરૂં હતું ત્યારે ઉપર ચઢતાં કેટલી મહેનત પડશે તેનો તેને વિચાર આવ્યો. પણ તેને ઇશ્વર ઉપર પૂર્ણ શ્રદ્ધા હતી. તે નીચે ઉતરીને ઝરાને કિનારે ઉભો. તે કેવી રીતે ઓલંઘી જવો' તેનો તેને વિચાર થયો. પણ એટલામાં તેની નજર એક તરફ ગઇ. ખડકના બે કટકા એક બીજાની પાસે આવેલા હતા. પાણી જવા માટે તેમની વચ્ચે થોડીક જગા હતી. પણ તે રસ્તો એટલો તો સાંકડો અને અડચણવાળો હતો કે, એક કુતરો પણ તેની ઉપરથી સહેલાઇથી ચાલી ન શકે. ઓટો તે તરફ હીમતથી ચાલ્યો. પણ ઉપરથી પસાર થવું મુશ્કેલ કામ હતું. થોડે સૂધી તો તે સંભાળ રાખીને ચાલ્યો પણ જ્યારે નજ ચલાયું ત્યારે હાથે અને પગે જનાવરની પેઠે ચાલીને તે પેલી પાર પહોંચ્યો. જો જરા પણ પોતાનું સમતોલપણું ખોઇ દે તો વહેતા ઉંડા પાણીમાં પડીને ખેંચાઇ જાય. પણ ઇશ્વર કૃપાએ તે પાર પડ્યો. આ વખત ઉપર વાદળા એકઠા થયલા તેને જણાયા. હવેની ચઢાણ પણ મુશ્કેલ હતી. તે ધીમે ધીમે પડતો ખડતો ઉપર ચઢવા લાગ્યો. તેના કપડા ફાટી ગયા હતા. કેટલેક ઠેકાણેથી તેનું શરીર છોલાઇ ગયું હતું. બે કલાક સૂધી ઉપર ચઢવા તેણે કોશેશ કીધી. બપોરના ત્રણ કલાકનો વખત થયો હતો. આ વખત તેના પગ નીચે બરફ આવતો હતો, હવા ગરમને બદલે થંડી હતી. તેના આખા શરીરમાંથી શરદ પવન પસાર

થઇ જતો હતો, છતાં તે બમણી હીમતથી બરફના ખડકોને વળગતો ઉપર ચઢતો હતો. તે પાછળ ફરીને તો જોતોજ ન હતો. તેનું મન તો છેક તેના મોટા શિખર ઉપર ચઢી ત્યાંનો ભેદ જાણવા સારૂં તલપતું હતું. આટલી બધી મુશ્કેલી છતાં તે હીમત અને વધારે ઝડપથી ઉપર ચઢતો ગયો. તે એક કુદરતી રીતે કોતરાઈ ગયલી ગુફા આગળ આવી પહોંચ્યો. આ ગુફા ઘણી ઉંડી હોય એવી જણાતી હતી. ઓટોએ ઉપરની બાજુએ જોયું તો ચઢણ વધારે મુશ્કેલ હતી. તેણે થોડી વાર વીસામો ખાવા વિચાર કર્યો. તે ગુફામાં દાખલ થયો. દરવાજા આગળ તો બરફનો જમાવ થયો હતો તેથી તે વધારે અંદરના ભાગમાં ગયો. ત્યાં પણ ઉપરની ફાટોમાંથી અજવાળું આવતું હતું. તે થોડોક અંદર ગયો એટલામાં તેની નજર એક મુડદા ઉપર પડી. હા! તે એક માણસનું મુરદું હતું. આ પર્વતના એકાંતવાસમાં તે પડયું હતું. તેનું માંસ શરીરથી છુટું પડી ગયું હતું છતાં બરફ અને થંડીના જોરે હજી સુધી બગડયું ન હતું. ઓટોએ તેની પાસે જઇ તેને તપાસવા માંડયો. તે કોઇ જુવાન મુસાફર હતો. તેના કપડા તપાસ્યા પણ કાંઈ પત્ર કે દસ્તાવેજ ન મળ્યો. પણ તેની આંગળી ઉપર એક વીટી દેખાઇ. ઓટોએ તે ઉતારવા માટે ખેંચી. તેની આંગળી ભાંગી પડી અને વીટી જમીન ઉપર પડી. ઓટો તે લઇને દરવાજા આગળ આવ્યો. વીટી ઉપર નામ કોતરેલું હતું.

તે નામ લોરેન્ઝો ફ્લોડોર્ડી હતું!"

નજદીક પચાશ વરસ પહેલાં આ તરફ શોધ કરવા નીકળેલા હીમતવાન મુસાફરના ભવિષ્યનો ઓટોને આ પ્રમાણે શોધ મળ્યો. થોડીવારમાંજ તે પાછો ઉપર ચઢવા લાગ્યો. પાંચ કલાક થવા આવ્યા. બાકી સૂર્યાસ્તને થોડો વખત રહ્યો હતો. પણ તે વખતમાં જેમ બને તેમ વધારે ઉંચે જવા તેણે ઠરાવ કર્યો હતો. ખડકોને વળગતો તે વાંદરાની પેઠે ઉપર ચઢતો હતો. આ વખત થંડી વધતી જતી હતી. તેના હાડે હાડ ધ્રુજતાં હતા. બીજો એક કલાક વહી ગયો. હા! હવે તેની

ઈચ્છા પરીપૂર્ણ થઇ ખરી! જુઓ જુઓ! સે બહાદૂર-વીર-હીમતવાન મુસાફર એવરેસ્ટ પર્વતના સૌથી ઉંચા શિખર ઉપર ચઢીને ઉભો હતો!

આ શિખર નીચેથી તો સોયની અણી જેવો દેખાતો હતો પણ ઉપરથી તો ઘણા ઝુપડાઓ બંધાય એવો પહોળો હતો.

ત્યાં વચ્ચોવચ કાંઈ મોટી ચીજ પડી હતી. તે દૂરથી તો બરફના ઢગલા જેવી જણાતી હતી પણ પાસે જતાં ઓટોને તે ચીજ શી હતી તે જણાઈ.

નોહાનું પવિત્ર વહાણ ત્યાંજ હતું. તેની આસપાસ બરફ જમાવ થઈ તેનું રક્ષણ થતું હતું. પહેલું કામ તો ઓટોએ ઘુંટણીએ પડી ઈશ્વર ભક્તિ કરવાનું કર્યું. પવિત્ર નોહા અને તેનું કુટુંબ જ્યારથી આ પર્વત ઉપરથી ઉતરી ગયા હતા ત્યારથી ત્યાં કોઇ પણ મનુષ્ય પ્રાણીએ પાછો પગ દીધો ન હતો ત્યાં ઓટો આવી પહોંચ્યો. માટે તેણે ઈશ્વરનો આભાર માન્યો!

તે પવિત્ર વહાણ વિષે વધારે તપાસ કરવાને બદલે ઓટોએ પોતાની પાસેની છરીથી તેનો એક કટકો કાપી લીધો. તે પોતાના કંમરબંધ સાથે તેણે મજબૂત બાંધી લીધો. પછી તે પાછો ઉતરવા લાગ્યો. જે રસ્તે તે ઉપર ચઢયો હતો તેજ રસ્તે તે ઉતરતો હતો. તેને ઈશ્વર ઉપર ભરોસો હતો તેથી તે કાંઇ પણ ઈજા પામ્યા વગર નીચે ઉતર્યો. કોઈ કુદરતી તલેસમાતથી તેને નીચે ઉતરતી વખતે રસ્તો સારો જણાયો. રસ્તામાં ભયંકર સર્પો કે અજગરો ન દેખાયા. ગમે તેમ પણ ઉપર ચઢતાં તેને વખત લાગ્યો તેના કરતાં આઠ ગણા ઓછા વખતમાં તે નીચે ઉતરી ગયો. રાત પડયા પછી બે કલાકમાં તો પેલા આર્મીઅન ખેડુતના ઝુપડામાં આવી પહોંચ્યો!

# પ્રકરણ ૯૮ મું.

## લીસ્સાનો બેટ.

વેનીસના અખાતમાં લીસ્સા નામનો એક નાનો બેટ છે. તે તે વખતે ફેરેરાના ડયુકના હાથમાં હતો. તેના પશ્ચિમ કિનારા આગળ ત્યાંનો નાનો પણ સુંદર રાજ મહેલ બાંધેલો હતો. ઇટાલીમાં મરકી ચાલતી હતી તેથી ફેરેરાનો ડયુક પોતાની પત્ની અને દરબારીઓ સાથે આ બેટ ઉપર આવીને રહ્યો હતો.

મહેલથી થોડે દૂર એક મજબૂત કિલ્લો હતો. તેને એકાંતવાસનો કિલ્લો કહેતા હતા. આ કિલ્લામાં ફેરેરા રાજ્યના રાજદ્વારી કેદીઓ અને દેશનીકાલ કાઢેલા કેદીઓને કેદ રાખતા હતા. ત્યાં કેદીઓને ભેદ ભરેલી રીતે લઇ જતા હતા. પણ ત્યાં ગયેલો કેદી અઠ્ઠ દિવસ ભાગ્યેજ જીવી શકતો હતો. તેનો ગુપચૂપ કેવી રીતે નાશ કરવામાં આવતો તે કોઇ જાણતું ન હતું. લોકો રાતની વખતે તે તરફ જવાને ડરતા હતા.

સન ૧૫૧૩ નો માર્ચ મહિનો પુરો થવા આવ્યો હતો તે વખતે એક રળીઆમણી સાંજના ફેરેરાની ડચેસ લુક્રેઝા બોરજીઆ પોતાની સખીઓ સાથે રાજમહેલના એક સુંદર ઓરડામાં બેઠી હતી. આપણે તેને છેલ્લી વખતે રોકેન્બેલના કિલ્લામાં જોઇ તે વાતને આજ પંદર વરસ થઇ ગયા હતા. તેની સુંદરતા થોડી ફીકી પડી હતી. તે છતાં પણ તેનું મન તો વિષય વાંચ્છના અને અપરાધો તરફથી વળ્યું ન હતું.

લુક્રેઝા અને તેની સખીઓ તે દિવસે બનેલા એક બનાવ ઉપર વાત ચલાવતી હતી. તેજ દિવસે રેમીનોથી વેનીસ જવા નીકળેલું એક વહાણ લીસ્સાના બેટ આગળ ભાગ્યું હતું. તેની અંદરના માણસો મછવામાં બેસીને બચી આવ્યા હતા. તે વિષે તેઓ વાત કરતી હતી એટલામાં એક નોકર મુખવાસની ચીજો લઇ આવ્યો. તેને ડચેસે પૂછ્યું, "જીરોનીમો, ભાંગેલા વહાણના લોકોની કેવી ખબર છે? નામદાર ડયુકનો હુકમ તમે જાણ્યો?"

નોકરે નમીને જવાબ આપ્યો, "હા, નામદાર બાઇ સાહેબ, તેમની સારી રીતે પરોણા ચાકરી બજાવી છે."

લુક્રેઝીઆએ પૂછયું, "તેમના વહાણને બચાવવાની કાંઈ આશા છે?"

જીરોનીમો બોલ્યો, "નામદાર બાઇસાહેબ, કાંઈ આશા નથી. ખલાસીઓ તેમાંથી માલ ઉતારવાને હાલ મંડયા છે."

લુક્રેઝીઆએ પૂછયું, "ઉતારૂઓ બધા વેનીસીઅનો છે? એની અંદર કોઈ પદવીવાળો કે ખાનદાની હશે તો તેને આપણી દરબાર તરફથી માન મળવું જોઇએ."

નોકરે જવાબ દીધો, "બાઇ સાહેબ, ત્યાં વધારે ઉતારૂઓ નથી. એક જર્મન કુટુંબ છે. ખલાસીઓ તે ઉતારૂને ઘણું માન આપે છે પણ તે ઉચી પદવીનો છે કે કેમ તે હું જાણતો નથી. મેં તેના વિષે સાંભળ્યું છે તે એટલુંજ કે તે વીએનાનો રહીશ છે અને તેનું નામ પ્યાનાલા છે."

લુક્રેઝીઆ પોકારી ઉઠી, "પ્યાનાલા! ભલા તેનું ખ્રીસ્તી નામ તું જાણે છે?"

નોકરે જવાબ આપ્યો, "હું તેમને જોઇતી ચીજો આપવા માટે પુછપરછ કરતો હતો એટલામાં તેની સ્ત્રી તેને "ઓટો"ના નામે બોલાવતી હતી તે મેં સાંભળ્યું."

લુક્રેઝીઆએ કાંઈ જવાબ ન વાળ્યો. પછી તેણે થોડું ખાઇ લીધું. પછી તેણે પોતાની એક સખી સિવાય બીજી બધીને ત્યાંથી બહાર જવા હુકમ કર્યો. તે સખીનું નામ સીનોરા જીનાલ્ડો હતું. તે ફેરેરાની ડચેસના દરેક કામમાં મદદ આપતી.

લુક્રેઝીઆ બોલી, "ભલી જીનાલ્ડો, જે માણસને હું સૌથી વધારે ધિક્કારૂં છું તે હાલ મારા હાથમાં છે. ભોગજોગે તે આ બેટ ઉપર આવી પડયો છે. ઘણા વરસ ઉપર તેણે મારૂં અપમાન કર્યું હતું તેનું હું વેર લઈશ! ઓટો પ્યાનાલા મારા હાથમાં છે અને લુક્રેઝીઆ બોરજીઆ કેવી રીતે વેર લે છે તે હું બતાવીશ. લોખંડી કફન તેને નમ્ર બનાવશે. 'લુક્રેઝીઆ, મને ક્ષમા કર, હું તારો ગુલામ છું!' આમ કહી તે મને પગે પડશે."

સખીએ જવાબ આપ્યો, "તે તમારી મરજીને તાબે થશે."

લુક્રેઝીઆએ કહ્યું, "ત્યારે તું સમજી તો હશે! આજ રાતના તે લોખંડી કફનમાં કેદી થવો જોઇએ!"

સખીએ જવાબ દીધો, "હું બરાબર સમજું છું. હું શારૂમનને જોઇતો હુકમ આપી દઉં છું"

આમ કહી તે ત્યાંથી બહાર નીકળી પણ તે સખી સીનોરા જીનાલ્ડો લુક્રેઝીઆનો ભયંકર હુકમ આપવા જાય તે પહેલાં તે ફેરેરાના ડયુકને ખાનગીમા મળવા ગઇ તે રાજકર્તા સાથે શી વાત થઇ તે હવે પછી જણાશે. તે નામદાર ડયુકને મળવા પછી પોતાને મળેલા હુકમનો અમલ કરવા ચાલી.

તેજ રાતના દશ વાગે લુક્રેઝીઆ પોતાના પતિ અને બીજા અમીર ઉમરાવો સાથે જમવા બેઠી હતી તે વખતે લાગ જોઇને સીનોરા જીનાલ્ડોએ તેને કાનમાં કહ્યું, "ઓટો પ્યાનાલા આ પળે લોખંડી કફનમાં કેદ પડયો છે."

લુક્રેઝીઆએ તેની તરફ આભારની નજરે જોયું અને જાણે કાંઈજ બન્યું ન હોય તેમ હસીને વાતો કરવામાં ભેળાઇ.

---

## પ્રકરણ ૮૯ મું.

## લોખંડી કફન.

ડચેસ લુક્રેઝીઆને તેની સખીએ આપેલી ખબર ખરી હતી. જે ઘરમાં તે ભાંગેલા વહાણના ખલાસીઓને ઉતારો આપવામાં આવ્યો હતો ત્યાંથી સાંજ પડતાં ઓટો દરીઆની તાજી હવા લેવા કિનારા તરફ ચાલ્યો તે એક ખડક આગળ વિચારમાં પડીને ઉભો હતો એટલામાં તેણે પાછળથી આવતા માણસોના પગલાં સાંભળ્યાં. તેને કાંઈ પણ દગાનો ભાસ ન હતો તેથી કોણ આવે છે તેની તેણે દરકાર ન કીધી. પણ થોડીવારમાં તેને પાછળથી પકડી લેવામાં આવ્યો. તેણે છુટો થવા યત્ન કર્યો પણ તે ફાવ્યો નહિ. તેના હાથ દોરડાથી બાંધી લેવામાં આવ્યા. તેણે પોતાને કેદ પકડવાનું કારણ પૂછ્યું, પણ કાંઈ જવાબ ન મળ્યો. તેને પકડનાર ત્રણ જણા હતા.

તેઓ ચુપચૂપ તેને લઇ ચાલ્યા." થોડીવારમાં તેઓ એકાંતવાસના કિલ્લા આગળ આવી પહોંચ્યા. તે કિલ્લો જોતાંજ ઓટોએ નિઃશ્વાસ નાખ્યો. ઓટોએ તે કિલ્લા વિષે ઘણું સાંભળ્યું હતું. કિલ્લાના દરવાજા આગળ આવી પહોંચતાં એક માણસે તે ઉઘાડયા. તેના હાથમાં દીવો હતો. પોતાને પકડનારની ઉપર દીવાનું અજવાળું આ વખત પડયું. તેમાંનો એક તેનો ઓળખીતો હતો. આ માણસ શારમન હતો. ક્રનીનના અમીરના કબજાની વખતે તેણે તેને દરબારમાં દીઠો હતો. ઓટોએ ધીમે સાદે તેને પૂછયું, "શારમન, મેં તને કદી ઈજા કીધી છે?"

પણ શારમને જાણે કાંઈ સાંભળયુંજ ન હોય તેમ આંખ આડા કાન કર્યા. પણ તેને કિલ્લામાં દાખલ કર્યો. પોતાનું મોત નિશ્ચય છે એમ તેને લાગ્યું. તેણે મનમાં પ્રાર્થના કીધી. બે ત્રણ ચાલીઓ વટાવ્યા પછી શારમને એક નાનું બારણું ઉઘાડયું. તે બહારથી મજબૂત હતું. ઓટોના હાથ છોડી નાખ્યા, અને તેને ધક્કો મારીને ઓરડીમાં-કેદખાનામાં-નાખ્યો. બહારથી દરવાજો બંધ થવાનો અવાજ આવ્યો, તે ઘાસ ઉપર પડયો. પોતાની દુર્ભાગ્ય હાલત વિષે તે હાય અફશોશ કરવા લાગ્યો. તે ઘર તરફ નહિ જાય તો તેની સ્ત્રી અને પુત્રો શું ધારશે? આ પરદેશમાં તેઓના શા હાલ થશે? તેનું પોતાનું શું થશે? શું તેને તરવારથી મારી નાખશે? શું તેને ફાંસી આપશે? નહિ, નહિ! તેને ઘણું કરીને ભૂખમરાથી મારી નાખશે! તેને આવી બીક લાગી.

પણ તેના શત્રુઓ કોણ હતા? એક હતો કે વધારે હતા? લુક્રેઝા બોરજીઆ ફેરેરાની ડચેસ હતી. તે તે વખતે તે બેટ ઉપર હતી, એમ તે જાણતો હતો. પણ તે તેને શા માટે કેદ પકડાવે? શું તેણે તેના ભાઇને કેદખાનામાંથી નહોતો છોડવ્યો? તે તો કદી તેની શત્રુ થાયજ નહિ એમ તે ધારતો હતો. પણ ત્યારે તેને કેદ કરાવનાર કોણ? આ એકાંતવાસના કિલ્લામાં ફેરેરાના ડયુક અને ડચેસનો હુકમ ચાલતો હતો.

આવા વિચારોમાં તે હતો એટલામાં તેની નજર બહારથી આવતા અજવાળા ઉપર પડી. અજવાળું બારીઓમાંથી આવતું હતું. તે બારીઓને લોખંડના સળીઆ જડેલા હતા. બારીઓ તેણે ગણી જોઇ તો પાંચ હતી. તે બારીઓ આગળ ગયો પણ તે ઘણી ઉંચી હતી. તેણે ભીંતને હાથ લગાડયો તો તે થંડી જણાઈ. તેને લાગ્યું કે ભીંતો પણ લોઢાની છે. તેણે પોતાના ઓરડાનો આકાર તપાસવા માંડયો તો તે પણ નવાઈ જેવો જણાયો. વચ્ચેથી ઓરડો પહોલો અને આજુબાજુથી સાંકડો હતો. તેણે બરાબર તપાસથી જોયું તો તે ઓરડો કફનના આકારનો હતો! હા, તેને લોખંડી કફનમાં કેદ કર્યો હતો. તેની એક બાજુએ પાંચ બારીઓ હતી અને બીજી બાજુએ મજબૂત દરવાજો હતો.

તે ઘુંટણીએ પડીને બોલ્યો, "અરે મારી વહાલી પત્ની અને પ્યારા પુત્રો, તમે મારાથી હમેશને માટે છૂટા પડશો? અરે દયાળુ પિતા, શું તમે તેને આટલીવારમાંજ વિધવા અને મારા પુત્રોને નિરાધાર કરશો? પણ મને તમારી ઉપર વિશ્વાસ છે."

આમ કહી તેણે એક નાની સુખડની પેટી કાઢી. તે ઉઘાડીને તેમાંની ચીજને ચુંબન કર્યું. આ ચીજ તે પવિત્ર નોહાના વહાણનો કટકો હતો.

પછી તે સૂઈ જવા માટે ઘાસ ઉપર પડયો. તેને થોડીવારમાં ઉંઘ આવી ગઈ. ઉંઘમાં તેને સ્વપ્ન પણ તેજ બનાવના આવવા લાગ્યા. તે સ્વપ્નમાંથી એક ઘંટનો ભયંકર અવાજ સાંભળીને ચોંકી ઉઠયો. ઘંટનો એકજ અવાજ થયો હતો છતાં તેનો પડઘા હજી સૂધી બંધ થયો ન હતો.

આ વખતે સવાર થવા આવી હતી. બારીઓમાંથી સૂર્યનો પ્રકાશ તે કેદખાનામાં પડતો હતો. બારીઓના સળીઆ એટલા તો પાસે પાસે હતા કે, બપોરના પણ ઘણો પ્રકાશ આવી ન શકે તો પ્રભાતમાં તે કેટલો આવે? તોપણ આ જીવતી ઘોરમાંનો બધો દેખાવ ખુલ્લી રીતે જણાતો હતો.

ઓટોએ પહેલું કામ તો ઈશ્વર પ્રાર્થના કરવાનું કર્યું.

તેનાથી તેનું મન થોડું શાંત પામ્યું, પછી તે કેદખાનું તપાસવા પડયો. તેને દરવાજા આગળ એક નાની બારી જણાઈ. આ બારી આગળ રોટલો અને પાણીનો કુંજો પડેલો હતો. તે જોતાંજ ઓટો બોલી ઉઠયો, "ઈશ્વરનો આભાર થયો! ભૂખમરો પાડી મને મારી નાખનાર નથી!"

ખાવાપીવાની તે ચીજો લઈ ઓટો ઓરડાની વચ્ચે ઘાસ ઉપર બેસી ગયો. તેમાંથી તેણે થોડો ભાગ ખાધો. બાકીનો રાખી મૂકયો. કોણ જાણે ફરીથી કયારે તેને ખાવાનું મળશે તે નિશ્ચય ન હતો. ખાઇ રહ્યા પછી ફરીને તેણે ચારે તરફ પોતાની નજર ફેરવવા માંડી. આ વખતે તે એક ચીજ જોઇને ચોંકયો. રાતના તેણે પાંચ બારીઓ ગણી હતી. આ વખત તેણે ફરીથી ગણી. બીજી વખત ધ્યાનપૂર્વક ગણી. પણ પાંચ ન થઇ. ત્યાં તો માત્ર ચારજ બારીઓ હતી!

આનું શું કારણ? રાતના ગણતાં વખતે તે ભૂલ્યો હતો કે કેમ? તે બારીઓ આગળ ગયો. ત્યાં ફરીથી ગણી. પણ ચારજ બારીઓ હતી. જે તરફની ભીંતમાં ચાર બારીઓ હતી તે તરફ બીજી ખાલી જગાજ ન હતી.

આખો દિવસ પસાર થઇ ગયો. કોઇ પણ માણસનો અવાજ ત્યાં સંભળાયો ન હતો. બારી આગળ પક્ષી પણ ફરકયું ન હતું. જાણે કિલ્લામાં કોઇ જીવતું માણસ કે પશુ પક્ષી ન હોય એવો ત્યાંનો ભયંકર દેખાવ હતો. રાત પડી ગઇ. તેણે પોતાને માટે ખાવાનું આવવા આશા રાખી. તે દરવાજા આગળ જઇ ઉભો. જે માણસ તેને માટે ખાવા પીવાનું લઈ આવે તેની સાથે થોડી વાત કરવા તેણે વિચાર કર્યો. પણ તેમાં તે નિષ્ફળ થયો. કલાકના કલાક વહી ગયા પણ તેને માટે ખોરાક કે પાણી કાંઈ ન આવ્યું! તે નિરાશ થયો! તોપણ તે થોડો રોટલો અને પાણી બચાવી રાખવા પામ્યો હતો.

તેણે ફરીથી એક વખત ઈશ્વરની સ્તુતિ કીધી. પછી તે ઉંઘવા પડયો. આનંદદાયક સ્વપ્ન તેને આવવા લાગ્યા તે સ્વપ્નમાંથી ઘંટનો અવાજ થતાં તે જાગી ઉઠયો. આ વખત ઘંટ

બે વખત વાગ્યો. ઓટો ચમકી ઉઠયો. તે કેદખાનામાં આસપાસ જોવા લાગ્યો. તેનું કેદખાનું સાંકડું થયલું જણાયું. તેના ઘાસના બીછાના આગળ આસપાસની ભીતો વધારે પાસે આવેલી જણાઈ! પણ ખાવાનું! તે ભૂખ્યો થયો હતો. તેણે દરવાજા તરફ નજર ફેરવી તો ત્યાં રોટલો અને પાણીનો કુંજો પડેલા હતા. ઓટો ઈશ્વરનો આભાર માનતો બોલ્યો, "મને ભૂખમરાથી મારી નાખવામાં આવતો નથી એટલો ઈશ્વરનો આભાર! પણ મને અહીં કેદ શા માટે રાખ્યો છે! આવા કેદખાનામાં વરસો સુધી પડી રહેવાને બદલે એકદમ મોત આવે તે ભલું. અરે પણ આ શું?"

તેણે ચીશ પાડી. તેની નજર બારીઓ તરફ ગઈ. ત્યાં માત્ર ત્રણજ બારીઓ હતી!

તે તરફની ભીંતો એક બીજાની વધારે પાસે આવેલી હતી. શું ઓટો ગાંડો થઈ ગયો હતો? પ્રથમ તેણે જ્યાં પાંચ બારીઓ દીઠી હતી ત્યાં આજ માત્ર ત્રણજ હતી. તેનું કારણ?

ઓટો ગાંડો થયો ન હતો. પહેલે દિવસે જ્યારે તે કેદ પડયો તેજ રાતના કુદકો મારીને પણ તે બારીને પહોંચી શકતો ન હતો. તેજ બારીના સળીઆ તેણે પોતાના હાથથી પકડયા હતા. ત્યાંની ઉપરની શીલીંગ પણ બારીઓ સાથે નીચે ઉતરી હતી.

શું તે ભીંતો નીચે ઉતરીને અને બાજુઓ પાસે ખસી આવીને તેને કચડી નાખશે? અથવા તો તે કફન જેટલી થઈને તેને જીવતો કફનમાં મૂકી દાટશે? આવા વિચારો તેને આવ્યા.

અરે ઈશ્વર! આ તે કેવી રીતનું ભયંકર મોત!"

તેણે તુરત ઈશ્વરની પ્રાર્થના કીધી. તે શાંત થયો. પણ તેની શાંતિ થોડીવારજ રહી. ગમે તેવા દૃઢ વિચારના માણસને પણ આ વખત હીમત ન રહે એવો વખત હતો.

તે દિવસ પણ પસાર થયો. તે થાકી ગયો હતો. તેને તુરત ઉંઘ આવી ગઈ. આજ રાતના તેને એક ભયંકર સ્વપ્ન આવ્યું. એક ચમત્કારીક આકારને તેણે કેદખાનામાં પોતાની

પારો ઉભેલો દીઠો. તેણે તેને આ કેદખાનામાંથી છોડવીને સત્તા, પૈસો, પદવી, લાંબી જીંદગી, સુખ વગેરે ચીજો આપવા સમજાવ્યો. પણ તે સાથે એક સરત કરવા માગી. ઓટો ત્યાંથી છુટો થઇ પોતાની સ્ત્રી પુત્રોને મળવા આતુર હતો તેથી તેની સરત જાણવા માગી. તે આકારે પોતાની સરત તેના કાનમાં ધીમે સાદે કહી. ઓટો તુરત ચોંકી ઉઠયો. તેણે પોતાની પાસે ઉભેલા સેતાનને ત્યાંથી જતો રહેવા કહ્યું. પણ તે આકાર ત્યાંથી ન ખસ્યો. ઓટોએ પોતાની પાસેની તે પવિત્ર ચીજ કાઢી કે તે તુરત અલોપ થઇ ગયો.

તેજ વખતે ઘંટના ત્રણ ટકોરા થયા.

ઓટોનું મગજ આ વખતે એટલું તો ગુંચવાઇ ગયું હતું કે, તે પોતે કયાં હતો તે પણ જાણતો ન હતો. પણ થોડીવારે જ્યારે તે શાંત થયો ત્યારે પોતાની હાલત અને રાતના સ્વપ્ન વિષે વિચાર કરવા લાગ્યો.

તેના હાથમાં તે પવિત્ર વસ્તુ પકડેલી હતી. શું ખરેખર સેતાન તેને લલચાવવા આવ્યો હતો? તે ખરી વાત હતી એવી તેની ખાત્રી થઇ. તેણે બારીઓ તરફ નજર ફેરવી. પણ પ્રભુને ત્યાં બાકી રહેલી બે બારીઓ તરફથી તેણે નજર ફેરવી લીધી! તે બીછાના ઉપરથી ઉઠીને ઉભો થયો. તેનું માથું ઉપર શીલીંગને લાગ્યું. તે સીધો ઉભો રહી શકતો ન હતો. પણ તેનો રોજનો ખોરાક તો તેને માટે તૈયારજ હતો.

પોતાની સ્ત્રી અને પુત્રો યાદ આવી જતાં તે બોલ્યો, "માત્ર બેજ બારીઓ બાકી રહી છે! ત્રણ વખત ઘંટ વાગ્યો એટલે ત્રણ બારીઓ જતી રહી! કાલે ચોથી વખત વાગશે એટલે ચોથી બારી અલોપ થશે! અને પરમ દિવસે પાંચમી વખતે વાગશે એટલે છેલ્લી બારી ખલાસ થશે! મારૂં મોત પાસે છે! પણ મને અહીં કોણે કેદ કરાવ્યો છે? માણસ જાતનું તો આ કામજ ન હોય! પણ તે લુકેઝા હશે! તેના સિવાય બીજાથી આ કામ ન થાય! હું તારો ગુલામ ન થયો તેનું તેં વેર લીધું છે! પણ હું અહીં મરીશ, પણ તારે તાબે તો થનાર નથીજ!"

રાત પડવા આવી. આંજની રાત તેણે જાગતા રહેવા ઠરાવ કર્યો. તે ઉભો તો રહી શકતો ન હતો. તે ઘાસ ઉપર બેસી ગયો.

આખી રાત બારી તરફ નજર રાખીને અને ઇશ્વરની ભક્તિ કરવામાં તેણે ગાળી. પ્રભાતનું પહોર થતાંજ ઘંટનો અવાજ થયો. એક-બે-ત્રણ-ચાર; તુરતજ તેની પાછળની ભીંત ધીમે ધીમે ખસતી જણાઈ. ઉપરની શીલીંગ નીચે ઉતરી તેના માથા સૂધી આવી. તેણે ચીસ પાડી. કોઇ પણ ગોઠવેલા સંચા કામથી આ બધું બનતું હતું. તે બાકી રહેલી એક બારી તરફ જોતો બોલ્યો, "આવતી કાલે મૃત્યુ ખચીત આવશે! મારી વહાલી પત્ની-મારા પ્યારા પુત્રો, હું તમને હવે મળનાર નથી!" આમ કહી તે રડી પડયો. રડવાથી તેની છાતી ખાલી થઇ. તે થોડો શાંત થયો. તે સૂઇ જઇને ઘરાતો દરવાજા આગળ ગયો. ત્યાં તેને માટે ખાવાનું તૈયાર હતું. આજનો દિવસ તેનો છેલ્લોજ છે એવી તેની ખાત્રી હતી. તે રાત પડતાં સૂઇ ગયો. તેને સેતાન તરફની હવે બીક ન હતી!

## પ્રકરણ ૯૦ મું.

## ઘંટનો છેલ્લો અવાજ.

પાંચમી રાત પડી ચૂકી. ઓટોની ખાત્રી હતી કે, સવાર થતાં ઘંટનો પાંચમો ટકોરો થશે તે સાથે ભીંતો પાસે આવતાં તે કફનમાં બંધ થશે.

તે મરવાથી ડરતો ન હતો. પણ તેના કુટુંબના માણસો તેના મરણના કારણથી અજાણ્યા હતા તેની તેને દલગીરી હતી.

પણ તે ચમકી ઉઠયો. તેણે કાંઈ અવાજ સાંભળ્યો. કેદખાનાની નાની બારી કોઇએ ઉઘાડીને મધુર અવાજે કહ્યું, "ઓટો પ્યુનાલા!"

ઘણા વરસ થઇ ગયા હતા છતાંએ અવાજ ભુલેલા બો-

રજીઆનો છે એમ ઓટો પામી ગયો. તેણે પૂછ્યું, "ત્યારે હું શું તમારો કેદી છું? ઉપકારનો બદલો અપકારથીજ વાળવો જોઇએ? નીચ સ્ત્રી, તારા ભાઇને છોડવવા માટે મેં શું શું કર્યું તે તું ભૂલી ગઇ?"

તેણે જવાબ આપ્યો, "લુક્રેઝા બોરજીઆ કાંઈ પણ ભૂલી ગઇ નથી. ઓટો પ્યાનાલાએ રોઝેન્થેલના કિલ્લામાં તેના પ્યારનો તિરસ્કાર કર્યો હતો તે પણ તેને યાદ છે! મગરૂર અને હઠીલા માણસ, તે વખત હું તારે પગે નહોતી પડી? એક સર્પથી ડરીને જેમ માણસ ખસી જાય તેમ તું મારી પાસેથી ખસી નહોતો ગયો? પણ હું તને અહીં ઠપકો આપવા આવી નથી હું તારો છૂટકો કરવા આવી છું."

ઓટો આતુરતાથી બોલ્યો, "અરે ભલી થઇને મારો અહીંથી છૂટકો કર! હું મારા સ્ત્રી પુત્રોને મળવાને આતુર થયો છું! હું તારો આભાર માનીશ!"

લુક્રેઝાએ કહ્યું, "હું ઓટો પ્યાનાલાનો ઉપકાર નહિ પણ પ્રેમ માગું છું!"

ઓટો તિરસ્કારથી બોલ્યો, "નીચ સ્ત્રી, તું મારી સાથે સરતો કરી મને છૂટો કરવા માગે છે! પણ એટલું તો યાદ રાખજે કે તારા વિષયાંધપણાને તાબે થવા કરતાં હું મરવાનું વધારે પસંદ કરૂં છું!"

લુક્રેઝાએ જવાબ આપ્યો, "મગરૂર માણસ, એમ ન સમજતો કે તારૂં મોત તુરત આવશે! જે રાજદ્વારી કેદી ઉપર ફેરેરાની સરકારનો અથવા મારો ગુસ્સો ઉતરે છે તેને અમે આ કફનરૂપી કેદખાનામાં કેદ કરી મોકલીએ છીએ. તારા પણ એવાજ હાલ થયા છે. આવતી કાલે પાંચમો ઘંટ વાગશે એટલે તુરતજ આ કફન તારા શરીરના માપનું થઇ જશે. તારાથી જરા પણ હરાવા ફરાવવાનું નથી! એના અંદર તું કેટલાક દિવસ સુધી ભૂખે મરતો પડી રહીશ! ભૂખની પીડાથી તારા હાથ ઉપરનું માંસ તું ખાઈ જઈશ! આવી અનેક આપદાઓ વેઠી તારો અંત આવશે! બોલ, હવે તું મારે તાબે થાય છે કે, અહીં મરવાનું પસંદ કરે છે?"

ઓટોએ જવાબ દીધો, "નહિ, નહિ! તું સ્ત્રી નથી પણ ડાકણ છે! નીકળ અહીંથી! ચલ જા! હું તારે તાબે થવા નથી માગતો!"

"ત્યારે તો તારી હઠીલાઇથી અહીંજ મર!" આમ કહી તે બારી બંધ કરીને ચાલી ગઇ. પણ તેજ પળે બહારની બાજુએ ઘણા માણસોના પગલા ઓટોએ સાંભળ્યા. તરત દરવાજો ઉઘડ્યો દીવાનો પ્રકાશ પડ્યો અને એક જણ બોલ્યો "ઓટો પ્યાનાલા, બહાર આવ! તું છૂટો થયો છે!"

ઓટોના આનંદનો પાર ન રહ્યો. તે તુરત બહાર નીકળ્યો. પોતાની સામેજ તેણે કીમતી પોશાકવાળા એક અમીરને ઉભેલો દીઠો. તેની છાતી ઉપર એક ચાંદ લટકાવેલો હતો તેથી ઓટોએ તેને ઓળખ્યો કે, તે ફેરેરાનો ડયુક હતો.

ડચેસ લુક્રેઝા બે ચોકીદારોના હાથમાં કેદ હતી. શારમનના હાથમાં બેડીઓ હતી. સીનોરા જીનાલ્ડો ડયુકની પાછળ ઉભી હતી.

લુક્રેઝાનો ચહેરો ફીકકો પડી ગયો હતો. પણ તે દ્રઢતાથી ઉભી હતી.

પ્યાનાલા તરફ જોઇને ડ્યુક બોલ્યો, "ભલા માણસ, તારા કુટુંબને જઇને મળ. તારી ગેરહાજરીથી તેઓ દલગીર નથી. જેવો તને આ કિલ્લામાં કેદ કરવામાં આવ્યો કે, મેં તેજ વખતે તારી સ્ત્રી પુત્રોને એક માણસ સાથે કહેવરાવી મોકલ્યું કે, તું ત્રણ ચાર દિવસ સુધી કામે રોકાયો છે તેથી આવી શકનાર નથી."

આ ખબરથી આનંદ પામીને ઓટો બોલ્યો, "મારા લોર્ડ તમારો ઉપકાર થયો."

ઓટોનો હાથ પકડીને ડ્યુક બોલ્યો, "અને તને મેં ત્રણ ચાર દિવસ સુધી અહીં દુઃખમાં રહેવા દીધો તે માટે મને ક્ષમા કરજે. આ સ્ત્રી જેની આગળી ચાલ વિષે મેં સાંભળ્યું હતું છતાં મેં તેને મારી પત્ની કીધી હતી, પણ તેં તારી ચાલ ન છોડી. મારે ખાત્રી કરવી હતી અને ખાત્રી થઇ ચૂકી. લુક્રેઝા, તારી બધી અનીતિ હું જાણતો હતો છતાં તારી સું-

દરતાથી લોભાઇને તારી સાથે લગ્ન કરવા હું તને દેવળમાં લઇ ગયો. તે વખતે તેં મને વફાદાર રહેવા કબૂલાત આપી હતી, તે આટલામાંજ ભૂલી ગઈ ? નીચ સ્ત્રી, તારી વિશ્વાસુ સખીએ તને ફસાવી છે-તારૂં ભોપાળું, તેણેજ ખુલ્લું કર્યું છે! અને વળી આ સદ્ગુણી માણસને તેં જે શબ્દો કહ્યા અને તેણે તને ધિક્કારી કાઢી તે બધું મેં મારે કાને સાંભળ્યું અને તેથી મારી ખાત્રી શુદ્ધાં થઇ છે."

લુક્રેઝાએ જીનાલ્ડો તરફ કરડી આંખે જોયું પણ પોતાના પતિના ઠપકાનો ઉત્તર ન આપ્યો.

પછી ડ્યુકે આગળ ચલાવ્યું, "જીનાલ્ડો, મેં તને બચાવવા વચન આપેલ છે, તેથી અહીંથી જતી રહે. (શરમન તરફ ફરીને) અને આ નીચ સ્ત્રીના નીચ હથિયાર, તારી જીંદગી સુધી તું આ જ કેદખાનામાં રહે. ચોકીદારો, એને લઇ જાઓ!"

જીનાલ્ડો ત્યાંથી જતી રહી. શરમનને ચોકીદારો લઈ ગયા. પછી ડ્યુક બોલ્યો, "મેસર પ્યાનાલા, મારે તને હવે વધારે કહેવાનું નથી. તને અને તારા કુટુંબને માટે મેં એક વહાણ તૈયાર કરાવ્યું છે. તે તને જ્યાં જવું હશે ત્યાં લઇ જશે. માટે હવે જા. અને અહીં જે તેં જોયું છે અને સહન કર્યું છે તે ભૂલી જજે."

લુક્રેઝા તરફ જોતો ઓટો બોલ્યો, "આપ નામદારની પાસે મારે વિનંતિ કરવાની છે કે, એ ગમે તેવી પાપી અને-"

ડ્યુક ગુસ્સાથી બોલ્યો, "મેસર પ્યાનાલા, તું ઇનસાફની વચ્ચે આવતો ના. જા, છેલ્લી સલામ!"

પણ ઓટો ત્યાંથી ન ખસ્યો. તેને આનાકાની કરતો જોઇ ડ્યુકે ગુસ્સાથી પગ પછાડીને કહ્યું, "સાંભળતો નથી? જતો રહે!"

તેજ વખતે ચોકીદારોએ તેને પકડ્યો અને કેદખાનામાંથી બહાર લઇ ગયા. તેને ગએ થોડીવાર થઇ એટલામાં લોખંડી કફને બીજો ભોગ લીધો.

લુક્રેઝાના ઘણા કાલાવાલા છતાં ડ્યુકે તેને લોખંડી કફ-

નમાં જોરાવરીથી નાખવા ચોકીદારોને હુકમ કર્યો. તેની ચીશો અને કાલાવાલા છતાં તેને અંદર નાખી દરવાજો બંધ કર્યો. ડ્યુક આખી રાત ત્યાં દરવાજા આગળ બેશી રહ્યો. ઇટાલીઅનો કિનાખોર હોય છે. તેઓ બરાબર કિનો લે ત્યારેજ શાંત થાય છે.

સવાર પડી એટલે કિલ્લાનું સંચાકામ ચાલુ થયું. ઘંટના પાંચ ટકોરા વાગ્યા અને તેજ વખતે કફનમાંથી-તે જીવતી કબરમાંથી ભયંકર-છાતીફાટ ચીશો નીકળવા લાગી. બાજુઓ વધારે જોરથી એક બીજા તરફ ખસતી આવી. ઉપરનો ભાગ જોરથી નીચે ઉતર્યો, અને અંદરની ચીશો વધતી ગઈ. લોખંડી કફન બંધ થઈ ગયું!

## પ્રકરણ ૯૨ મું.

### તલેસમાત.

એકાંતવાસના કિલ્લામાંના લોખંડી કફનમાંના બનેલા ભયંકર બનાવને દોઢ મહિનો થઇ ગયો છે. હાલ ૧૫૧૩ નો મે મહિનો ચાલતો હતો. વીએનામાંથી મર્કી જતી રહી હતી. પોતાની સ્ત્રી પુત્રોને ઘરમાં સહીસલામત મૂકીને ઓટો ઓરાંનાના મહેલ તરફ ગયો. દરવાજા આગળ ઘોડા ઉપરથી ઉતરતાં તેને આસપાસનો દેખાવ બધો ગમગીની ભરેલો જણાયો. તેણે દરવાનને કારણ પૂછ્યું. દરવાને જવાબ આપ્યો તે પણ દલગીરી ઉપજાવનાર હતો. ઓરાનાની કાઉન્ટેસ થેરેસા મરણ પામી હતી!

પોતાનાજ પતિથી પોતાનાજ સ્વદેશ ઉપર ઉતરેલી મર્કીનો પહેલો ભોગ થેરેસા થઇ હતી! ફ્રોસ્ટ સાથે પણ તેને છેલ્લી મુલાકાત થઈ ન હતી. તે ઓચીંતી મરણ પામી હતી. તે પોતાના પતિએ કરેલા સેતાન સાથેના કોલકરારો તથા પાલણાવાળા ઓરડાની અદલાબદલી વિષે તદ્દન બેખબર હતી.

પણ ફ્રોસ્ટ-તેની હાલત કેવી હતી?

તેનું અંતઃકરણ તેને ડંખતું હતું. પોતાની આસપાસ ઉભેલાઓને તેણે જાહેર કર્યું કે, થેરેસાનો જીવ તેણે પોતે લીધો છે. પણ તેનો ખરો અર્થ કોઇ સમજ્યા નહિ. તેઓએ એમ જાણ્યું કે, તે પોતાની પત્ની વિષે અતિ પ્યાર ધરાવે છે તેથી એમ બોલે છે. થેરેસા મર્કીથી મરણ પામી છે એમ બધા જાણતા હતા, પણ તે મર્કી કેમ પેદા થઇ તે કોઈ જાણતું ન હતું.

સુંદર એડેલા જે થેરેસાને પોતાની માતા સમજતી હતી, તે તેના મરણથી અતિ દુઃખી થઈ. મર્કી ઉડવાની ધાસ્તી વગર તે તેના બીછાના આગળ બેઠી રહી. પણ તે એકલી ન હતી. તેનો આશક મેક્ષીમીલીઅન પણ હીમત રાખીને તેની બાજુએ બેઠો હતો.

આર્ચડયુક લીઓપોલ્ડ અને આર્ચડચેસ મેરીઆં પણ પોતાની આ મિત્રના મરણથી દલગીર હતા. ઘણે ખરે ઠેકાણે તો મર્કીએ ઘર દીઠ એકજ માણસનો ભોગ લઇ સંતોષ પકડ્યો હતો. પણ કેટલેક ઠેકાણે તો આખા ઘરના ઘર ઉજડ કરી નાખ્યા હતા.

જે વખતે ઓટો ફોરસ્ટને મળવા આવ્યો તે વખતે તે પોતાના એકાંત ઓરડામાં હતો. તેણે તેને પોતાની પાસે બોલાવી મંગાવ્યો. ઓટો ફોરસ્ટને જોતાંજ બોલ્યો, "હું ફતેહ પામ્યો છું. તમારો પુત્ર બચ્યો છે!"

ફોરસ્ટ આનંદ પામ્યો. આવી આનંદની પળો ફોરસ્ટે ઘણા વરસ થયા ભોગવી ન હતી. તે બોલ્યો, "હું તારો આભાર કેમ વાળી શકીશ? મારી પાસે એવી એકે ચીજ નથી જેનાથી તારો કરેલો ઉપકાર વળી રહે?"

ઓટોએ જવાબ વાળ્યો, "મને બદલો જોઇતો નથી. મે બદલો મેળવ્યો છે અને તે અહીં છે (એમ કહી તેણે પોતાની છાતી ઉપર હાથ મૂકયો) મને કેવી મુશ્કેલી નડી છે તેનું વર્ણન કરી હું વખત ખોવા માગતો નથી. પણ હું એરેરેટના શિખર ઉપર પહોંચ્યો, ત્યાં પવિત્ર વહાણ મેં જોયું અને તેનો

કટકો કાપી લાવ્યો. તે હાલ મારી પાસે છે. હવે એક અગત્યનું કામ બજાવવાનું છે. ઓટેલાને તેના ખરા માતા પિતા બતાવવા જોઇએ. તેમને પોતાની પુત્રી સોંપવી જોઇએ. બધી વાત તેમને કહેવી જોઇએ. તેમ મેક્ષીમીલીઅન ચોવીશ વરસનો થાય ત્યાં સુધી આ પવિત્ર વસ્તુ શામાટે પહેરવી તે માટે તેને સમજણ આપવી પડશે."

ફોસ્ટ ફીકકો પડી જઇને બોલ્યો, "શું તું તેને મારા ભયંકર ભવિષ્યથી વાકેફ કરીશ?"

ઓટોએ દઢ અવાજે જવાબ આપ્યો, "નહિ, બધું તો ન કહેવાય. માત્ર હું એટલુંજ કહીશ કે બાળકની અદલાબદલી કરવાનું કારણ તમારો લોભ. તમારૂં બાળક રાજકુંવરની પદવી ભોગવે એજ ઇચ્છાએ તમે તેને બદલી નાખ્યો હતો એમ કહીશ."

ફોસ્ટ બોલ્યો, "તારો ઉપકાર થયો. પણ આ પવિત્ર વસ્તુ શા માટે પહેરી રાખવી તેનું કારણ તું શું સમજાવીશ?"

થોડીવાર વિચાર કરીને ઓટોએ કહ્યું, "તમારી સ્ત્રી પોતાની કાંઈ યાદગારી મૂકી ગઇ છે? જેવું કે માદળીઉં, વાળની લટ, અથવા કાંઈ ઘરેણું?"

ફોસ્ટે જવાબ આપ્યો. "હા, મારી પત્નીના સુંદર ચળકતા વાળની એક લટ મારી પાસે છે."

આનંદ પામીને ઓટો બોલ્યો, "તે મને આપજો. હું તે વાળને આ તલેસમાત સાથે ગુંથી લઇશ અને તેને હીરાજડીત બનાવીને મેક્ષીમીલીઅનના જન્મ વૃતાંતથી વાકેફ કરીશ તે વખતે તે તેને આપીને કહીશ કે, 'આ તમારી મરનાર માતાની યાદગારીમાં રાત દિવસ પહેરી રાખજો. એ કદી પણ ઉતારશો ના. એનાથી તમારૂં રક્ષણ થશે. જો તમે એ કોઇ વખત ઉતારી મૂકશો તો તમારી મરનાર માતાના પ્રેમમાં ઓછપ પડશે.'"

ફોસ્ટ બોલ્યો, "ભલા ઓટો, ભલે એમ કરજે. હવે આપણે છૂટા પડીશું—કદાચ હમેશને માટે છૂટા પડીશું! પણ નહિ!

હું તને વીએનામાં એક વખત મળીશ. સન ૧૫૧૭ની ૩૧મી જુલાઇએ હું તને મળીશ."

તે ત્યાંથી જવા કરતો હતો. પણ ઓટો તેને અટકાવીને બોલ્યો, "જરા સબૂર કરો. તમારા પુત્રને તો એક વખત મળી લ્યો !"

ફોસ્ટે જવાબ આપ્યો, "નહિ, તેમ કરવા મારી હીમત ચાલતી નથી."

આમ કહી દરવાજો ઉઘાડીને તે ચાલતો થયો. ઓટો તેને જતો જોઇ રહ્યો. પછી ધુંટણીએ પડી ઈશ્વર પ્રાર્થના કીધી.

---

## પ્રકરણ ૯૨ મું.

### સેતાનનો ભોગ.

૧૫૨૭ ની ૩૧ મી જુલાઇનો આજ દિવસ છે. સૂર્ય હમણાંજ અસ્ત પામ્યો હતો તે વખતે ઓટો પ્યાનાલાના દરવાજા આગળ એક મુસાફર આવીને ઉભો હતો. તેનો પોશાક હાલહવાલ હતો. તેનો ચહેરો ફીકકો પડી ગયો હતો. ફીકર ચિંતાથી તેનો ઉંચો આકાર વાંકો વળી ગયો હતો. ઓટો તેના આવવાની રાહ જોતો હતો. તે તેને જોઇને નીચે ઉતરી આવ્યો. તે તેને ઉપર લઈ ગયો. ત્યાં દરવાજો બંધ થતાં કોચ ઉપર પડીને તે બોલ્યો, "ઓટો, મેં મારૂં વચન પાળ્યું છે. આજે મારે છેલ્લે દહાડે હું તને મળવા માટે આવ્યો છું."

ઓટો બોલ્યો, "ફોસ્ટ, શું એ ખરૂં છે કે, આવતી-આવતી કાલે-"

ફોસ્ટે ધીમે સાદે કહ્યું, "સેતાન મારો ભોગ લેશે ! મારા પુત્રના અમર આત્માનો નાશ કરવા માટે મેં-નહિ, મારો વખત કાલે પુરો થશે."

ઓટોએ જવાબ આપ્યો, "તમારો તે પુત્ર સુંદર પત્ની મેળવીને સુખી થયો છે. તું પોતાના પિતાએ તેને માટે કરેલા ભયંકર અપરાધ-"

ફ્રેસ્ટ હર્ષાવેગથી બોલ્યો, "હા, પાલણાવાળા ઓરડાનો ભેદ! પણ ઓટો, સારી બધી વાત તેં તેને કહી છે? મારો ભેદ તેની આગળ ખુલ્લો કર્યો છે?"

ઓટોએ જવાબ આપ્યો, "નહિ, પણ જ્યારે તમે આ દુનિયા ઉપર નહિ હો ત્યારે માત્ર એકજ જણ તમારા ભેદથી વાકેફ હશે."

ફ્રેસ્ટે કહ્યું, "ઓટો, ઉપકાર થયો. હું ગમે તેવો કંગાળ-પડી ગયેલો-નીચ-છું છતાં મને એક રીતે સંતોષ થાય છે કે, જે ધણી મારૂં નામ ધારણ કરનાર છે તે મારા છેલ્લા અવસાનથી-મારા મરણથી અજાણ્યો છે. ચાર વરસ ઉપર હું તારાથી છૂટો પડયો તે પછી આખી દુનિયામાં હું રખડી આવ્યો છું. પણ કોઇ પણ રીતે મારૂં મન શાંતિ પામ્યું નથી. આખરે હું છેલ્લી ઘડી માટે અહીં આવી પહોંચ્યો છું!"

ઓટો બોલ્યો, 'ફ્રેસ્ટ, મારૂં સાંભળી લે. તું નિરાશ ન થા. મારી સાથે પ્રાર્થના કર. આપણે એક ધર્મગુરૂને બોલાવીએ. તે તારા છૂટકા માટે કોઈ ઇલાજ બતાવશે. તું દેવળમાં ચાલ."

ફ્રેસ્ટે કહ્યું, "બસ કર, ઓટો. તું શું કહે છે તે તું જાણતો નથી. મારે મારા ભાગ્યને તાબે થવુંજ જોઇએ. આશાની વાતજ ન કરતો-મારે માટે આશા નથીજ! હવે મારા પુત્ર વિષે મને જણાવ. તે પેલો તલેસમાત પહેરે છે?"

ઓટોએ જવાબ આપ્યો, "તે કદી પણ ઉતારતો નથી. સોનાની સાંકળીમાં તેને પરોવીને તે હમેશ ગળામાં પહેરી રાખે છે. પણ તે હમેશા તને યાદ કરીને દલગીર રહે છે. તે તારૂં સારૂં થાય તેટલા માટે હમેશ પ્રાર્થના કરે છે. તે તને એકાંતવાસમાં વખત ગુજારતો ધારે છે."

ફ્રેસ્ટે કાલાવાલા કરતાં કહ્યું, "તેને એજ વિચારમાં રહેવા દેજે."

ઓટોએ કહ્યું, "મને તો એમ લાગે છે તું હવે દુનિયામાં જીવતો નથી એવી તેને ખબર આપવી જોઇએ. જો આજનો દિવસ-"

ફ્રેસ્ટ બોલ્યો, "હા, આજનો દિવસ મારો છેલ્લોજ છે."

ઓટોએ કહ્યું, "તો હું તારા મરણના દલગીરીભર્યાં સમાચાર એને આપીશ. પણ હું એવી રીતે વાત કરીશ કે એને જરા પણ શક ઉપજનાર નથી!"

ફ્રેસ્ટ પૂછ્યું, "અને એક મરતા માણસને જેવી રીતે વચન આપે તેવી રીતનું સોગન ખાઇને તું મને વચન આપશે?"

ઓટોએ કહ્યું, "હા, હું તમને વચન આપું છું."

ફ્રેસ્ટ બોલ્યો, "ઠીક. હવે એક સવાલનો જવાબ આપ. મારી કરેલી ઠગાઇ સાંભળીને આર્ચડયુક અને આર્ચડચેસે મને ધિક્કાર્યો-મારો તિરસ્કાર કર્યો કે નહિ?"

ઓટોએ ઉત્તર દીધો, "નહિ, નહિ. પાલણાવાળા ઓરડાનો ભેદ ખુલ્લો થયો જાણીને તે ઘણી ખુશી થઇ. તે ભલા અને ઉદાર દીલના છે. શહેનશાહને સમજાવીને બાકી જીવતા રહેલા વેરને તેઓએ ક્ષમા કરાવી. માત્ર તેને જર્મન રાજ્યમાંથી જતા રહેવા હુકમ થયો. દાયા તો મર્કીથી મરણ પામી હતી."

ફ્રેસ્ટે કહ્યું, "હું સંતોષ પામ્યો છું. ઓટો મારા જેવા કંગાળ પ્રાણીને તારા જેવો સદ્ગુણી મિત્ર કયાંથી મળે? ભલા મિત્ર, હું આજની રાત એકાંતમાં ગુજારવા માગું છું. મને તારે ત્યાં આજની રાત રહેવા દે. આવતી કાલે-"

કંગાળ ફ્રેસ્ટ વધારે બોલી ન શકયો. ઓટો તેને દીલાસો આપવા યત્ન કરવા લાગ્યો પણ સેતાનના ભોગને માટે દીલાસો ન હતો.

ફ્રેસ્ટે આતુરતાથી દરવાજા તરફ હાથ કર્યો. તેના મનની ઇચ્છા ઓટો સમજી ગયો. તે ત્યાંથી દલગીર ચહેરે બહાર નીકળ્યો.

આખી રાત ઓટોએ પ્રાર્થના કરવામાં ગુજારી.

# અંત.

સૂર્યોદય થવાનો વખત હતો. વીસુઅસ પર્વતના શિખર ઉપર બે આકારો ઉભા હતા. શિખરના મોઢામાંથી ધુમાડો નીકળતો હતો. આ બે આકારો સેતાન અને ફોસ્ટ હતા. સેતાનનો ચહેરો ફરી ગયો હતો. તેની સામે જોઇ ન શકાય એવો વિકાળ થઇ ગયો હતો. તેની આંખો અગ્નિના જેવી બળતી હતી. ફોસ્ટ પણ તેનો ચહેરો જોઇ ડરી ગયો. સેતાન ગર્જના જેવે અવાજે બોલ્યો, "ફોસ્ટ, તારી છેલ્લી પળ પાસે આવી છે. જે જગા જોવા તું એક વખત આવ્યો હતો તે જગાએ હું તને મારા એક ભોગ તરીકે લઇ જઇશ. પણ ત્યાં જવા પહેલાં કહું છું તે સાંભળી લે. તું શું એમ ધારે છે કે, તારો પુત્ર બદલી નાખીને તેં મને ઠગ્યો હતો તે હું જાણતો ન હતો? હું નહિ પણ તું પોતેજ મૂર્ખ બન્યો હતો. પાલણાવાળા ઓરડાની અદલા બદલી હું પહિલેથીજ જાણતો હતો. મને ઠગવા માટે તું યુકિત કરતો હતો તે જોઇ હું હસતો હતો. પણ એક માણસના સદ્ગુણોથી હું ડરતો હતો. તે માણસ ઓટો-પ્યાનાલા હતો. તેને મારે વશ કરવા મેં યુકિત કીધી જ્યારે તે ભૂખે મરવાની અણી ઉપર હતો ત્યારે મેં તેને માણસના આકારમાં મળીને પૈસા આપ્યા. તેના બદલામાં તેની મેં એક કામમાં મદદ લીધી હું જાણતો હતો કે, તેનું મગરૂર મન ધર્માદા-મફતનું લેવા કબૂલ કરનાર નથી. હું એમ ધારતો હતો કે, ગરીબીમાંથી એકદમ પૈસા મળતાં તે મોજ મજાહમાં પડશે. પણ તે તો મારા આપેલા હથિયારથી મારી સામેજ પડ્યો. મારા આપેલા પૈસાની મદદથી તે વધારે સદ્ગુણી થયો એક મોટી શકિત જેનું નામ પણ હું લઇ શકતો નથી તેની મદદથી તેણે વધારે પૈસા અને સુખ મેળવ્યું. મારા પૈસાથી તેણે મનેજ હરાવ્યો."

તેની તરફ જોયા વગર ફોસ્ટે પૂછ્યું, "અને ઓટો મારા પુત્રને તારા હાથમાંથી બચાવવા પાવ્યો?"

કડવાસથી સેતાને કહ્યું, "હા, તે બચાવવા પામ્યો. પણ

હું તેની સામે થયો હતો. લુકેઆ બોરજીઆ સાથે મેં સદ્ગુણી ઓટોનો મેલાપ કરાવ્યો—પણ કાંઇ ન વળ્યું. એવેરેટ પર્વત ઉપર ચઢતો તેને અટકાવવા માટે મેં યુકિત કીધી, પણ તે ફોકટ ગઇ. લીસ્સાના બેટ ઉપર લુકેઆના હાથમાં મેં તેને ફસાવ્યો. આ વખતે તે મારા હાથમાં આવશે એવી મને આસા હતી. પણ તે નિષ્ફળ ગઈ. હવે હું તેને કદી પણ દુઃખી કરનાર નથી.”

ફોરેટે પૂછ્યું, “અને મને આ બધું શા માટે કહી સંભળાવે છે?”

ભયંકર અવાજે સેતાન બોલ્યો, “કંગાળ પ્રાણી, ઈશ્વર ઉપર જે કોઇ વિશ્વાસ રાખે છે તેને તે કયાંય પણ છોડતો નથી તે તને જણાવવા માટેજ. આહા! તારી પળો થોડી બાકી રહી છે પણ તેમાં તને દુઃખી કરીને હું મઝાહ મેળવીશ. હા—જો તેં ઓટોની સલાહ માના હોત—માત્ર ગઇ કાલેજ પ્રાર્થના કીધી હોત—તેની સાથે તું દેવળમાં ગયો હોત—તો શું મારી એટલી શકિત છે કે, હું તને ત્યાંથી બહાર ખેંચી કાઢું? નહિ, નહિ! હું ગમે તેવો સતાવાન છું, છતાં મારી ઉપર તે મોટી શકિતની સતા ચાલે છે. તેની શકિતથી હું ડરૂં છું!”

ફોરેટે પૂછ્યું, “અરે, તું મને આ શું કહે છે? શું મારે માટે આશા હતી? અરે, હું કેવો કંગાળ છું!”

ફોરેટને દુઃખી થતો જોઇ તેનાથી આનંદ પામીને સેતાન બોલ્યો, “હા, તારે માટે આશા હતી. તે મોટી શકિતની કૃપા અપરંપાર છે. પણ હવે તો મોડું થયું છે. નર્ક તારે માટે રાહ જુવે છે. આજ દિન સુધી તારા જેવો કોઇ પણ પાપી ત્યાં આવ્યો નથી. તારી જરા જેટલી મતલબ પાર પાડવા માટે તેં કેટલા જીવોની ખુવારી કીધી તે તું જાણે છે? પહેલ વહેલું તેં તોફાન ઉભું કરાવ્યું તે વખતે કેટલા નિર્દોષ જીવો તેથી નાશ પામ્યા. તેઓના ખેતરો, તેઓનો પાક, તેઓના ઢોરો બધા નાશ પામ્યા. વળી તેં મારૂં રાજ્ય તેના પુર જોરથી જોવા માગ્યું. તે વખતે આ જ્વાળામુખી પર્વત, મારે ફાડવો પડયો. વળી તારા હુકમથી મેં મર્કી બોલાવી તેનાથી લાખો

જીવો મરણને શરણ થયા. અને છેલ્લું તારી વહાલી પત્ની જે તને પોતાના જીવ કરતાં વધારે ચહાતી હતી તેનો તું પોતે ખુની થયો !"

ફોસ્ટ બુમ પાડી ઉઠયો, "અરે મને બચાવ-બચાવ ! અરે હું મરણ પામ્યો હોત-અથવા તે મરણ પામી હોત-પણ આ ભયંકર-"

સેતાન વચ્ચે બોલી ઉઠયો, "તારી રાખેલી ઇડાને લીધે તારી ઘેરેસા ઘણા વરસ પહેલાં મરણ પામી હોત, પણ એક ટો પ્યાનાલાએ તેના ઝેરનો ઉતાર તેને પાવરાવીને બચાવી લીધી."

ફોસ્ટ બોલી ઉઠયો, "શું, ત્યારે તેં એક માણસની જીંદગી બચાવી ! ત્યારે તો તારામાં દયા હશેજ !"

સેતાને દૃઢતાથી જવાબ આપ્યો, "જ્યારથી મારી પડતી થઇ છે ત્યારથી દયા શી ચીજ છે તે હું જાણતો નથી. શું, તું એમ સમજે છે કે, તારી પત્નીને મેં દયાથી બચાવી છે? નહિ. મેં જોયું કે, તું પાપ કરવાથી ડરતો નથી. તો કોઇ એવો વખત આવશે કે, તારી સ્ત્રી તારા કરેલા કોઇ કામથી મરણ પામે. મારૂં ધારવું ખરૂં પડયું. તારા કરેલા કામથી તારી વહાલી ઘેરેસા મરણ પામી. તારા પાપની ટીપમાં તેથી વધારો થયો.

ફોસ્ટે બુમ પાડી, "નીચ, સેતાન, તારી ભયંકર યુક્તિમાં તું ફાવ્યો છે!"

સેતાને કહ્યું, "કંગાળ પ્રાણી, મારી સામે કરેલી તારી નીચ યુક્તિઓ કેવી નિષ્ફળ ઉતરી? ચોવીશ વરસ ઉપર અગાઉ જ્યારે મેં તને વીટેન્બર્ગના કેદખાનામાંથી બહાર કાઢયો, ત્યારે તારા શત્રુ મુખ્ય ન્યાયાધીશને મારી નાખવાની તેં મનાઇ કીધી. પણ તેની આગળ ભયંકર રૂપમાં દેખાવ દઇ તેને ડરાવીને તને વધારે ઈજા ન કરે એવો હુકમ કરવા તેં મને આજ્ઞા કીધી. તે છતાં તેના પુત્રે તને કાંઈ દુઃખ દીધું ન હતું તેને તેં ફાંસી અપાવી ! ને પછી તેં તોફાન, મરકી,

જ્વાળામુખી પર્વત વગેરેથી કેટલી ખરાબી કીધી ? કંગાળ પ્રાણી, હવે તું મારોજ છે-હું તને ધિક્કારૂં છું!"

ફોસ્ટ સેતાન આગળ ઘુંટણીએ પડીને બોલ્યો, "અરે બચાવ, મને થોડીવાર બચાવ! મને આ દુનિયા ઉપરથી લઈ ન જા! હું તારોજ છું ત્યારે મને બીજા થોડા વરસ આ જગત્‌માં જીવવા દે! શું તું મારૂં આટલું વચન નહિ રાખે? તારા મહાસાગર જેવડા રાજ્યમાંથી મારા જેવું એક ટીપું ઓછું થશે તો તને શું નુકશાન થનાર છે? અરે મને એક વરસ-એક મહિનો-એક અઠવાડીઉ-એક દિવસ-એક કલાક આપ!"

સેતાન બોલ્યો, "તારૂં પાપ ભરાઇ રહ્યું છે! હવે મારાથી તને છોડાય નહિ!"

સેતાન તેને પકડવા આવ્યો તે જોઇ ફોસ્ટે ચીશ પાડી- "દયા, દયા! એક કલાક-થોડીક મીનીટો આપ-પછી હું તારોજ છું!"

તેનો હાથ પકડતાં સેતાન બોલ્યો, "હાલજ તું મારો છે!"

તેજ વખતે જ્વાળામુખીમાંથી વધારે જોરથી ભડકો નીકળ્યો અને સેતાન તેને લઇને અંદર કુદી પડયો.

